મળવાનું ઠેકાણું:-
શ્રી જૈન ધર્મ પ્રસારક સભા
કાંટાવાળો ડેલો, ભાવનગર

શેઠશ્રી વાડીલાલ ચત્રભૂજ ગાંધી
"પ્રદીપ નિવાસ"
ઘાટકોપર, મુંબઈ-૭૭

●

પ્રથમ આવૃત્તિ વિ સં ૧૯૮૦
પ્રત ૧૦૦૦

દ્વિતીય આવૃત્તિ વિ સ. ૨૦૨૫
પ્રત ૧૦૦૦

●

કિમત રૂા. ૪-૦૦

●

: મુદ્રક :
શ્રી ધર્મવિજય પ્રીન્ટીંગ પ્રેસ,
શેરડીપીઠનો ડેલો, નળ પાસે,
ભાવનગર

# ॥ સમર્પણ ॥

પૂજ્ય પ્રભાવક દાનવીર જૈન નરરત્ન શેઠશ્રી ભોગીલાલ મગનલાલ શાહ

આપ યશનામ કર્મવાળા પુણ્યશાળી આત્મા છો આપની કાર્ય કુશળતાને લીધે ભાવનગરમા આવેલ મહાલક્ષ્મી મીલે અપૂર્વ પ્રગતિ કરેલ હતી આપ ધર્મપ્રેમી માનવતાપ્રેમી અને સરળ સહૃદયી સજ્જન છો

આપની વિદ્યા પ્રત્યેની પ્રીતિ આદરણીય છે આપ વિદ્વાનોના પૂજક છો જૈન મતાનુયાયી હોવા છતાં સર્વ ધર્મ પ્રત્યે આપનો સદ્ભાવ છે તેથી ભાવનગરની ધાર્મિક અને સામાજિક સંસ્થાઓમાં આપ માનવતુ સ્થાન ધરાવો છો. વળી આપે ઘણાં કુટુંબોને અને વિદ્યાર્થીઓને નાત જાત કે ધર્મના ભેદ વિના ગુપ્ત રીતે આર્થિક મદદ આપેલ છે

આપનુ જાહેર જીવન વિવિધ પ્રકારનુ છે કોંગ્રેસ માટેનો ફાળો હોય, ભાવનગર પાંજરાપોળનું કામ હોય ક્ષય નિવારણ દવાખાનાનુ કામ હોય, રેડક્રોસનો મેળાવડો હોય અને વ્યાયામનો મેળાવડો હોય તે વખતે આપે એક અગ્રણી તરીકે તે સસ્થાનુ કાર્ય કરેલ છે.

આજથી છત્રીસ વર્ષ પૂર્વે શાસન સમ્રાટ આચાર્યશ્રી વિજયનેમીસૂરીશ્વરજીએ આપ જેવા બાહોશ સુકાનીને તળાજા તીર્થ–કમીટીના પ્રમુખ તરીકે નિમણુંક કરી હતી આજે તળાજા તીર્થ–કમીટીએ જે અપૂર્વ સિધ્ધીઓ પ્રાપ્ત કરેલ છે તેમા આપશ્રીની અજોડ કાર્યક્ષમતા, અપૂર્વ ઉલ્લાસ વિગેરે પ્રત્યક્ષ નજરે પડે છે

આપનું આર્થિક અને રાજકીય જીવન જેટલુ સહજદર્શી છે તેટલુ જ આપનું કૌટુંબિક જીવન સુખી અને પ્રેમાળ છે. વળી જેને "સુધરેલા" કહેવામાં આવે છે તેવા આચાર વિચારોથી આપનુ કુટુબ અલિપ્ત છે

આપની જીવન પ્રણાલી અનુકરણીય છે આપનો સૌની પ્રત્યે સદ્‌ભાવ છે આપની વૃત્તિ સમાધાનવાળી છે આપ ઉદાર દાનવીર છો અને આપનુ હૃદય પ્રેમાળ છે. સેવા આપનો જીવન મંત્ર છે. વળી આપની સરળતા અને સહૃદયતા અનુકરણીય છે

મારા જીવનમા તમારી સાથે આજે લગભગ ૪૦-૪૧ વરસના સંબધમાં તમોએ મને આપ્ત જન તરીકે ગણીને કુટુંબી ભાવનાથી જે પ્રેમ રાખેલ છે તેથી હુ તમોને આ પુસ્તક પ્રેમના પ્રતીક તરીકે અર્પણ કરૂં છું.

છેવટમા જે માનવીઓએ દીનદુઃખી બાધવોને સુખી કરવા માટે સાચા દીલથી પ્રયાસ કર્યો હોય અને તેમના આસુ લૂછ્યા હોય તે માનવીઓના લીસ્ટમાં આપનું નામ વિના સકોચે મુકી શકાય તેવું આપે કાર્ય કરેલ છે

વાડીલાલ ગાંધી

# પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવના.

હિતશિક્ષાના રાસમાં કેટલા પ્રકારની હિતશિક્ષા છે તેનું દિગ્દર્શન આ સાથે આપેલ વિષયાનુક્રમથી થઈ શકશે. અગર જો કે આ રહસ્યમા રસિકતા એટલી બધી છે કે વાંચવા માંડ્યા પછી અધુરૂં મૂકવાની ઈચ્છા થાય તેમ નથી છતાં સાદ્યંત વાચવાની ખાસ ભલામણ કરવામાં આવે છે દરેક વ્યક્તિને પોતાને ઉપયોગી ભાગ આ બુકમાંથી અવશ્ય મળશે. આ રાસમા કર્તાએ પ્રાસંગિક કથા ભાગ સુંદર રીતે ગોઠવ્યો છે. તેનો અનુક્રમ પણ જુદો બતાવવામાં આવેલ છે. રહસ્ય લખવામાં ભાષા સાદી વાપરેલ છે કે જેથી બાળ, યુવાન, સ્ત્રી કે વૃદ્ધ સૌને વાંચતાં સરખો આનંદ ઉત્પન્ન થશે

આ રહસ્ય છપાયા છતાં રાસનું ઉપયોગીપણું ઓછું થતું નથી. પર્ષદામાં તો રાસને જ વાચીને અર્થ સમજાવવો જરૂરનો છે કે જેથી શ્રોતાઓના મન ઉપર બહુ સારી અસર થઈ શકે.

આ રાસનું રહસ્ય આ સભાના પ્રમુખ અને શ્રી જૈન ધર્મ પ્રકાશના તંત્રી સ્વ શાહ કુંવરજી આણંદજીએ તયાર કરેલ છે સાન્મત્ર મુનિમહારાજ સ્વ. શ્રી કર્પૂરવિજયજીની પ્રેરણાથી આ પુસ્તક બહાર પાડવામાં આવેલ છે

આશા છે કે આ પુસ્તકનો લાભ જૈનો તેમજ જૈનેતરો લેશે કારણ કે હિતશિક્ષા તો સૌને ઉપયોગી હોય છે. તો સર્વે બંધુઓ લક્ષપૂર્વક આ રહસ્યને વાંચશે અને તેનો પોતાના વર્તનમાં ઉપયોગ કરશે તેવી આશા રાખવામાં આવે છે.

# દ્વિતીય આવૃત્તિની પ્રસ્તાવના.

શ્રીયુત્ શેઠશ્રી વાડીલાલ ચત્રભૂજ ગાંધી જે.પી. અને તેમના પત્ની અ. સૌ. ચંદનબેન, શેઠશ્રી ભોગીલાલભાઇ મગનલાલ શાહનો ૮૧ મો જન્મદિવસ નિમિત્તે, અભિનંદન આપવા અને શુભેચ્છા દર્શાવવા માટે ખાસ મુંબઇથી ભાવનગર આવ્યા હતા. તે વખતે બન્નેનો આ જન્મદિવસ ઉજવવાનો ઉત્સાહ અપૂર્વ હતો શેઠશ્રી વાડીલાલભાઈ ૮૧ નોટનો ગુલાબનો ગજરો અને ચાંદીની સુંદર ટ્રે અને તેમના પત્ની અ. સૌ. ચંદનબેન ચંદનનો હાર અને ભગવાન શ્રી મહાવીરસ્વામીના પ્રતિકની ચાંદીની ફ્રેમ મુંબઇથી તૈયાર કરાવી લાવ્યા હતા. તે સમયે તેમને આ પુસ્તક છપાવવાનો વિચાર આવ્યો અને મુરબ્બી શેઠશ્રી ભોગીલાલભાઈ પાસે તે પુસ્તકની બહુ પ્રશંસા કરી અને હર્ષપૂર્વક જણાવ્યું કે આ પુસ્તકને ફરીવાર પ્રકાશિત કરવાની અને આપને સમર્પણ કરવાની મારી ઇચ્છા છે. તે સમયે શ્રીયુત્ અમરચંદ માવજી ત્યાં હતા તેમણે પણ આ પ્રસ્તાવને અનુમોદન આપ્યું. આ રીતે આ ગ્રંથનું પ્રકાશનનું પ્રબળ નિમિત્ત મુરબ્બી શેઠશ્રી ભોગીલાલભાઈના ૮૧ મા જન્મદિવસે થયું હતું.

આ પુસ્તકનું પ્રકાશન શેઠશ્રી વાડીલાલ ચત્રભૂજ ગાંધી જે.પી. ની સંપૂર્ણ સ્હાયથી આ સભા દ્વારા પુનઃ પ્રકાશિત થાય છે સન્મિત્ર સ્વ. શ્રી કર્પૂરવિજયજી મહારાજ સાહેબના પ્રતિકરૂપ આ પુસ્તક જૈન અને જૈનેતરને પ્રેરણારૂપ બને તેવી શાસનદેવને પ્રાર્થના છે.

પુસ્તકના પ્રુફ સંશોધનનું કાર્ય સભાના ઓ. સે. દીપચંદ જીવણલાલ શાહ બી.એ બી.એમ.સી એ કાળજીપૂર્વક કરેલ છે ને બદલ તેમનો આભાર માનવામાં આવે છે.

હિતશિક્ષા રાસના રહસ્યમાં પ્રકરણો પાડેલા નથી કે જુદા જુદા મથાળા આપેલ નથી તેથી વાંચનારને કોઈપણ હકીકત વાંચવી સુલભ પડે તે માટે રાસના રહસ્યના વિષય વિભાગ ધ્યાનમાં રાખીને આ વિષય ક્રમમાં આપવામાં આવેલ છે

મંગળાચરણમા સરસ્વતીની સ્તુતિ–જ્ઞાન ને જ્ઞાનીનું બહુમાનરાસમાં જે જે વાત કહેવાની છે તે [ અભિધેય ] વ્યવહાર શુદ્ધિ માટે જરૂરના માર્ગાનુસારીના ૩૫ બોલ ( ધારણ કરવા યોગ્ય ગુણ )–શ્રાવકની દિનકરણીની શરૂઆત વહેલા ઉઠવું–મંદ સ્વરે બોલવું–આવશ્યક ( પ્રતિક્રમણ ) વિગેરે કરવુ–ઉત્તમ પુરૂષો વિશેષ જાગૃત રહે છે–તેમને જાગૃત રહેવાનાં કારણો–નવકારમંત્રની પ્રાધાન્યતા–તે ગણવાના પ્રકાર–તેમાં રહેલ ભાવ–નવકારવાળીનું સ્વરૂપ–તેની અનેક જાતિઓ–લક્ષ્મીવંતની ફરજ–નવકારવાળી કેવી રીતે ગણવી ?–નવકાર ગણવાનું ફળ–પ્રભાતે કરવાના જાપ ધ્યાન ને લયની હકીકત–તે ઉપર ભરતચક્રીનું સંક્ષિપ્ત ચરિત્ર–આરીસાભવનમાં તેમણે ભાવેલી ભાવના–તેમને થયેલ કેવળજ્ઞાન–સમભાવની આવશ્યકતા. પૃષ્ટ ૧ થી ૨૫

પ્રાતઃકાળમાં પ્રતિક્રમણ કરવાની આવશ્યકતા–પછી દેહની શંકા ટાળવા બાબત–તેના સ્થાનની શુદ્ધિ વિગેરે–સંમૂર્છિમ મનુષ્યની ઉત્પત્તિના ૧૪ સ્થાન–તેની ઉત્પત્તિ ન થાય તેમ કરવા માટે રાખવાનો ઉપયોગ–આયુષ્યની અલ્પતાનાં ચિન્હો તે વખતે સાવધાન થઈ જવાની જરૂર–તેને લગતો ઉપદેશ–ધર્મનુંજ શરણ લેવા યોગ્ય છે–આ જગતમાં ધર્મ વિના

બીજું કોઈ શરણભૂત નથી –તે ઉપર અનાથી મુનિનું દૃષ્ટાંત–તેમનો ઉપદેશ પૃષ્ટ ૨૫ થી ૩૯.

ઘરદેરાસરમાં જઇને જિન જુહારવા–ઘરદેરાસરની આવશ્યકતા–પછી મુખ્ય દેરાસરે દર્શન કરવા જવું–ત્યાં જાળવવાનાં દશ ત્રિક–નિસ્સિહી ત્રિકના પ્રસંગ ઉપર શ્રીપાળચરિત્રમાથી ઉપયોગી ભાગ–દશે ત્રિકનું વિસ્તારથી વર્ણન–દર્શન કરવા જતા જાળવવાના પાંચ અભિગમન–જિનમંદિરમાં તજવાની ૧૦ મુખ્ય આશાતનાઓ–દેવદર્શન કરીને ગુરૂવંદન કરવા જવું–ત્યાં પ્રત્યાખ્યાન લેવું ને વ્યાખ્યાન સાંભળવું–ધર્મને અયોગ્ય ચાર પ્રકારના મનુષ્યો–પૃષ્ટ ૩૯ થી ૫૧.

પ્રથમ રકત મનુષ્યસંબંધી એક સુભટનું દૃષ્ટાંત–ભટ દ્વેષી મનુષ્ય સંબંધી જીરણ પટેલનું દૃષ્ટાંત–મૂઢ મનુષ્ય સંબંધી એક બ્રાહ્મણનુ દૃષ્ટાંત–સ્ત્રીના દોષિતપણાને લગતા દુહા અને તેનો અર્થ–પૂર્વવ્યુદ્ગ્રાહિત મનુષ્ય સંબંધી અંધ રાજપુત્રનું દૃષ્ટાંત–પૃષ્ટ ૫૧ થી ૬૪.

ધર્મદેશનાના શ્રવણથી અનેક મહાપુરૂષોને થયેલા લાભ–તે પ્રસંગ ઉપર પરદેશી રાજાની કથા–પૃષ્ટ ૬૪ થી ૭૩.

ધર્મોપદેશકની વ્યાખ્યા–અયોગ્યને ઉપદેશ ન આપવા ઉપર સુઘરીનું દૃષ્ટાંત–મિષ્ટ બોલવાની ભલામણ–મુહપત્તિ સંબંધી કાંઈક હકીકત–કેવો ઉપદેશ ન દેવો તે બાબત–ધર્મકથા સાંભળીને શુભ પ્રવૃત્તિ અવશ્ય કરવી–માત્ર જ્ઞાન કામ કરી શકતું નથી, તેની સાથે ક્રિયાની આવશ્યકતા–ગુરૂ મહારાજને કરવાની વંદના અને પ્રાર્થના–પછી ઘરમા પ્રવેશ કરવાની વિધિ–દાતણના પ્રકાર–દંતધાવન (દાતણ) કરવાનો વિધિ–નેત્રાંજન–કેશસંમાર્જન–આરીસામાં મુખ દર્શન–

કસરત કરવી–મર્દન કરાવવું–સ્નાન વિધિ–પ્રભુપૂજા વિધિ–ગૃહદેરાસર કયા કરવું ? પ્રભુની જુદી જુદી અવસ્થા કયારે કયારે ભાવવી ?–પુષ્પપૂજાનું વિસ્તૃત વર્ણન–પૂજા વખતે પહેરવાના વસ્ત્ર–પૂજાના પ્રકાર–પૃષ્ઠ ૭૩ થી ૮૯.

પાંચ પ્રકારના દાન–અભયદાન ઉપર મેઘકુમારની, સુપાત્રદાન ઉપર ભરત ચક્રી વિગેરેની સંક્ષિપ્ત કથાઓ–મુનિદાનનો વિધિ–દાન નહીં આપનારાઓની સ્થિતિ–તે ઉપર કેટલાક ટુંકા દૃષ્ટાંતો–અભયદાનનું વિશેષ સ્વરૂપ–ભોજન અવસરે અવશ્ય અતિથિને દાન આપવું–તે ઉપર દુહા–પૃષ્ઠ ૮૯ થી ૧૦૦

દરેક મનુષ્યને રમણિય થવાની જરૂર–ભોજન વિધિ–ભોજન કર્યા પછી શું કરવું ને શું ન કરવું ?–પૃષ્ઠ ૧૦૦ થી ૧૦૮.

ભોજન પછી તંબોળવિધિ–ક્ષોરવિધિ–સ્નાન વિધિ–વસ્ત્ર ધારણ વિધિ–મુનિરાજને વસ્ત્રદાન આપવા વિષે ધ્વજભુજંગમકુમારની કથા–પૃષ્ઠ ૧૦૮ થી ૧૨૪.

પાદરક્ષક વિષે–છત્રી રાખવા વિષે–હાથમાં લાકડી રાખવા વિષે–દંડ પરીક્ષા–રાજસભામાં રાજાથી કરાતો અદલ ઇનસાફ–તે ઉપર યશોબ્રહ્મરાજાની કથા–વ્યવહાર શુદ્ધ રાખવાની આવશ્યકતા–આજીવિકાના સાત પ્રકાર–વ્યાપારથી કરવાની આજીવિકાના ૪ પ્રકાર–તે પૈકી બુદ્ધિવ્યાપાર ઉપર એક કથા–આજીવિકાના બીજા પ્રકારોનું વર્ણન–છેલો ભિક્ષારૂપ પ્રકાર–ન કરવા યોગ્ય કર્માદાનાદિ વ્યાપાર–વ્યાપારના અંગે અનેક પ્રકારની હિતશિક્ષા–જીર્ણદત્ત શેઠના પુત્રની કથા–પૃષ્ઠ ૧૨૪ થી ૧૪૯.

ઋણ કરવા ન કરવા વિષે-દેવાદાર ઉપર પણ મીઠી નજર રાખવી-એ સંબંધમાં ભાવડ શેઠની કથા-વ્યાપારને લગતી અનેક શિક્ષાઓ-આપત્તિ ને સંપત્તિમાં સમભાવ રાખવો-તે પ્રસંગ ઉપર આભડશેઠની કથા-આ પ્રસંગને લગતા દુહા અર્થ સાથે-પૃષ્ટ ૧૪૯ થી ૧૬૨.

ચાર પ્રકારના મૂર્ખ-એક શિયાળની કથા-લેણું લેવાની રીત-ન્યાય કરવામાં પણ પડતી મુશ્કેલી-તે ઉપર સુબુદ્ધિશેઠ ને તેની પુત્રીની કથા-વ્યાપારને અંગે હિતશિક્ષા-ખરીદ કરવા નીકળેલા બે વ્યાપારીની કથા-સત્ય માર્ગે વ્યાપાર કરનાર એક શેઠ (હેલાસા) ની કથા-વ્યાપારમાં કોઈનો વિશ્વાસઘાત ન કરવો-વિશ્વાસઘાતીની કથા-કર્મના ચાર પ્રકાર (પુણ્યાનુબંધી પુન્ય વિગેરે)-તે ચારે પ્રકારની થતી અસર-સત્યવાદી થવાની આવશ્યકતા-તે ઉપર બે નાના દષ્ટાંત-પૃષ્ટ ૧૬૨ થી ૧૮૫.

સેવક કેવા રાખવા ?-મિત્ર કેવા કરવા ?-કોઈને ત્યાં દ્રવ્ય મુકવું તો સાક્ષી રાખીને મુકવું-તે પ્રસંગ ઉપર એક શેઠની કથા-દુર્જન સંબંધી અનેક વાતો ને શિક્ષાઓ-થાપણ સાક્ષી રાખીને મુકવી-તે ઉપર એક દષ્ટાંત-ચાર પુરૂપાર્થ સંબંધી વર્ણન-પરચુરણ હિતશિક્ષા-પૃષ્ટ ૧૮૫ થી ૧૯૯.

મળેલા દ્રવ્યના કરવા યોગ્ય ૪ વિભાગ-આઠ બાબતમાં દ્રવ્ય ખરચતાં વિચાર ન કરવો-ગૃહસ્થ કરકસર પણ કરે અને ખરે વખતે લાખો રૂપીઆ પણ ખરચી નાખે-તે ઉપર એક શેઠ ને તેની પુત્રવધુનું દષ્ટાંત-શુભ કાર્યમાં દ્રવ્ય ખર્ચ-વાથી ઉલટી તેની વૃદ્ધિ થાય છે-તે ઉપર વિદ્યાપતિ શેઠનું

દૃષ્ટાંત–વ્યવહારશુદ્ધિવડેજ દ્રવ્ય મેળવવા ઉપર દેવા ને જસાની કથા–તેજ વિષયપર સોમરાજાની કથા–પૃષ્ઠ ૧૯૯ થી ૨૦૬.

દાનસંબંધી ચોભંગી–ઉત્તમ પુરૂષ–દેશવિરૂદ્ધ, રાજવિરૂદ્ધ, લોકવિરૂદ્ધ, ધર્મવિરૂદ્ધ અને કાળવિરૂદ્ધ ન કરે–ધર્મના ચાર પ્રકાર (દાન, શીળ, તપ ને ભાવ)–દાન, શીળ ને તપધર્મમાં ભાવની આવશ્યકતા–ભાવસહિત દાનધર્મ ઉપર જીરણશેઠની કથા–ચારે પ્રકારના ધર્મ સંબંધી વર્ણન–ભિક્ષુક સાધુ ને અભયકુમારનો પ્રસંગ–જ્ઞાનનો અભ્યાસ કરવો ને કરાવવો–તે સંબંધમાં માસતુસ મુનિનું દૃષ્ટાંત–પૃષ્ઠ ૨૦૬ થી ૨૧૩

સુશ્રાવક સત્ય બોલે ને ન્યાયથી દ્રવ્ય ઉપાર્જન કરે–અવિરતિનું સ્વરૂપ–વિરતિધર્મની આવશ્યકતા–નાનો મોટો પણ નિયમ જરૂર લેવો–તે ઉપર કમળ શ્રેષ્ટીપુત્રની કથા–આત્માને (જીવને) ઉપદેશ–માતાપિતાદિ સર્વનું ઉચિત જાળવવું–વૃદ્ધની બુદ્ધિ ઉપર બે નાની વાર્ત્તા–પૃષ્ટ ૨૧૩ થી ૨૨૧.

સુપુત્રે પિતાને શું કહેવું? પિતાના ઉપકાર સંબંધી ઠાણાંગસૂત્રનો આધાર–પુરૂષના ૧૬ શૃંગાર–શેઠના ગુણઓશીંગણ થવા ઉપર દૃષ્ટાંત–પૃષ્ટ ૨૨૧ થી ૨૨૯.

ધર્મ પમાડનાર ગુરૂના ગુણઓશીંગણ થવા બાબત–તે ઉપર અષાઢાચાર્યના શિષ્યનું દૃષ્ટાંત–પૃષ્ટ ૨૨૯ થી ૨૩૫.

માતાપિતાના ગુણઓશીંગણ થવા ઉપર આર્યરક્ષિતનો પ્રબંધ–માતાપિતાને દુઃખ ન ઉત્પન્ન કરવું તે ઉપર કૂર્માપુત્રની કથા–પૃષ્ટ ૨૩૫ થી ૨૪૧.

મોટા મોટા પણ કર્મયોગે ચૂકે-તે ઉપર ૧૧ દ્દષ્ટાંતો-પૃષ્ટ ૨૪૧ થી ૨૪૭.

પિતા કરતાં પણ માતાની ભક્તિ વિશેષ કરવા બાબત-પાંચ પ્રકારની માતા, પાચ પિતા, પાંચ ભ્રાતા-તે બધાનું ઉચિત જાળવવું-તે શિવાય બીજા સ્વજનોનું પણ ઉચિત જાળવવું-સ્રીનું ઉચિત કેવી રીતે સાચવવું ?-માણસે નવરા ન રહેવું-તે ઉપર એક વ્યંતર ને વણિકની વાર્ત્તા- પૃષ્ટ ૨૪૭ થી ૨૫૦.

સ્રીને કામમાં ગુંથાયેલીજ રાખવી-તે ઉપર એક શેઠ ને પુત્રવધુનું દ્દષ્ટાંત-તદંતર્ગત કામદેવનો મહિમા-સાંસારિક સુખના ઇચ્છકે સ્રીને ન દુહવવી-ચાર પ્રકારના મોટા શાસ્રોનો ટુંકમાં સાર-તેનું વિવેચન-જે ઘરમાં સ્રી પુરૂષનું કામ કરે છે તે ઘર વિનાશ પામે છે- તે ઉપર એક મોટું દ્દષ્ટાંત-તદંતર્ગત શારદાકુટુંબનીં વિદ્વત્તા ભરેલી કથા-તેમજ એક કોળી ( સ્રીમુખા ) ની કથા, યોગ્ય સ્રી સલાહ પૂછવા લાયક પણ હોય છે. પૃષ્ટ ૨૫૦ થી ૨૬૯.

પુત્રનું ઉચિત જાળવવા બાબત-તે ઉપર તેમજ સત્સંગતિથી થતા અપૂર્વ લાભ ઉપર આર્દ્રકુમારની કથા-પુત્રને યોગ્ય વયે યોગ્ય સ્રી સાથે પરણાવવો-અયોગ્ય જોડલા ઉપર કથા-તદંતર્ગત ચોરનું ડહાપણ પૃષ્ટ ૨૬૯ થી ૨૭૫

કેટલીક હિતશિક્ષાઓ-પુત્રની ઉપર યોગ્ય વયે ઘરનો અથવા રાજ્યનો ભાર મૂકવો-તે ઉપર પ્રસેનજિત રાજાએ પુત્રોની કરેલી પરીક્ષાનો પ્રબંધ-ઉત્તમ પુરૂષે યોગ્ય અવસરે અવશ્ય સંસાર તજી દેવો-પુત્રવધુઓની પરીક્ષા કરીને ઘરનો

ભાર વહેંચણુ કરીને સોંપવો–તે ઉપર ધનાશેઠ અને તેની ચાર પુત્રવધુઓનું દૃષ્ટાંત ( પૃષ્ટ ૨૭૫ થી ૨૮૫ )

કોની કોની પ્રશંસા કેવી રીતે કરવી ? સગા સંબંધીનું ઉચિત જાળવવા બાબત–કોઈ પણ નવું કાર્ય સુજ્ઞ મનુષ્ય પાંચ જણને પૂછીને કરે–આ પ્રસંગ ઉપર પાંચ આંગળી ને અંગુઠાનો પ્રબંધ ગુરુમહારાજનું ઉચિત જાળવવા બાબત એ પ્રસંગ ઉપર એક નાની કથા–શાસનના કે ગુરૂ વિગેરેના પ્રત્યનિકનું યથાશક્તિ નિવારણ કરવું–રાજદરબારમાં જવું પડે તો પાંચ જણાએ મળી એક વિચાર કરીને જવું–તે ઉપર ભારંડ પક્ષીનો સંબંધ–ઉત્તમ જનોએ કોઇના મર્મ પ્રકાશવા નહીં–તે ઉપર રાફડાના ને પેટના સર્પનો પ્રબંધ–પૃષ્ટ ૨૮૫ થી ૨૯૩

સંપની આવશ્યકતા–તે પ્રસંગ ઉપર ચોખા ને ફોતરાનો પ્રસંગ–અન્ય દર્શની સાથે ઉચિત જાળવવું–શ્રાવકના ચોમાસાનાં કૃત્ય–વાર્ષિક કૃત્ય–સચિત્તની સમજણ–જરૂરી કારણેજ પરદેશ જવું–પરદેશ જતી વખત જોવાના મુહૂર્તો વિગેરે. પૃષ્ટ ૨૯૩ થી ૨૯૯

પરચુરણ શીખામણો–શ્રાવકના સંધ્યાકૃત્ય–પ્રતિક્રમણની આવશ્યકતા–રાત્રિનાં કૃત્ય–સુવાના ખાટલા સંબંધી વિવક્ષા–પુણ્યશાળીને થતી ઉત્તમ વસ્તુઓની પ્રાપ્તિ–શીતઋતુ, ગ્રીષ્મ-ઋતુ અને વર્ષાઋતુમાં આનંદ આપનારી જુદી જુદી વસ્તુઓ–કેવી રીતે સુવું ?–રાત્રિના સ્ત્રી સંસર્ગ સંબંધી વિવેક–સુઈ ને ઉઠ્યા પછીનું પ્રાતઃકૃત્ય–પ્રતિક્રમણ પ્રત્યાખ્યાનાદિની આવશ્યકતા–જેમ જેમ વય વધતી જાય તેમ તેમ પાપનાં

કારણો શું શું તજવા ? તેની વ્યાખ્યા (વર્ણન)–શું શું કૃત્ય કરવા તેનું વર્ણન–પોતાનું આયુષ્ય કેટલું છે ? તે સમજવાના પ્રકાર-બાળ પંડિતાદિ મરણના પ્રકાર–પૃષ્ટ ૨૯૮ થી ૩૦૮.

રાસના કર્તાના સમાપ્તિના ઉદ્ગાર–આ રાસ કર્ત્તાએ ખંભાતમાં બનાવેલ હોવાથી ખંભાતનું વર્ણન–રાસ રચ્યાનો સંવત, માસ, તિથિ વિગેરે–પોતાની કુળ, જાતિ વિગેરે–પોતાની પ્રવૃત્તિનું વર્ણન–ગ્રંથની પરિસમાપ્તિ. પૃષ્ઠ ૩૦૮ થી ૩૧૧

# આ રહસ્યમાં આવેલ કથાઓની

## અનુક્રમણિકા.

# શુદ્ધિપત્ર–:

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯ | ૮ | આયુ | આયુઃ |
| ૧૬ | ૧૩ | સંભરે | સંભારે |
| ૧૭ | ૧૮ | અંતમુહૂર્તગાં | અંતમુહૂર્તમાં |
| ૧૮ | ૩ | જોયએ | જોઇએ |
| ૧૯ | ૨૧ | મથમથી | મધમધી |
| ૩૧ | ૧૭ | ચેત્યાં | ચેત્યો |
| ૬૫ | ૩ | રોર | ચોર |
| ૭૦ | ૪ | ભુલનમાં | ભુવનમાં |
| ૮૮ | ૨૫ | શાટે | માટે |
| ૧૦૬ | ૧૫ | ભેંશવું | ભેંશનું |
| ૧૦૮ | ૧૭ | ચીત્ત | ચીત્તા |
| ૧૨૨ | ૨૦ | શરરીનો | શરીરનો |
| ૧૨૮ | લીટી નીચે | લેવા | ન લેવા |
| ૧૩૪ | ૧૩ | ળીજી | બીજી |
| ૧૩૫ | ૧૮ | તે | — |
| ૧૩૭ | ૧૬ | હુધી | સુધી |
| ૧૫૧ | ૧૪ | બહુ | બહુ |

| પાનુ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૫૬ | ૧૯ | હવે | હૈવે |
| ૧૫૬ | ૨૦ | કોણુ | કેણુ |
| ૧૬૩ | ૨૩ | વિયેરે | વિગેરે |
| ૧૬૬ | ૧૩ | બવ | બધે |
| ૧૬૮ | ૧૦ | વાંસક | વાંચક |
| ૧૭૭ | ૧૬ | પાવ્યો | પામ્યો |
| ૧૯૧ | ૧૩ | દાંઈ | કાંઈ |
| ૨૦૫ | ૧૩ | ભહુ | બહુ |
| ૨૧૬ | ૧૧ | ત્યાીગ | ત્યાગી |
| ૨૩૦ | ૧૩ | શીતે | શીરીતે |
| ૨૩૧ | ૧૧ | ગુરેને | ગુરૂને |
| ૨૩૬ | ૨૫ | આભ્યાસ | અભ્યાસ |
| ૨૫૯ | ૬ | वृहदस्पति | वृहस्पति |
| ૨૭૬ | ૨૦ | षङ् | षड्ग |
| ૨૭૮ | ૧૫ | वुन्धी | वुद्धि |

યોગીશ્વર શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાય વિરચિત

# શ્રી પરમાનંદ પચિશી

(પદ્ય ભાવાનુવાદ)

ઉત્કૃષ્ટ આનંદ રૂપ જે, રાગાદિ દોષથી રહિત છે;
સર્વ રોગથી રહિત ને, આ દેહમાં વ્યાપેલ છે
અનંત શક્તિ વંત છે, તેને નહિં જે ચિંતવે;
અજ્ઞાની એવા પ્રાણીઓ, નિજસ્વરૂપને નહીં ઓળખે, ૧

સ્વભાવ સુખ અનંતને, પરિપૂર્ણ જ્ઞાનામૃત છે;
અનંત દર્શન જ્ઞાન અનંત, અનંત વીર્ય સહિત છે.
અનંત ચતુષ્ટય રૂપ જે, સ્વરૂપ અવ્યાબાધ છે;
પરમાત્મા અલૌકિકતણું, અજર અમર સ્વરૂપ છે ૨

નિર્વિકાર ને નિરાકાર, સર્વ સંગ રહિત છે;
પરમ આનંદ મય સ્વરૂપ, શુદ્ધ ચેતના સહિત છે.
નિરંજન ને નિરાકાર, નિર્વિતર્ક સ્વરૂપ છે;
નિર્વિચાર ને નિર્વિકાર, નિર્વિકલ્પ સ્વરૂપ છે. ૩

આત્મ ચિંતનમાં સદા, જે રક્ત ઉત્તમ જાણજો;
મોહનું ચિંતન કરે, તે મધ્યમ પિછાણજો.
કામ ચિંતન જે કરે તે, અધમ તેને માનજો;
પરતણી ચિંતા કરે તે, અધમાધમ અવધારજો. ૪

નિર્વિકલ્પ દશામહીં, સમ્યક્ સ્વરૂપે સ્થિત છે;
તે જ્ઞાનામૃતના સાગરે, આનંદ પ્રેમ સહિત છે.
ભેદ જ્ઞાનના વિવેકથી, સમ્યગ્ દર્શન ચક્ષુથી;
જ્ઞાનામૃતનું પાન કરતા, અંજલીઓ ભરીભરી. ૫

આનંદમય આ આત્માને, જાણતો તે બુદ્ધ છે;
નિજ આત્મામાં રમણ કરે, તે નિજસ્વરૂપે શુદ્ધ છે.
સેવન કરી સ્વસ્વરૂપનુ, વિભાવ ને જે ત્યાગતો;
સ્વભાવમાં સ્થિરતા કરી, નિજ સ્વરૂપને એ પામતો. ૬

જળકમળવત આ આત્મા, ક્ષીર નીર રૂપે જાણવો;
દેહથી જે ભિન્ન સ્વરૂપ, શુદ્ધ આત્મા ધારવો.
દેહમાં રહેવા છતાં જે, દેહથી ન્યારો સદા;
પ્રજ્ઞા થકી પિછાણવો, અરૂપી નિજ આ આત્મા. ૭

દ્રવ્યકર્મ રહિત ધ, જે ભાવકર્મ રહિત છે,
નોકર્મથી રહિતને, સત્ ચિદાનંદ સ્વરૂપ છે.
નિશ્ચય થકી નક્કી કરી, સ્વસ્વરૂપને સંભાળજો;
પરભાવથી મુક્ત થઈ, શુદ્ધ સ્વરૂપને પામજો ૮

બ્રહ્મજ્ઞાન સ્વરૂપ જે, અનંત અવ્યાબાધ છે;
સ્વદેહમાં વ્યાપક છતાં, અજ્ઞાનીને ન જણાય છે.

જેમ સૂર્યના પ્રકાશને, ઘુવડ નહિ દેખી શકે;
તેમ મિથ્યાદૃષ્ટિવંત નહિ, સ્વસ્વરૂપને દેખી શકે. ૯

જે શુદ્ધ આત્મ દ્રવ્યનું, કરે ધ્યાન એકાગ્રપણે;
તે કર્મથી મુક્ત થઈ, સ્ફટિક સમ સ્વરૂપપણે
નિર્મળ કેવળ જ્ઞાનને, પ્રાપ્ત કરે એક સમયમાં;
ધ્યાતા ધ્યેયની એકતા, ધ્યાનના આ પ્રયોગમાં. ૧૦

સ્વદ્રવ્યગુણ પર્યાગમાં, ચર્યા કરે જે યોગીઓ;
તે આત્મધર્મને પામતા, દુઃખ દોષથી તે મુક્ત હો.
પરમાર્થ તત્ત્વને પામીને, પરમ જ્યોતિ પ્રકાશતા;
સર્વ કર્મથી મુક્ત થઇ, મુક્તપુરીને પામતા. ૧૧

પરમાત્માનું સ્વરૂપ જે, આનંદમય છે સર્વદા;
સંકલ્પ વિકલ્પ રહિતને, પરમ જ્યોતિરૂપ સદા.
સ્વભાવમાં જે લીન છે, તે તત્ત્વને પ્રાપ્ત કરે;
નિર્વિકલ્પ સ્વરૂપમાં, સ્વયંમેવ તત્ત્વદર્શન કરે. ૧૨

ચિદાનંદ ચેતન્ય ઘન, જે શુદ્ધ છે સ્વરૂપથી;
સર્વ દુઃખથી રહિતને, નિર્મળ સ્વસ્વભાવથી.
અનંત સુખ સંપન્ન અને, સર્વ સંગથી રહિત જે;
આધિ વ્યાધિ ઉપાધિથી, જે સર્વથા એ મુકત છે. ૧૩

ચૌદરાજમાં જેહની, અવગાહનાનું ક્ષેત્ર છે;
નિશ્ચય થકી એ જાણજો. વ્યવહારે દેહ પ્રમાણ છે.
સંશય નહિ એમાં કંઈ, સર્વજ્ઞના એ જ્ઞાનમાં;
શ્રદ્ધા થકી શુદ્ધિ કરો, આત્મા તણા પ્રકાશમાં. ૧૪

સ્વસમય સ્થિત જે આત્મા, જે સમયમાં શુદ્ધિ કરે;
તે સમયમાં વિકલ્પ રહિત, થઇને સ્વરૂપમાં વિચરે.
પરમશાંત સ્થિર સમાધિ, ભાવમાં સ્થિરતા કરે;
નિર્વિકલ્પ સ્વરૂપમાં, આનંદ ઊર્મી ઊછળે. ૧૫

તે તેજ પરમ બ્રહ્મ છે, તે તેજ જિન વિતરાગ છે;
ઉત્કૃષ્ટ પરમ તત્ત્વ છે, જે સારભૂત સર્વજ્ઞ છે.
ઇચ્છા નિરોધી તપ રૂપ, છે તેહવો તે આત્મા;
તપ તેહી જ આત્મા છે, જ્ઞાન તેહી જ આત્મા. ૧૬

તે તેજ જ્ઞાન જ્યોતિમય, તે તેજ પરમ ગુરુ છે;
તેજ પરમ ધ્યાનમય, તે તેજ નિજ સ્વરૂપ છે.
સારમાં છે સાર વસ્તુ, શુદ્ધ આત્મા ધારવો;
દ્રવ્ય ગુણ પર્યાયથી, શુદ્ધ સ્વરૂપ પિછાણવો. ૧૭

તે તેજ કલ્યાણ રૂપ છે, તે તેજ સુખ સ્વરૂપ છે;
તે તેજ શુદ્ધ ચિદ્રૂપ છે, તે તેજ શિવ સ્વરૂપ છે.
તેનેજ એકને જાણવો, તેનેજ એકને પામવો;
એ જાણતા સહુ જાણીયું, નિશ્ચયથી તે જાણજો. ૧૮

તે તેજ પરમાનંદમય, તે તેજ સુખદાયક છે;
તે તેજ પરમ ચૈતન્યમય, અજર અમર શિવરૂપ છે.
અનાદિથી અજ્ઞાનથી, મિથ્યાત્વ અવિરતિ ભાવમાં,
કષાય યોગથી બંધમાં, ભ્રમણ કર્યું સંસારમાં ૧૯

આહ્‌લાદકારક પરમ જ્યોતિ, રાગ દ્વેષથી રહિત છે;
સોઽહં સ્વરૂપે દેહમા સ્વભાવથી એ સહિત છે.
પરભાવ અહંભાવના, ત્યાગી થઈ વિભાવથી;
પૂર્ણતામાં મગ્ન થઈ, સ્થિરતા કરો સ્વભાવથી ૨૦

આકારથી છે રહિત ને, વિકારથી પણ રહિત છે;
સિદ્ધ ગુણ સહિત જે, નિર્વિકાર કર્મ રહિત છે.
શુદ્ધ નિષ્પન્ન યોગી છે, જે ગુણસ્થાનક રહિત છે;
ચૈતન્ય શુદ્ધ નિરંજન, અનન્યમય એ મૂર્તિ છે. ૨૧

રાગદ્વેષને મોહથી, રહિત એવો આત્મા;
સહજ સ્વરૂપે જાણજો, પરમ એ પરમાત્મા.
જ્ઞાન ચેતના યુકત ને, એ જ્ઞાતાદૃષ્ટા માત્ર છે;
જ્ઞાન જ્ઞેયની ભિન્નતા, અભિન્ન આત્મારામ છે. ૨૨

જેમ સુવર્ણ છે પાષાણુમાં, ને ઘૃત છે દુગ્ધ મહીં;
તલ મહીં છે તેલ ને, તેમ આત્માદેહ મહીં.
પણ દેહથી એ ભિન્ન છે, સંયોગ રૂપ સંબંધ છે;
સંસાર અવસ્થા મહીં, એ તાદાત્મરૂપ જણાય છે. ૨૩

જેમ કાષ્ટમા અગ્નિ રહે, તેમ દેહમાં શકિતરૂપે;
એમ જે તે જાણતો, તે જ્ઞાનમય પંડિત દીપે
સર્વશાસ્ત્રનો સાર આ, છે સારરૂપ આ આત્મા,
અંતર આત્મ સ્વરૂપથી, પરમાનંદ પરમાત્મા. ૨૪

અવ્રતનો કરી ત્યાગ ને, વિરતિ પરિણામે રહો;
સમભાવમાં સ્થિરતા કરી, સ્વસ્વરૂપને અંતર ભજો.
પરમ આનંદ પ્રાપ્ત કરીને, પરમ 'યશ'ને પામજો;
'અમર' સ્વરૂપ દર્શન કરી, સૌભાગ્ય લક્ષ્મી દીપાવજો. ૨૫

અમરચંદ માવજી શાહ

## શાંતમૂર્તિ મુનિ મહારાજશ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજ



જન્મ : વિ. સં. ૧૮૯૦ પોશ શુદિ ૧૧

દીક્ષા : વિ. સં. ૧૯૦૮ અશાડ શુદિ ૧૩

સ્વર્ગવાસ : વિ. સં. ૧૯૪૯ વૈશાખ શુદિ ૭ ભાવનગર

# મુનિ મહારાજશ્રી વૃદ્ધિચંદ્રજીની
# સંક્ષિપ્ત જીવન ઝરમર

તેમનો જન્મ પંજાબ દેશના રામનગર નામના શહેરમાં થયો હતો તેમના પિતાનું નામ ધર્મજશ અને માતાનું નામ કૃષ્ણા દેવી હતું અને તેમનુ મુળનામ કૃપારામ હતું, સંવત ૧૯૦૮ના અશાડ શુદી તેરસને દીવસે કૃપારામે મુનિ મહારાજશ્રી બુટેરાયજી પાસે દીક્ષા ગ્રહણ કરી અને તેમનુ નામ મુનિ વૃદ્ધિચંદ્રજી રાખ્યું સંવત ૧૯૧૦નુ ચોમાસુ મુનિ મહારાજશ્રીએ પાલીતાણે કર્યું તેમને પાલીતાણામાં ભાવનગરના શ્રાવક બહેચરદાસ ભગવાન વગેરે મળ્યા હતા તેમણે ભાવનગર આવી વિદ્વાન પજાબી સાધુઓની પ્રસંસા કરી તેથી મુનિ મહારાજશ્રી બુટેરાયજીએ બે શિષ્યો મુનિ વૃદ્ધિચંદ્રજી અને મુનિ પ્રેમચદજી સાથે સવત ૧૯૧૧નુ ચોમાસુ ભાવનગર કર્યું. ત્યાર પછી મુનિ મહારાજ વૃદ્ધિચંદ્રજી રૈવતાચળની યાત્રા કરવા જુનાગઢ ગયા. સવત ૧૯૧૪માં મુનિ વૃદ્ધિચંદ્રજીના સબધમાં ત્રણ બનાવો બન્યા (૧) તેમના સંસારી પિતા કાળધર્મ પામ્યા (૨) ગુરૂ મહારાજની આજ્ઞા મળવાથી સભા સમક્ષ વ્યાખ્યાન વાંચવાનુ શરૂ કર્યું અને (૩) સગ્રહણીનો દુઃખકર વ્યાધિ લાગુ પડયો અને પહેલા થયેલ પગે વાના વ્યાધિની જેમ આ સંગ્રહણીનો વ્યાધિ પણ આયુષ્યની પૂર્ણતા સુધી લાગુ રહ્યો મુનિ મહારાજશ્રી વૃદ્ધિચદ્રજી સ ૧૯૩૦મા પાલીતાણાથી વિહાર કરી ભાવનગર પધાર્યા. અને સ ૧૯૩૦ના અષાડ શુદ ચોથના રોજ શ્રી વૃદ્ધિચંદ્રજી પાઠશાળા શરૂ કરી સંવત ૧૯૩૧માં અમદાવાદમાં એક યતિએ મુનિ મહારાજશ્રી બુટેરાયજી પાસે વડી દીક્ષા ગ્રહણ કરી અને તેમનુ નામ મુનિ

ગંભીરવિજયજી રાખવામાં આવ્યું અને મુનિરાજશ્રી વૃદ્ધિચંદ્રજી ના શિષ્ય તરીકે શ્રી સંઘે વાસક્ષેપ નાંખ્યો. મુનિ મહારાજ શ્રી વૃદ્ધિચંદ્રજી સંવત ૧૯૩૩મા પાલીતાણાથી વિહાર કરી ભાવનગર પધાર્યા અને સંવત ૧૯૩૭ના શ્રાવણ શુદ ત્રીજના રોજ જૈન શાળામા અભ્યાસ કરતાં ઉછરતી વયના જૈન બાળકોએ શ્રી જૈન ધર્મ પ્રસારક નામની એક સભાનું સ્થાપન કર્યું અને તે સભાની ઉપર મહારાજશ્રીએ કૃપા દૃષ્ટિનું સિંચન કર્યું. સં ૧૯૪૧ના ચૈત્ર માસથી "શ્રી જૈન ધર્મ પ્રકાશ" નામનું એક માસિક સદરહુ સભા તરફથી બહાર પાડવામાં આવ્યું જે અદ્યાપિપર્યંત નિર્વિઘ્ન પણે બહાર પડે છે સંવત ૧૯૩૮થી સ. ૧૯૪૯ના ચોમાસાં મુનિ મહારાજશ્રીએ ભાવનગર કર્યાં. સ ૧૯૪૬માં મુનિ મહારાજની અભિલાષા પ્રમાણે દાદા સાહેબમાં એક સુશોભિત અને સુંદર જિનાલયનું ખાતમુહુર્ત કરવામા આવ્યું સં ૧૯૪૯ વૈશાખ શુદ સાતમ ના રોજ રાત્રિના સાડાનવ કલાકે તેઓ સ્વર્ગવાસ થયા અને આઠમના રોજ દાદાસાહેબની વાડીમા તેમનો અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો. તેમને નીચે જણાવેલ દશ શિષ્યો હતા (૧) મુનિ કેવળ વિજયજી, (૨) મુનિ ગંભીરવિજયજી, (૩) મુનિ ઉત્તમવિજયજી, (૪) મુનિ ચતુરવિજયજી, (૫) મુનિ રાજવિજયજી, (૬) મુનિ હેમવિજયજી (૭) મુનિ ધર્મવિજયજી, (૮) મુનિ નેમવિજયજી, (૯) મુનિ પ્રેમવિજયજી અને (૧૦) મુનિ કર્પૂરવિજયજી.

શાંતમૂર્તિ મુનિ મહારાજશ્રી કર્પૂરવિજયજી મહારાજ



જન્મ : વિ સ ૧૯૨૫ વલ્લભીપુર
દીક્ષા : વિ સ ૧૯૪૭ વૈશાખ શુદિ ૬ ભાવનગર
સ્વર્ગવાસ : વિ સ ૧૯૯૩ આસો વદિ ૮ પાલીતાણા

# સન્મિત્ર શ્રી કપુરવિજયજી મહારાજની
# સંક્ષિપ્ત જીવન ઝરમર

તેમનો જન્મ સંવત ૧૯૨૫માં વલ્લભીપુર (વળા)માં થયો હતો. તેમના પિતાનું નામ અમીચંદ અને માતાનું નામ લક્ષ્મીબાઇ અને તેમનું નામ કુંવરજી હતું. તેઓએ ભાવનગરમા મેટ્રિક સુધીનો અભ્યાસ કર્યો હતો. તેમના પૂજ્ય માતાનું અવસાન પ્રસૂતિની તીવ્ર વેદનાથી થયું તેથી તેમને અત્યંત દુઃખ થયું અને તેમણે સંસાર-માંથી સત્વર નીકળવાનો નિર્ણય કર્યો સવત ૧૯૪૭ના વૈશાખ શુદ છઠ્ઠના દિવસે શાંતમૂર્તિ શ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજ પાસે ભાવનગરમાં ભાગવતી દીક્ષા અંગીકાર કરી અને કુંવરજી મટીને મુનિશ્રી કર્પૂર-વિજયજી થયા તેમના લગ્ન થયાં ન હતાં તેથી તેઓ બાલબ્રહ્મચારી હતા તેઓશ્રીએ કાઠિયાવાડ, ગુજરાત, કચ્છ અને ઉત્તરહિંદમાં વિહાર કર્યો હતો પં શ્રી ગંભીરવિજયજી તેમને અદ્‌ભુત જોગી તરીકે બોલાવતા હતા અને સમેત શિખરના પહાડમાં પોતાના જ જેવા જ વિરક્ત શિષ્ય યુગલ સાથે કાર્યોત્સગ મુદ્રામાં રહેલા હતા તેથી તેઓ "યોગી" તરીકે પ્રસિદ્ધ થયા હતા; ઇર્યા સમિતિ અવ-સ્થાવાળી–યુગપ્રમાણ નીચી દૃષ્ટિ રાખીને તેઓ ચાલતા હતા. શ્રી સિદ્ધાચળજી ઉપર બીજી ભમતીમાં સપ્રતિ મહારાજાની ભરાવેલ શ્રી વર્ધમાન સ્વામીની શાંત રસવાળી પ્રાચીન પ્રતિમાજી ઉપર તેમની અપૂર્વ ભક્તિ હતી અને તેઓ તેમની સન્મુખ અમુક કલાકો સુધી પદ્માસને બેસતાં હતા અને ધ્યાન ધરતા હતા ઉન્હાળામા પ્રખર તાપમાં ઉઘાડે પગે શ્રીસિદ્ધગિરિની દરરોજ યાત્રા કરતાં હતા ક્રિયાની શુદ્ધતા પર એમનું ખાસ લક્ષ્ય હતું તેથી પ્રતિક્રમણ શુદ્ધ રીતે

ભણાવવાની તેમની પદ્ધતિ હતી અને રોજ સવારમાં પ્રતિક્રમણ કર્યા પછી "પંચસૂત્ર" વગેરે સૂત્રો મુખપાઠ કરી જતાં હતા. વળી મુનિશ્રી ચિદાનંદજીનું બની શકે તેટલું અનુકરણ કરવા તેઓ યત્ન કરતા હતા મુનિશ્રી કર્પૂરવિજયજી આચારાંગ સૂત્રમાં યતિ માટેના જે નિયમો દર્શાવ્યા છે તેમને અનુરૂપ થવા પ્રયત્ન કરતાં હતા ઘણી વખત બપોરના બાર વાગ્યા પછી એકાદ તરપણી લઇ ગોચરી અર્થે બહાર નીકળતા હતા અને નીચી દૃષ્ટિ રાખી જયણા પૂર્વક બે ચાર ઘરો ફરતા હતા અને જે કાંઇ ભિક્ષા પ્રાપ્ત થતી તે લાવી પાણી સાથે ચોળી નાખી ખાતાં હતા શરીરયષ્ટિ વાંકી વળી ગઇ હતી છતાં લખવા–વાંચવાની પ્રવૃત્તિ મૃત્યુ પર્યંત ચાલુ રાખી હતી તેઓશ્રીની દૃષ્ટિમા કેન્દ્ર સ્થાને ધર્મ હોવા છતાં સામાજિક અને નૈતિક બાબતો પર તેઓ ઉપદેશ આપતા હતા મુનિશ્રીના હૃદયમાં ખાદીની પવિત્રતાએ સ્થાન જમાવ્યુ હતું તેથી જીવનના અંત સુધી ખાદીનું પરિધાન તેમણે ચાલુ રાખ્યું હતું. તેમનો દીક્ષા પર્યાય ૪૬ વર્ષનો હતો. અને ૬૮મા વર્ષે સંવત ૧૯૯૩ના આશો વદ આઠમે પાલીતાણામાં તેમનો સ્વર્ગવાસ થયો હતો

તેમને નીચે પ્રમાણે ચાર શિષ્યો હતા

૧. શ્રી પુન્યવિજયજી, ૨. શ્રી ધનવિજયજી, ૩ શ્રી યત્નવિજયજી. ૪ શ્રી લલિતવિજયજી.

તેમના જીવનમાથી ઘણું ઘણું બાળજીવોને જાણવા મળેલ હતું. તેઓશ્રીને પંન્યાસ પદવી તેમજ આચાર્ય પદવી આપવાની સંઘોએ વિનંતી કરેલ ત્યારે તેઓશ્રી એમ કહેતા કે હું પંન્યાસ પદવી તેમજ આચાર્ય પદવીના ગુણોને લાયક બન્યો નથી તેથી તે પદવી કરતા આત્મ સાધના કરવાની અને બીજાઓને વધુ ઉપયોગી થવાની તમન્ના હતી

# કવિ ઋષભદાસની સંક્ષિપ્ત જીવન ઝરમર

## (આનંદ કાવ્ય મહોદધિ મૌતિક-૮ પરથી સંક્ષિપ્ત કરેલ છે.)

કવિ ઋષભદાસ ખભાતના સુશ્રાવક હતા અને જ્ઞાતે વીસા પોરવાડ વણિક હતા. કવિએ શ્રાવકના જે આચાર જૈન શાસ્ત્રોમા આપેલા છે તે આચાર તેઓ દૃઢતાથી પાળતા હતા. તેઓ જૈન મુનિઓની શુશ્રુષા કરતા હતા અને તેમની પાસેથી બોધ લેતા હતા તેમણે શેત્રુંજ્ય, ગિરનાર, શખેશ્વર વગેરે તીર્થ ધામોની યાત્રા કરી હતી. તેઓને સુલક્ષણી પત્ની, બ્હેન, બાંધવો અને એકથી વધારે બાળકો હતા ગર્ભશ્રીમત ઋષભદાસે વેપાર અને કુટુંબ વ્યવસ્થાનો ભાર સુપાત્ર નોકરો અને લાયક કુટુબીજનો પર મૂકીને પોતાનું જીવન ધર્માચાર, અને પઠન પાઠન અને લેખનમાં જ મોટે ભાગે ગાળતા હતા વળી એમની ઘણી ખરી કૃતિઓ એમના જ હસ્તાક્ષરોમાં મળી આવે છે. તેઓના ગુરૂ પ્રસિદ્ધ વિજ્યસેનસૂરિ, વિજ્યદેવસૂરિ, વિજ્યતિલકસૂરિ અને વિજ્યાનંદસૂરિ હતા તેઓ ગૃહસ્થાશ્રમમા રહીને કવિ તરીકે જીવન ગાળનારા જૈનોમાં વિરલ વ્યક્તિ હતા જૈન કવિઓમા તેમનુ સ્થાન અગ્રસ્થાને છે

ઋષભદાસ ઉચ્ચકવિ બન્યા તેના બે કારણો છે ૧ તેઓ ગર્ભશ્રીમંત હતા કારણ કે એમના પિતામહ મહીરાજે સંઘ કહાડીને સઘવી પદ પ્રાપ્ત કર્યું હતુ આ મહીદાસના પુત્ર સાંગણે મોટા પ્રમાણમાં વ્યાપાર કરવા માટે વિસનગર છોડીને ખભાત બંદરમાં

આવી વસ્યા હતા અને વધારે ધનાઢ્ય બન્યા હતા એમણે પણ સંઘ કાઢયો હતો ૨. મહાન અકબરની રાજનીતિ અને અકબર હીરવિજયના સમાગમનું એક મોટું ફળ એ આવ્યું કે ગુજરાતી સંસ્કૃતિમાં નયસુંદર સમયસુંદર અને કવિ ઋષભદાસજી વગેરે જૈન વિદ્વાન કવિઓ ઉત્પન્ન થયા હતા. કવિ ઋષભદાસને સંસ્કૃત પ્રાકૃત આદિ સાહિત્યનું સારૂં જ્ઞાન હતુ એમ એમના રાસો સાબિત કરે છે. ઋષભદાસના રાસોમાં કથા ભાગ ગૌણ છે નીતિ અહિંસા, શીલ, દાન, તપ આદિ જે સિદ્ધાંતો પર જૈન ધર્મ ભાર મુકે છે તેનો બોધ કરવો અને જૈન ધર્મનો મહિમા ગાવો એ તેમના રાસોનો પ્રધાન વિષય છે

એમ કહેવાય છે કે કવિ ઋષભદાસ વિજયસેનસૂરિ પાસે શાસ્ત્રાભ્યાસ કરતા હતા ત્યારે એક રાત્રે ગુરૂએ પોતાના શિષ્ય માટે સરસ્વતિદેવીને પ્રસન્ન કરી પ્રસાદ મેળવ્યો હતો તે પ્રસાદ રાત્રિએ ઉપાશ્રયમાં જ સૂઇ રહેલા ઋષભદાસ આરોગી ગયા અને મહાન કવિ થયા આના પરિણામે તેઓ સંખ્યાબંધ કૃત્તિઓ રચી શકયા હતા તેઓ પોતાની દરેક કૃત્તિમા સરસ્વતીદેવીની સ્તુતિ કરવા ઉપરાંત તેનો આભાર માને છે દરેક કૃત્તિમા સરસ્વતીનું મંગલાચરણ કરી તેઓ તેમની સહાયતા માગે છે વળી દરેક કૃત્તિને અંતે પણ સરસ્વતીનો ઉપકાર તેની સમાપ્તિ થઈ તે માટે સ્વીકારે છે.

કવિએ ઘણી કૃત્તિઓ રચી છે. તેમાં કેટલીક સંસ્કૃત ચરિત્રો પરથી લખેલ છે અને કેટલીક સ્વતંત્ર છે.

કવિ ઋષભદાસજીએ કાવ્યરસની જમાવટ કરવામાં જે ચાતુર્ય અને માધુર્ય વાપર્યું છે તે પરથી તેમણે કલ્પના, શબ્દ પ્રયોગ અને વર્ણન

શૈલીમા સરલતા મેળવી હતી અને સત્તરમાં સૈકામાંના એક સમર્થ કવિ તરીકે ગણનામાં મૂકવા લાયકનુ સામર્થ્ય બતાવ્યું છે. તેમની કેટલીક કૃત્તિઓ સસ્કૃત પરથી અનુવાદ છે છતાં તે કૃત્તિઓ એટલી બધી ઉત્તમ છે કે વાંચતા જણાય તેમ નથી કે તે કૃત્તિઓ અનુવાદ છે

કવિના કેટલાક રાસો

(૧) કુમારપાલરાસ – તે જિન મંડનગણિના કુમારપાળ પ્રબંધ પરથી રચાયેલ છે

(૨) હીરવિજયસૂરિનો રાસ – તે દેવ વિમલગણિ કૃત્ત હીર-સૌભાગ્ય નામના સંસ્કૃત મહાકાવ્ય પરથી રચાયેલ છે.

(૩) ભરતેશ્વર બાહુબલિ રાસ – તે શ્રી હેમચંદ્રાચાર્ય કૃત ત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્રમાંના ઋષભદેવ ચરિત્ર ઉપરથી રચાયેલ છે.

(૪) હિતશિક્ષાના રાસમા જૈન શ્રાવકની ધર્મકરણી આપેલ છે.

(૫) બાર બોલના રાસમાં હીરવિજયસૂરિએ પોતાના સમયના વિદ્વાન આચાર્યોની સંમતિથી વિદ્વાન ઉગ્ર સ્વભાવી ધર્મસાગર ઉપાધ્યાયજીએ રચેલા જૈનપથોના ખંડનાત્મક ગ્રંથે ( કુમતિ કુંદાલે ) ઘણો ખળભળાટ કર્યો હતો તે ગ્રંથને જલશરણ કરવામાં આવ્યો હતો અને તે ખળભળાટ અટકાવવા માટે બાર બોલ લખી તેમને જુદાં જુદાં સ્થળોએ પળાવવા માટે મોકલાવી આપ્યા હતા તેમનું વર્ણન છે.

(૬) મલ્લિનાથ રાસ જ્ઞાતા ધર્મકથાંગ પરથી રચાયેલ છે.

કવિ ઋષભદાસનું કેટલુંક સાહિત્ય આગલા કવિઓની કૃત્તિઓમાથી અને આગલાં સુભાષિતો, પદો આદિના અનુવાદ છે. તો પણ

ગુર્જર પ્રાચીન કવિશિરોમણી તરીકે પ્રસિદ્ધ થયેલ પ્રેમાનંદ, શામળ અને અખાની પૂર્વના હોવાનું કવિ ઋષભદાસને આગવું માન છે એટલું જ નહિ પરંતુ તેમની વર્ણન શૈલી, શબ્દ ચમત્કૃત્તિ, ભાષા ગૌરવ તે કવિઓની સરખામણીમાં બીલકુલ ઉતરતાં નથી વળી જૈન તેમજ જૈનેતર કથા સાહિત્યનો તેમને બહુજ સારો પરિચય હતો એ તેમણે આપેલા દ્રષ્ટાંતો પરથી જણાય છે તેમણે પોતાનું વતન ખંભાતનું વર્ણન થોડા વિસ્તારથી પોતાની કૃત્તિઓની અંતે આપેલું છે તે પરથી સત્તરમી સદીમાં ખંભાતની રચના, ત્યાંની જનસ્થિતિ, રાજ વ્યવસ્થા, લોકોનો પહેરવેશ કેવા પ્રકારના હતા તે જણાય છે.

રાસ સાહિત્ય મનુષ્યને માનવતા શીખવે છે નીતિ અને ધર્મને અનુસરતું રાસ સાહિત્યનું અધ્યયન કરવામાં આવે તો માનવ જીવન સંસ્કારી બને છે સંસ્કાર જીવનનું ઘડતર કરે છે, પ્રગતિના માર્ગે લઈ જઈ આત્માને જાગૃત કરે છે અને ગુણોનો વિકાસ કરી આદર્શ મનુષ્ય બનાવે છે. રાસ સાહિત્ય લાગણીને સ્પર્શ કરનાર હોઈ જીવનને રસમય બનાવે છે, શુભઆચાર, શુભવિચાર અને વિવેક દ્રષ્ટિને વધારે છે, ધર્મબુદ્ધિને જાગૃત કરે છે, પાપો તરફ તિરસ્કાર બતાવે છે, વૈરાગ્યને પ્રગટાવે છે અને ચારિત્રને ઉજ્જવળ બનાવે છે.

કવિઋષભદાસજીએ ૩૪ રાસો, ૫૮ સ્તવનો તે ઉપરાંત ૪૧ ગીતો, ૨૭ સ્તુતિઓ, વગેરે ઘણું સાહિત્ય રચેલું છે કવિઋષભદાસજી સંબંધી સંપૂર્ણ હકીકત શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સ હેરલ્ડના પુસ્તક ૧૧ માના પૃષ્ઠ ૩૭૪ થી ૪૦૩ સુધી ૩૦ પાનામાં લેખક મોહનલાલ દલીચંદ દેસાઈએ ઘણો પ્રયાસ કરી આપેલ છે



શેઠશ્રી ભોગીલાલભાઈ મગનલાલ
ભાવનગર

# શેઠશ્રી ભોગીલાલ મગનલાલની જીવન ઝરમર.

શેઠ શ્રી ભોગીલાલ મગનલાલ શાહનો જન્મ ઉત્તર ગુજરાતમાં ડીસા કેમ્પમાં સને ૧૮૮૭માં એક સામાન્ય સ્થિતિના વણિક કુટુંબમા થયો હતો ડીસાની શાળામાં માધ્યમિક કક્ષા સુધીનો અભ્યાસ કરીને ઈ સ ૧૯૦૨મા તેમણે જીવનની કારકીર્દિ શરૂ કરી શરૂઆતમા તેમણે વીરમગામમાં પોતાના મામાની કાપડની મીલમાં વીવર તરીકેની તાલીમ લેવી શરૂ કરી અને બહુ જ ટુંક સમયમા કાપડ વીવીંગ અંગેના જ્ઞાનમાં અસાધારણ કૌશલ્ય પ્રાપ્ત કર્યુ અને ટુંક સમયમા અમદાવાદમાં સારા ગણાતા વીવીંગ માસ્તરોમાં તેમની ગણતરી થવા લાગી આ ઉદ્યોગ પરત્વેની તેમની હૈયા ઉકલત અજોડ હતી જોતજોતામાં તેમણે મીલ ઉદ્યોગની વ્યવસ્થા અંગે અપૂર્વ નામના મેળવી અને અમદાવાદના મીલ ઉદ્યોગમાં તેમણે વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત કરી લીધુ.

૧૯૧૬મા તેમની ઔદ્યોગિક પ્રવૃત્તિમાં વ્યાપારી પ્રવૃત્તિ ભળી તેમના મિત્ર સ્વ. ભલુભાઇ દેસાઇની સાથે રહીને તેમણે અમદાવાદના શેરબજારનુ કાર્ડ લીધુ અને તેમ થતાં મુંબઈના બજારનો સંપર્ક વધવા લાગ્યો. ૧૯૧૮મા તેમના મામાના દીકરા શ્રી મણિભાઇએ

વળી એક મીલ લીધી અને તેનો વહિવટ પણ શેઠ ભોગીલાલભાઈને સોપ્યો

મુબઇનો સંસર્ગ વધતા તેઓ મૂળ તળાજાના વતની અને કેટલાક સમયથી વ્યાપારાર્થે મુંબઈ વસતા કપોળ ગૃહસ્થ સ્વ શેઠ હરગોવનદાસ જીવણદાસના સસર્ગમા આવ્યા કારણ કે એમના મામાના દિકરા મણીલાલ બંકાએ રૂનો ધેધો કરેલો અને એમના દલાલ તરીકે સ્વ શેઠ હરગોવનદાસ કામ કરતા હતા. અને આ સંસર્ગ છેવટે ગાઢ મૈત્રિમાં પરિણમ્યો અને આ મૈત્રિ તેમની ભાવનગરની સર્વ પ્રવૃત્તિઓનું ઉગમસ્થાન બની. સ્વ શેઠ હરગોવનદાસને રૂ વગેરેનો વ્યાપાર હતો અને શેઠ ભોગીલાલભાઇનો પરિચય વધતા તેમને કાપડની મીલ સ્થાપવાની ઈચ્છા થઇ અને પરિચય ગાઢ બનતા આ ઇચ્છા બલવત્તર બનતી ગઈ છેક ૧૯૨૨ની સાલથી સ્વ શેઠ હરગોવનદાસે શેઠ ભોગીલાલભાઇને દબાણ કરવું શરૂ કરેલું કે આપણે એક મીલ સ્થાપવી અને તે તમારે ચલાવવાની છે ૧૯૨૨ થી ૧૯૨૮ની સાલ સુધીમા મીલ માટે જગ્યા પસંદ કરવા સુરત, ભરૂચ, ગોવા વગેરે સ્થળોએ ફરી આવ્યા. છેવટે ગોવામાં મીલ સ્થાપવાનુ લગભગ નક્કી પણ કરી નાખ્યું પણ કુટુબીજનોએ ગોવા જેટલે દૂર જવા સામે સખ્ત વાંધો લીધો એટલે છેવટે ગોવાની દરખાસ્ત પડતી મુકવામાં આવી

અમદાવાદના એક અગ્રણી વેપારી જૈન ગૃહસ્થ સ્વ શેઠ ભગુભાઇ ચુનીલાલને જ્યારે ગોવા અંગેની પ્રવૃત્તિની જાણ થઈ ત્યારે શેઠ ભોગીલાલભાઇને બોલાવીને કહ્યુ કે તમે વીરમગામની આપણી મીલમા આવો અને બધો વહીવટ સભાળી લ્યો અને આમ વીરમગામની ચન્દ્રોદય મીલનો સઘળો વહીવટ તેમણે સંભાળ્યો તેમણે જે કુશળતાથી વહીવટ કર્યો તેનાથી સ્વ શેઠ ભગુભાઇ એટલા બધા

પ્રભાવિત થયા કે તેમણે શેઠ ભોગીલાલભાઇની સાથે ભાગીદારીમાં અમદાવાદમાં એક મીલ સ્થાપવાનું નક્કી કર્યું.

આ વાતની સ્વ શેઠ હરગોવનદાસને ખબર પડતાં તેમણે શેઠ ભોગીભાઇને મુંબઇ બોલાવીને પોતે વરસોથી જે યોજના કરતા હતા તેની યાદ આપી અને પોતાની સાથે જ જોડાવવાનો આગ્રહ કર્યો આ બધાના પરિણામે તેમણે સ્વ. શેઠ હરગોવનદાસની સાથે મીલ સ્થાપવાનું સ્વીકાર્યું અને ભાવનગર આવી મહાલક્ષ્મી મીલની સ્થાપના કરી.

શેઠ ભોગીલાલભાઇના ભાવનગરના વસવાટની સાથે જ ભાવનગરના ઔદ્યોગિક ઇતિહાસમા તથા ભોગીભાઈના જીવનમાં એક નવા તબક્કાનો પ્રારંભ થયો ભાવનગરના ઔદ્યોગિક વાતાવરણમાં એક નવી જ તાજી હવા વહેવા લાગી જોતજોતામાં તેમણે મહાલક્ષ્મી મીલ ચાલુ કરી દીધી અને અજોડ કાર્યક્ષમતાથી મીલનું સંચાલન કરી હિન્દભરમાં કોઇએ ન કરેલું તે કરી બતાવ્યું. ૧૯૩૩ થી ૧૯૩૯ નો જે સમય મીલ ઉદ્યોગ માટે મંદીનો હતો તે ગાળામા તેમણે મીલની ઓર્ડીનરી શેર કેપીટલ શેર હોલ્ડરોને પાછી આપવાનું શરૂ કર્યું અને ૧૯૩૯ સુધીમાં તો તેમણે શેર હોલ્ડરોને દર રૂા. ૧૦૦–૦૦ના શેરમાથી શેર દીઠ રૂા ૯૯/– પાછા આપી શેરની કિંમત રૂા ૧–૦૦ રાખી શેર બજારમા રૂા. ૧–૦૦ની કિંમતના એ શેરના ભાવ વધીને રૂા. ૨૨૦૦–૦૦ પહોંચેલા લીમીટેડ કંપનીના ઇતિહાસમાં આ એક અજોડ બીના બની ગઈ છે

મુંબઇના આર્ટ સિલ્ક કાપડ વણવાના ઉદ્યોગની ૧૯૩૪મા શરૂઆત થઈ તેના વિકાસની શકયતાઓ પણ શેઠ ભોગીલાલભાઈએ જોઈ અને તેમણે મહાલક્ષ્મી મીલમા જાપાન ધોરણે આર્ટ સિલ્ક કાપડ બનાવવાનુ છેક ૧૯૩૫માં શરૂ કર્યું અને એ રીતે સૌરાષ્ટ્રમાં

આ ઉદ્યોગની પહેલ કરી. અને ૧૯૪૦માં આર્ટ સિલ્ક કાપડ બનાવવા માટે માસ્ટર સિલ્ક મીલ્સનુ તદ્દન સ્વતંત્ર એકમ સ્થાપ્યું. તેઓ અમદાવાદમાં માસ્તર સાહેબના માનભર્યા નામથી ઓળખાતા હતા એટલે આ મીલનું નામ માસ્તર સિલ્ક મીલ્સ રાખવામાં આવેલું છે આ માસ્ટર સિલ્ક મીલ્સે પણ પોતાના ક્ષેત્રમાં અજોડ પ્રગતિ સાધી છે. અને અત્યાર સુધીમા રૂા. ૧૫૦/—ના ઓર્ડીનરી શેર ઉપર શેર દીઠ રૂા ૧૭૦૦૦/—લગભગ ડીવીડન્ડ તરીકે વહેંચવામાં આવ્યા છે મુંબઇમાં સ્વ શેઠ હરગોવનદાસના કુટુંબ માટે તેમના આગ્રહથી ન્યુ મહાલક્ષ્મી સિલ્ક મિલ્સની પણ તેમણે સ્થાપના કરી

સૌરાષ્ટ્રના મીલ ઉદ્યોગે તેમને મુરબ્બી લેખ્યા છે. ઈ. સ. ૧૯૫૯ માં ધી મહાલક્ષ્મી મીલ્સની રજત જયંતિ પ્રસગે, પ્રસંગના મુખ્ય મહેમાન માનનીય પ્રધાન શ્રી મનુભાઈ શાહે નીચેના શબ્દો ઉચ્ચારેલા :—

" મુ ભોગીલાલભાઈ આખા સૌરાષ્ટ્રના ટેક્સ્ટાઇલ ટેકનીકલ એડવાઈઝર છે અને સૌરાષ્ટ્રની પંચવર્ષીય યોજનામા આ ઉદ્યોગ સંબધી તેમના જ્ઞાનનો ઉપયોગ કરવામાં આવ્યો છે. વળી શેઠ નાનજીભાઈ કાલીદાસ અને શાપુરજીભાઈ ( રાજકોટ મીલવાળા ) એ પણ મને કહ્યુ છે કે જ્યારે જ્યારે તેમને આ ઉદ્યોગના સંચાલનમાં તકલીફ પડતી ત્યારે શેઠ ભોગીલાલની સલાહ, સૂચના અને વ્યક્તિગત દેખરેખ તેઓ માગતા અભ્યાસ વગર એક વ્યક્તિ કેટલે ઉચે પહોચી શકે છે તેમા ભોગીભાઈનો દાખલો ઉજ્વલ છે તેઓ કાર્યકુશળતાથી અને કર્મકૌશલ્યથી કેટલા આગળ વધ્યા અને આ મીલનું સંચાલન કર્યું તે માટે આપણે તેમને અભિનદન આપીએ છીએ અને તેમણે આ મીલની, ઉદ્યોગની અને આર્થિક પ્રગતિની જે સેવા કરી છે તે માટે આપણે તેમનો આભાર માનીએ છીએ "

ભાવનગરના સામાજિક જીવનમાં તેઓ અગ્રીમ સ્થાન ભોગવે છે લોક કલ્યાણ અને પરમાર્થના સંખ્યાબંધ કામો તેમણે કર્યા છે મનુષ્યત્વની ઉચ્ચી ભાવના, બીજાઓ તરફ સહૃદયતા અને બને તેટલા વધારે જન સમુદાયને સહાયભૂત થવાની ભાવના તેમના જીવનમાં ડગલે ને પગલે દેખાઈ આવે છે

તળાજા તીર્થની આજની આ સમૃદ્ધિ મહદ્અંશે શેઠ ભોગીલાલ-ભાઈના પુરૂષાર્થને આભારી છે. છેલ્લા વીસ વરસમાં તેમના પ્રમુખ-પદ નીચે તળાજા તીર્થની કાયાપલટ થઈ છે તે સહુ કોઈ જોઈ શકે તેવુ છે- તળાજા તીર્થનો વહીવટ તેમણે આચાર્ય મહારાજશ્રી વિજયનેમીસુરીશ્વરજી મહારાજની આજ્ઞાથી ૧૯૪૧ માં સંભાળ્યો ત્યારે તળાજાનો સંઘ તીર્થના વહિવટમાં આર્થિક મુંઝવણ અનુભવતો હતો. તળાજા તીર્થ કમીટીમા તેઓ પ્રમુખ છે.

તળાજા વિદ્યાર્થીગૃહ પણ તેમના અને તેમના મિત્રો સ્વ શ્રી મોહનલાલ તારાચંદ તથા શ્રી દલીચંદ પુરૂષોત્તમદાસના પ્રયાસથી સ્થપાયું છે અને ફુલ્યુ ફાલ્યું છે.

ભાવનગરની ચેમ્બર ઓફ કોમર્સ, ભાવનગરની રોટરી કલબની સ્થાપનામાં તેમણે ફાળો આપેલો છે અને બન્નેના તે સ્થાપક પ્રમુખ છે ભાવનગર રાજ્યની ધારાસભામાં પણ તેઓએ પોતાની વિશિષ્ટ દષ્ટિથી સારો ફાળો આપેલો છે સ્વરાજ્ય પ્રાપ્તિ બાદ ૧૯૫૨ થી ૧૯૫૬ સુધી રાજ્યસભામાં પણ તેમણે સુંદર કાર્ય કરી બતાવેલુ છે એ સમય દરમ્યાન તેઓની સેન્ટ્રલ કોટન કમિટિ ઉપર ગવર્નમેન્ટ ઓફ ઇન્ડીયાએ નિમણુક કરી હતી ૧૯૫૨ મા દુષ્કાળ પડયો ત્યારે દુષ્કાળ રાહત સમિતિની રચના કરી સાચા અર્થમા રાહતનું કાર્ય કરી બતાવેલું છે સૌરાષ્ટ્ર ભરની વિખ્યાત અમરગઢની ક્ષયનિવા-રણ હોસ્પીટલની સંચાલન સમિતિનાં તેઓ પ્રથમથીજ પ્રમુખ છે.

અને તે હોસ્પીટલે તેમના સંચાલન નીચે કેવું સુંદર કાર્ય કરેલ છે તે જાણીતું છે. ભાવનગરના કૃષ્ટ નિવારણ ધામના પણ પ્રમુખ છે. અને તે સંસ્થાનું સંચાલન તેમની સલાહ સૂચના અનુસાર કેવું થાય છે તે સહુ કોઈ જાણે છે.

૧૯૫૧ માં તેમણે વેપારી કેળવણી આપવા માટે ભાવનગરમાં કોમર્સ હાઈસ્કુલની સ્થાપના કરી આજે તેમાં બાળમંદિરથી માંડી એસ એસ. સી. સુધીના અભ્યાસક્રમની સગવડ છે. અને આશરે ૧૨૦૦ વિદ્યાર્થીઓ તેનો લાભ લ્યે છે. આ શાળા શિક્ષણ ક્ષેત્રે અનોખું સ્થાન ભોગવી રહી છે.

ભાવનગર જૈન સંઘના તેઓ પ્રમુખ છે. ભાવનગરના સામાજિક સંસ્કારિક અને ઔદ્યોગિક જીવનના તેઓ માર્ગદર્શક છે અને ભાવનગર શહેરના મુરબ્બી તરીકેનુ માનભર્યું સ્થાન ભોગવી રહ્યા છે.

# શ્રીયુત્ વાડીલાલ ચત્રભુજ ગાંધી જે. પી.

## જીવન—ઝરમર.

માનનીય શ્રીયુત્ વાડીલાલ ચત્રભુજ ગાંધીનો જન્મ તા. ૧૪ મી સપ્ટેમ્બર સને ૧૯૦૩ મા સૌરાષ્ટ્રમાં ભાવનગર ખાતે થયો હતો. તેમના દાદા નોકરી કરતા હતા પરંતુ તેમનો ઝાઝો સમય સામાજિક કાર્યોમાં અને ભાવનગર રાજ્ય તેમજ ભાવનગરમાં મહારાજાની સેવા પ્રવૃત્તિમાં તેઓ ગાળતાં. દુર્ભાગ્યે શેઠ વાડીલાલ ચત્રભુજ ગાધીનાં પૂજ્ય માતુશ્રીનું જ્યારે તેઓ માત્ર નવ વરસના હતા ત્યારે તેમનુ દુઃખદ અવસાન થયુ આથી તેઓ માતૃપ્રેમને પામી શકયા નથી. તેમણે તેમનું બાળપણ મુબઈમા ગાળ્યુ હતું અને ગુજરાતીનુ તેઓએ શિક્ષણ શેઠ ગોકળદાસ તેજપાલ હાઇસ્કૂલમા લીધુ હતુ ત્યારબાદ પ્રી.—મેટ્રીક સુધી ભાવનગરમા ભણ્યા હતા

સને ૧૯૨૦મા તેઓ મુબઈ આવ્યા અને ઝવેરીબજાર કલોથ મારકીટમાં નોકરીની શરૂઆત કરી સને ૧૯૨૧ માં એમણે નાના પાયા ઉપર પીસ ગુડઝનો ધંધો શરૂ કર્યો જ્યાં આગળ તેમના પિતાશ્રી એક પરદેશી કાપડની દુકાનમાં ભાગીદાર હતા

સને ૧૯૨૧ માં મુળજી જેઠા મારકીટમા મોટી આગ લાગી અને આજ વખતે પૂજ્ય મહાત્મા ગાધીજીનાં નેતૃત્વ હેઠળ

પરદેશી ચીજ વસ્તુઓનો બહિષ્કાર થયો. તે વખતે શેઠશ્રી વાડીલાલ ગાંધીએ પૂજ્ય મહાત્મા ગાંધીજીની હાજરીમા પણ લીધું, કે પરદેશી કાપડનો ધધો કરીશ નહિ

પછીથી થોડી મૂડી રોકીને તેમણે કાપડના કટપીસનો ધધો–મગળદાસ મારકીટમા શરૂ કર્યો નાનપણથી જ એમની ગળથુથીમાં, ધધાકીય પ્રવૃત્તિઓ એમને વરેલી હતી અને આજે એ ઔદ્યોગિક પ્રતિભા એમણે સંપાદન કરી છે તે તેના ફળરૂપે જ છે તેઓ માત્ર ઉદ્યોગપતિ બનીને જ સતોષ પામ્યા નથી પણ સ્વતંત્રતાનો નાદ પણ તેમના હૃદયમા હતો. અને હિદી તરીકેનુ તેમને અભિમાન હતુ. તથા ' સ્વરાજ્ય એ મારો જન્મ સિદ્ધ હક્ક છે " આ પાઠ તેઓ પૂજ્ય મહાત્મા ગાધી તેમજ બીજા દેશનેતાઓ પાસેથી શીખ્યા હતા

તેમણે બીજા કોંગ્રેસી નેતાઓ સાથે કોંગ્રેસની ચળવળમાં પણ સક્રિય ભાગ લીધો હતો સને ૧૯૨૦માં જ્યારે 'મોન્ટેગ્યુ ચેમ્સફર્ડ' ના સુધારા હિદ પર લાદવામા આવ્યા ત્યારે બ્રિટનની " ભાગલા પાડો અને રાજ્ય કરો"ની નીતિ સામે તેમણે ખાસ વિરોધ નોંધાવ્યો હતો સને ૧૯૩૦ માં પૂજ્ય મહાત્મા ગાંધીજીની સરદારી હેઠળ ગુજરાતમાં ધરાસણા ( ડુંગરી સ્ટેશન ) ગામે મીઠાનો સત્યાગ્રહ શરૂ થયો હતો તે વખતે એમણે આગળ પડતો ભાગ લીધો હતો. એ રીતે દેશની સ્વતત્રતાની ચળવળમા સક્રિય રસ લેવાનું તેમની નસેનસમાં હતુ

સ્વતંત્રતા મળ્યા બાદ શેઠ વાડીલાલ ચત્રભુજ ગાધીએ એમનો સમય રચનાત્મક કાર્યો તેમજ દાનના કાર્યોમા મોટે ભાગે પરોવ્યો છે. મુબઇની કેટલીય શૈક્ષણિક સસ્થાઓ સાથે તેઓ સંકળાયેલા

છે ખાસ કરીને ઘાટકોપર જ્યાં તેઓ રહે છે ત્યાં તેઓ આ ક્ષેત્રમાં સક્રિય રસ લઈ રહ્યા છે.

દેશ કે મુંબઇમાં અન્ય કોઇપણ પ્રવૃત્તિ હોય કે કલ્યાણ પ્રવૃત્તિ શરૂ કરવાની હોય ત્યાં શેઠ વાડીલાલ પાછા પડતા નથી ઘાટકોપરની શેઠશ્રી વાડીલાલ ચત્રભુજ ગાંધી ગુરૂકુળ હાઈસ્કૂલ, કે જેના તેઓ સભ્ય અને ચેરમેન પણ છે તે સંસ્થામાં તેમણે દાન કરેલ છે તે ઉપરાંત ઘાટકોપર રાજાવાડીમાં શેઠશ્રી વાડીલાલ ચત્રભુજ ગાંધી અને શ્રી મોનજી અમીદાસ હોસ્પીટલમાં પણ તેમણે દાન કરેલ છે ગયે વરસેજ તેઓએ તેમના સ્વ-પુત્ર ગૌતમકુમારનાં નામથી હોસ્પીટલમાં બાળકો માટેનો એક વોર્ડ દાનમાં આપેલ છે

પાલીતાણાની હાઈસ્કૂલ તેમના સદ્દગત પિતાશ્રી સ્વ-ચત્રભુજ મોતીલાલ ગાંધીનાં નામે દાન કરેલ છે. તદ્દઉપરાત તેમના સદ્દગત ભાઈ સ્વ. મણીલાલ ચત્રભુજ ગાંધીની સ્મૃતિમાં દે. જે મહેતા ટી બી. હોસ્પીટલ સોનગઢમાં દાન કરેલ છે

કેળવણીના ક્ષેત્રમાં તેઓ પ્રધાન રસ લે છે. અને ઘણી મોટી રકમોનું દાન સમાજનાં કેળવણી ક્ષેત્રે સતત કરી રહ્યા છે.

શેઠશ્રી વાડીલાલ ગાંધીએ ભાવનગરની મહીલા કોલેજ કે જે એમના સ્વ. માતુશ્રી નર્મદાબાઇ ચત્રભુજ ગાંધીનાં નામ ઉપરથી ચાલે છે તેમાં પણ દાન કરેલ છે સ્ત્રીઓ આપણા સમાજમાં હજુ પણ પછાત છે. સ્ત્રીઓ માટેનું તેમનુ ઔદાર્ય અને કેળવણી માટેની તેમની મમતા આ કાર્ય સૂચવે છે

તેઓશ્રી ઘાટકોપરની શેઠ ધનજી દેવશી રાષ્ટ્રીયશાળા, તેમજ શેઠ રામજી આસર વિદ્યાલયના પણ સભ્ય છે. તેઓશ્રી તેમની

કમાણીનો મોટો ભાગ સામાજિક કલ્યાણ પાછળ ખરચી રહ્યા છે. ઘાટકોપરમાં જે આજે અનેક કેળવણીનાં કેન્દ્રો ઉભાં થયેલાં છે તેની પાછળ તેઓશ્રીની જ પ્રેરણા છે

તેઓ વિદ્યાવિહારની સોમૈયા કોલેજનાં આદ્ય સંસ્થાપક છે અને ઘાટકોપરની બીજી કેળવણી સંસ્થાઓમાં તેઓશ્રી સંકળાયેલા છે જેમાં એમનો ફાળો અમૂલ્ય છે.

જ્યારે હિંદુસ્તાનના ભાગલા પડ્યા ત્યારે આપણા હિજરતી ભાઈ–બ્હેનો કે જેઓ ઘરબાર વગરના થઈ ગયાં હતાં. તેઓને ઘાટકોપરમાં સ્થિર કરવા અને તેમનાં જીવન સુદૃઢ બનાવવા એમણે અંગત રીતે સારો એવો ફાળો આપ્યો છે તેમની રાજકીય પ્રવૃત્તિમા, ૧૯૬૨ માં તેઓ ચેમ્બુર (મતદાન વિભાગ)માંથી વિધાન સભ્ય તરીકે ચૂંટાઈ આવ્યા એજ તેમની લોકચાહના પૂરવાર કરે છે.

સને ૧૯૪૮ થી તેઓશ્રી ( જે. પી ) જસ્ટીસ ઓફ પીસ તરીકે કામ કરી રહેલ છે અને નાના મોટા સહુને એમની આ પદવીનો ઐચ્છિક લાભ તેઓ આપી રહ્યા છે. અત્યારે તેમણે ૬૬ વરસ પુરાં કર્યાં છે પ્રભુએ તેઓશ્રીને સારી તંદુરસ્તી બક્ષી છે. તેઓ હંમેશાં જનકલ્યાણ માટે તેમજ જેઓ તેમની પાસે મદદ માગે તેમને હંમેશા મદદ આપતા જ રહ્યા છે એ તેમનો સાહજિક સ્વભાવ છે. તેઓશ્રી સ્વભાવે મળતાવડા, અને સમાજમા રસ લેતી જે વ્યકિતઓ તેમને મળે તેમને ઘટતું માર્ગદર્શન તેઓશ્રી આપેછે એમની વિનમ્રતા અજોડ છે. લક્ષ્મીએ એમને નિરાભિમાની બનાવ્યા છે અને એમના કાર્યોએ સદ્‌ગુણી બનાવી માનવતાનાં કાર્યો કરવા એમને હમેશ પ્રેરી રહ્યા છે.

તેમની અનેકવિધ પ્રવૃત્તિઓ હોવા છતા તેઓ નિયમિત પ્રભુ ભજન સામાયક પુજા પાઠ કરે છે. અને હંમેશા જનસેવા

તેમજ બીજી કેટલીક ધાર્મિક સંસ્થાઓ સાથે, તેમજ સૌરાષ્ટ્ર, ગુજરાત અને દેશના બીજા ભાગોની સસ્થાઓ સાથે સકળાયેલા છે

હિંદી સરકારની તેમજ મહારાષ્ટ્ર સરકારની કેટલીક સલાહ સૂચન કમિટિનાં તેઓ સભ્ય છે.–જેવી કે, અખીલ ભારતીય, પોસ્ટ એન્ડ ટેલીગ્રાફ્સ ઓફીસ, ડીવીઝનલ એડવાયઝરી કમિટિ, જેલ સુધારણ કમિટિ, ફુડ કમિટિ, દવની વહેંચણી કમિટિમાં તેઓ સભ્ય તરીકે સક્રિય રસ લઇ રહ્યા છે. ઉદ્યોગપતિ તરીકે પણ તેમનાં બીજા ઉદ્યોગપતિ ભાઇઓ સાથે ખૂબ જ પ્રેમથી વર્તે છે. અને સલાહ સૂચન આપવા હમેશા તૈયાર રહે છે કેટલીએ ઔદ્યોગિક સંસ્થાઓ સાથે તેઓ સંકળાયેલા છે જેવીકે રેયોન મીલ્સ કોર્પોરેશન, મુંબઈ,

તેઓ પ્રમુખ અગર ડાયરેકટર તરીકે પણ અશોક સીલ્ક એન્ડ વેલવેટ મેન્યુ–કો તેમજ ઇન્ડોનીપન કેમીકલ કો કે જે પ્લાસ્ટીક કેમીકલ્સ બનાવે છે તેમજ ગાંધી પારેખ ઇન્વેસ્ટમેન્ટ પ્રા લી જે કેમીકલ્સનો ધંધો કરે છે તેના પણ તેઓ ડાયરેકટર છે, વાડીલાલ પ્રા લી તથા વાડીલાલ એમ્પ્રોયડરી યુનિટનાં પણ તેઓ ડાયરેકટર છે જે કુંપની એક્ષ્પોર્ટ ઈમ્પોર્ટનો ધંધો કરે છે.

અત્યારે ઘાટકોપરમાં વાડીલાલ ગાધી ગ્રુપ ઓફ ઈન્ડસ્ટ્રીઝ ઔદ્યોગિક કેન્દ્રના તેઓ પ્રણેતા છે અને તે તેમની પ્રેરણા હોંશ અને ઔધોગિક સાહસનુ પરિણામ છે તેમની જુદી જુદી કુંપની-ઓમાં કામ કરતા સભ્યો કે કારીગરો તરફ હમેશા તેમનું પ્રેમાળ વલણ હોય છે

દેશમાં ક્યાંએ પણ કુદરતી આફતો જેવી કે—રેલ, ધરતીકંપ, આગ વગેરે હોય તેમાં તેઓ તરતજ મદદરૂપ થાય છે

તેમની અનેકવિધ પ્રવૃતિઓ છતાં અડગ ધૈર્ય અને પ્રમાણિકતાથી તેમજ સમાજ પ્રત્યેની મમતાથી તેઓ માલિક, ભાઈ કે મિત્ર તરીકે બધાનાજ માનીતા છે તેમની કલ્યાણમયી પ્રવૃતિઓ સૌરાષ્ટ્ર, ગુજરાત અને દેશના દરેક ખૂણે ખૂણે ફેલાયેલી છે તે તેમનામાં રહેલી આર્યસંસ્કૃતિનું પ્રતિક છે

ચીન અને પાકિસ્તાને જ્યારે આપણા દેશ ઉપર આક્રમણ કર્યું, ત્યારે તેમણે જે જુદી જુદી સંરક્ષણ કમિટિઓ રચી, તેમજ રાષ્ટ્રીય સંરક્ષણભંડોળમા જે મોટી રકમ એકઠી કરી આપી, તેજ તેઓશ્રીની રાષ્ટ્રપ્રત્યેની ભાવના બતાવે છે.

ગયે વરસે પણ જ્યારે દક્ષિણ ગુજરાત તેમજ બિહારમાં રેલ આવી ત્યારે પણ તેમણે આપણા દુ:ખી બાંધવો માટે રાહતનો હાથ લંબાવી મોટી રકમ એકઠી કરી આપી છે. તે પ્રેરણારૂપ અને ઉદાહરણરૂપ છે.

આમ તેઓ માત્ર ઉધોગપતિજ નથી. પરન્તુ સમાજ અને જનકલ્યાણ માટે સદાય ભાવના સેવતા અને એની ઝંખના કરતા એક શ્રેષ્ઠ માનવી છે. માનવકલ્યાણની જ્યોત તેમના હૃદયમાં સતત જલતી હોય છે.

શ્રાવક શ્રી ઋષભદાસજી વિરચિત

# શ્રી હિતશિક્ષાના રાસનું રહસ્ય.



## દુહા.

કાશ્મીર મુખમંડણી, ભગવતી બ્રહ્માસુતાય;
તું ત્રિપુરા તું ભારતી, તું કવિજનની માય. ૧

તું સરસતી તું શારદા, તું બ્રહ્માણી સાર;
વિદુષા માતા તું સહી તુજ ગુણનો નહિ પાર. ૨

હંસગામિની તું સહી, વાગીશ્વરી તું હોય;
દેવિ કુમારી તું સહી, તુજ સમ અવર ન કોય. ૩

ભાષા[1] તું બ્રહ્મચારિણી, તું વાણી દે વાણી[2];
હંસવાહિની તું સહી, ગુણ સઘળાની ખાણી. ૪

બ્રહ્મવાદિની તું સહી, તું માતા મતિ દેહ;
તું રમજે મુખ માહરે, ચિંત્યું કાજ કરેહ. ૫

---

૧ ભાષા–સરસ્વતી. ૨ વાણી–સરસ્વતી.

સરસ્વતીના પરમ ભક્ત શ્રીમાન્ ઋષભદાસજી પ્રારંભમાં સરસ્વતીની સ્તુતિ કરે છે અને પ્રથમ ઢાળમાં પણ તેનીજ અનેક પ્રકારે સ્તુતિ કરે છે.

**પહેલી ઢાળના પ્રારંભમાં કર્તા કહે છે કે :—**

ચિંત્યું કાજ કરેશ્યું આજ, તુજ નામે સવિ સરિયાં કાજ;
તુજ નામે બુદ્ધિ પામું સાર, જ્ઞાન વિના જીવિત ધિક્કાર. ૧.

“આજે ચિંતવેલું કાર્ય કરશું, કારણકે તમારા નામથી સર્વ કાર્ય સરે છે. સરસ્વતીના પ્રસાદથીજ મનુષ્ય બુદ્ધિશાળી થાય છે. અને જ્ઞાનવિનાના જીવિતવ્યને ધિક્કાર છે.” બુદ્ધિ એ મતિજ્ઞાનનોજ વિભાગ અથવા પર્યાય છે. ‘જ્ઞાન વિનાના મનુષ્યો કરતાં દરિદ્રી મનુષ્યો પણ સારા’ એ હકીકત સ્પષ્ટ કરતા સતા કર્ત્તા કહે છે કે—

તે દારિદ્રી જગમાં ભલાં, જ્ઞાન સહિત દિસે ગુણનિલા;
અર્થ સહિત ને જ્ઞાન રહિત, તે નર નાવે મારે ચિત્ત. ૨

“તે દરિદ્રીઓ પણ આ જગતમાં શ્રેષ્ઠ છે કે જેઓ જ્ઞાનસહિત હોવાથી ગુણવાન્ દેખાય છે; પરંતુ અર્થ એટલે દ્રવ્ય સહિત હોય પણ જ્ઞાનરહિત હોય તો તે શ્રેષ્ઠ નથી. તેવા માણસો કર્ત્તા કહે છે કે–મને ગમતા નથી–સારાં લાગતાં નથી.’

આગળ ચાલતાં કર્ત્તાએ જ્ઞાનીનું ઘણું બહુમાન કર્યું છે—

જ્ઞાની નર સઘળે પૂજાય, નરપતિ નિજ નગરેજ મનાય;
જ્ઞાની ભલો નર જોહુ કુરૂપ, કોણુ જુએ કોયલનું રૂપ ૩

કોયલરૂપ સ્વર મધુરો જેહ, તપસ્વીરૂપ ક્ષમાજ કહેહ;
પતિવ્રતા નારીનુ રૂપ, કુરૂપને વિદ્યાજ સુરૂપ. ૪.

અધિકું રૂપ તે વિદ્યા કહી, ગુપ્ત ધન તે વિદ્યા સહી;
યશ સુખની દેનારી એહ, વાટે બાંધવ સરખી જેહ. ૫.

વિદ્યા રાજભુવને પૂજાય, વિદ્યાહીન અજ પશુઆ ગાય;
લક્ષ્મી પણ જુગ તો શોભતી, જો ઉપર બેઠી સરસ્વતી. ૬.

નાણા ઉપર અક્ષર નહીં, તે નાણું નવિ ચાલે કહીં;
અક્ષર તિહાં મહત્વ તે બહુ, ઉત્તમ અંગને પૂજે સહુ. ૭.

આ પ્રમાણે અનેક પ્રકારે જ્ઞાનનું મહત્વ બતાવ્યા પછી કહે છે કે–" ગણધર, આચાર્ય, ઉપાધ્યાય એ સર્વ પદવી પણ જ્ઞાનવડે જ પ્રાપ્ત થાય છે. વળી સ્વર્ગ ને નરક, પૃથ્વી ને સમુદ્ર, નદી ને પર્વતો, નગરી ને અટવીઓ, પુણ્ય અને પાપ, જીવ અને અજીવ, ભવ્ય ને અભવ્ય, સાધુધર્મ ને શ્રાવકધર્મ ઇત્યાદિ સર્વ હકીકત જ્ઞાનીજ જાણી શકે છે અને જ્ઞાનીજ બતાવી શકે છે સરસ્વતીના–જ્ઞાનના કે વિદ્યાના ગુણો વર્ણવતાં પાર આવે તેમ નથી. સર્વત્ર તેનુંજ બહુમાન છે અને તેની જ આવશ્યકતા છે કવિઓને તો સરસ્વતી જ માતા તુલ્ય છે. રાસ, ચરિત્ર, કાવ્ય નાટક કે કાંઇ પણ રચના કરતાં પ્રારંભમાં તેની જ આવશ્યકતા છે, તેના પ્રસાદનીજ જરૂર છે અને તેને જ નમસ્કાર કરવામાં આવે છે. તેને બ્રહ્માણી, શારદા, ત્રિપુરા, ભારતી, વિદુષી,

સરસ્વતી વિગેરે અનેક નામોવડે સંભારવામાં આવે છે."

આ પ્રમાણે પહેલી ઢાળમાં સરસ્વતીનું અથવા જ્ઞાનનું બહુમાન કરીને પછી બીજી ઢાળમાં અભિધેય[1] કહે છે. આ રાસની અંદર કર્ત્તાએ શું શું કહેવા ધાર્યું છે તે કર્ત્તા ટૂંકમાં બતાવી આપે છે." નીતિશાસ્ત્રના બોલ, સિદ્ધાંતના ભાવ, ચારિત્રના ભેદ, લૌકિક શાસ્ત્રની વાતો, વૈદ્યક શાસ્ત્રનું રહસ્ય, જ્યોતિષના પ્રકાર, કવિઓની ઘટના, શ્રાવકની વિધિ, સાધુના માર્ગ, સ્વપ્નનો વિચાર, જાગવાની વિધિ, નવપદ જાપનું વિધાન, નવકારવાળીના પ્રકાર, પ્રતિક્રમણ કેમ-કરવુ, પચ્ચખ્ખાણ શી રીતે કરવું, શંકાશલ્ય કેમ ટાળવું, વસ્ત્ર કેવી રીતે પહેરવાં, દેરાસર શી રીતે જવું, ચૈત્યવંદન કેમ કરવું, પૂજાનો વિધિ, ભોજનનો વિધિ, દાન દેવાનો વિધિ, વાણિજ્યનો[2] વિધિ, સભામાં કેમ બેસવું, પાણી શી રીતે પીવું, ક્ષૌરકર્મ[3] કેમ કરાવવું, સ્નાન કેવી રીતે કરવું, શરમ (લજ્જા) કેવી રીતે જાળવવી, કયે વખતે ન બોલવું, પુરૂષે કઇ રીતે બોલવું, ભોગ કેમ ભોગવવા, સેવકે કેમ વર્તવું, સ્વામીએ કેમ વર્તવું, માર્ગે કેમ ચાલવું, શુભ કરણીના પ્રકાર, ગર્ભના ભેદ, ઉપાનહના[4] ભેદ, દંડ (લાકડી)ના ભેદ ઉપરાંત અન્ય પણ પ્રસંગોપાત અનેક બાબતો કહેવામાં આવશે."

આ પ્રમાણે બીજી ઢાળમાં અભિધેય બતાવ્યા પછી ત્રીજી ઢાળમાં શ્રાવકે વ્યવહારશુદ્ધિને માટે પ્રથમ ૩૫ ગુણ

---

૧ કહેવાનું જે હોય તે. ૨ વ્યાપાર કેવી રીતે કરવો. ૩ હજામત. ૪ પગરખાં.

ધારણ કરવા જોઇએ તે બતાવ્યા છે. આ ગુણો માર્ગાનુસારીના કહેવામાં આવે છે. આ ગુણો પ્રાપ્ત થયા પછીજ આગળ વધી શકાય છે અને શ્રાવકપણું પ્રાપ્ત થાય છે. આ ગુણો વિના ખરૂં શ્રાવકપણું પ્રાપ્ત થતું નથી. આ ગુણો ખાસ આવશ્યક્તાવાળા હોવાથી તેને કર્ત્તાએ અગ્રસ્થાન આપ્યું છે, અને ત્યારપછી જ આગળ પ્રયાણ કર્યું છે. તે ગુણો આ પ્રમાણેના છે :—

૧ શ્રાવકનો વ્યવહાર શુદ્ધ હોય અર્થાત્ ન્યાયયુક્ત વ્યાપાર કરીને તે દ્રવ્ય ઉપાર્જન કરનાર હોય, ૨ શિષ્ટ જનોના–ઉત્તમ મનુષ્યોના ઉત્તમ આચારની પ્રશંસા કરનાર હોય, એક આચારવાળા, એક ધર્મવાળા અને અન્ય ગોત્રવાળાની સાથે પુત્ર પુત્રીનું વિવાહ કાર્ય કરે, ૪ પાપથી બ્હીનાર હોય, ૫ દેશાચાર આચરે, ૬ છતો યા અછતો કોઇનો અવર્ણવાદ ન બોલે–નિંદા ન કરે, તેમાં પણ રાજાદિકનો તો કદી પણ અવર્ણવાદ ન બોલે, ૭ સારે ઠેકાણે સારા પાડોશમાં, બહુ બારણા વિનાના ઘરમાં રહે, ૮ ઉત્તમ મનુષ્યોનો સંગ કરે, ૯ માતાપિતા અને ગુરૂ વિગેરે માનનીય પુરૂષને માન આપે–માને, ૧૦ ઉપદ્રવવાળું સ્થાન વર્જે–અન્યત્ર જઇને રહે, ૧૧ નિંદનિક (લોકવિરૂદ્ધ) કાર્ય ન કરે, ૧૨ આયપત ( આવક )ને અનુસારે ખર્ચ કરે, ૧૩ વિત્ત પ્રમાણે વેશ રાખે–ઉદ્ભટ વેશ ન પહેરે, ૧૪ બુદ્ધિ મેળવવાના આઠ ગુણને આદરે, ૧૫ નિરંતર અવકાશ મેળવી ધર્મકથા સાંભળે, ૧૬ અજીર્ણ થયું હોય ત્યારે ભોજન ન કરે, ૧૭ શરીરને માફક આવે તેજ પદાર્થ–પ્રમાણમાં ખાય, તેમાં પણ લોલુપતાથી વિશેષ ન ખાય, ૧૮ ધર્મ, અર્થ ને કામ એ ત્રણે વર્ગ એક બીજાને બાધ ન આવે

તેવી રીતે સાધે, ૧૯ અતિથિ, સાધુ અને દીન ક્ષીણ વિગેરેનું ઉચિત જાળવે, ૨૦ અનભિનિવેશી હોય, દુરાગ્રહી ન હોય, ૨૧ ગુણવંતનો નિરંતર આદર કરે-ગુણોમાં અધિક પ્રીતિ ધરે, ૨૨ અકાળે ગમન ન કરે, ૨૩ પોતાના બળાબળનો વિચાર કરીને કોઇ પણ કાર્ય આદરે, ૨૪ જ્ઞાનવૃદ્ધિની પૂજાભક્તિ કરે, ૨૫ સ્રીયાદિકસાથે પ્રતિબંધ ન કરે-ગુણવંત સાથે પ્રતિબંધ કરે, ૨૬ દીર્ઘદૃષ્ટિ વાપરીને કોઇ પણ કાર્ય કરે-સર્વ કાર્યની પ્રથમથી આલોચના કરે, ૨૭ કૃત્યાકૃત્યને બરાબર સમજે, ૨૮ કોઇએ ગુણ કર્યો હોય તો તેને જાણે-ભૂલે નહીં, ૨૯ વિનયાદિ ગુણ ધારણ કરે, કુળમર્યાદા-લજ્જાપણું તજે નહીં, ૨૦ દીન ઉપર દયાળુ હોય, ૩૧ સૌમ્ય આકૃતિવાળો હોય, ૩૨ કોમળ વચન બોલે-કર્કશ ન બોલે, ૩૩ પરની ઉપર ઉપકાર કરે, ૩૪ કામ, ક્રોધ, મદ, મોહ, લોભ વિગેરે અંતરંગ વૈરીને જીતે-જીતવાનો પ્રયત્ન કરે, ૩૫ પાંચ ઇંદ્રીયોને પોતાના વશમાં રાખે-પોતે તેને વશ ન થાય.

આ પ્રમાણેના ૩૫ ગુણ કર્ત્તાએ અહીં સંક્ષેપમાં કહ્યા છે, તેનો વિશેષ વિસ્તાર **શ્રાદ્ધગુણ વિવરણ, ધર્મબિંદુ** વિગેરે ગ્રંથોથી જાણી લેવો. આ ગુણ ઉપરાંત સમકિત ગુણ અને બાર વ્રતાદિક શ્રાવકે અંગીકાર કરવા યોગ્ય છે, તે સ્વશક્તિ અનુસાર અંગીકાર કરે. શ્રાવકના સર્વ ગુણસંપન્ન આનંદાદિક શ્રાવકો થઇ ગયા છે. તેનો અધિકાર-તેનું ચરિત્ર **શ્રી ઉપાસકદશાંગ સૂત્રથી** તેમજ **વર્ધમાન દેશના** વિગેરે ગ્રંથોથી જાણી લેવું. કર્તા કહે છે કે—

નર જે કડવાં તુંબડાં, ગુણે કરીને મીઠ;
તે માણસ કેમ વિસરે, જેહ તણા ગુણ દીઠ. ૧.

"જે માણસો કડવાં તુંબડાં જેવાં હોય પણ તે માણસો ગુણે કરીને મીઠા હોય, અને જે માણસોના ગુણો દેખવામાં આવેલા હોય, તે બન્ને પ્રકારના માણસો કેમ ભૂલાય–નજ ભૂલાય."

કેટલાક અજાણ્યા માણસો–ગુણને ઓળખ્યા–જાણ્યા સિવાય માત્ર ઉપરના દેખાવથી રાચે છે. તેઓ પતંગ જેમ દીવાને જોઇને તેમાં પડવાથી પ્રાણ ખુવે છે તેમ ઘણીવાર ભૂલ ખાઇ જાય છે. તેને માટે કર્ત્તા કહે છે કે–એકવાર સજ્જનનો મેળાપ થઇ જાય તો પછી તેની સંગતિ બનતા સુધી છોડવી નહીં. કારણ કે સત્સંગતિ ઘણી દુર્લભ છે. છેવટે કર્ત્તાનું કહેવું એ છે કે ઉપર જણાવેલા ૩૫ ગુણો પૈકી જેટલા બની શકે તેટલા ગુણો અવશ્ય આદરજો. જો તે ગુણો પ્રાપ્ત થશે તો પછી તમે શ્રાવકપણામાં આગળ વધી શકશો, શ્રાવકધર્મને યોગ્ય થશો, તે વિના ખરા શ્રાવકપણાની યોગ્યતા પણ તમારામાં આવશે નહીં.

હવે શુદ્ધ શ્રાવકના લક્ષણ અને તેની દિનકરણી કર્ત્તા ક્રમસર કહે છે તેમાં મૂળ આધાર **શ્રી રત્નશેખર સૂરીશ્વરના** કરેલા **શ્રાદ્ધવિધિ** ગ્રંથનો જ લેવામાં આવ્યો છે.

શ્રાવક પ્રભાત સમયે કેવી રીતે જાગે તે સંબંધીની હકીકત કહેતાં તેના પ્રારંભમાં કર્ત્તા કહે છે કે–રાત્રે શ્રાવકને

કાંઇ પ્રસંગે કોઇનું કામ પડે તો તેને મધુર અને ધીમે સ્વરે જગાડે. તાણીને-ઉંચે સ્વરે ન બોલે. ખોંખારો કે હુંકારો પણ ન કરે. એનું કારણ શું ? એમ પ્રશ્ન થતાં તેના ઉત્તરમાં કહે છે કે પ્રભાતમાં વહેલા ઉંચે સ્વરે બોલવાથી તે શબ્દ સાંભળીને નજીકમાં રહેનાર અનેક પ્રકારના આરંભ કરનારા સ્ત્રી પુરૂષો જાગી જાય અને તે પોતાને ધંધે વળગી જાય તો તેને વહેલા જગાડવાનો કારણિક ઉંચે સ્વરે બોલનાર થાય. તેના સ્વરથી કોઇ દળવા બેસે, કોઇ ખાંડવા બેસે, કોઇ રાંધવાનું શરૂ કરે, કોઇ પાણી ભરવા જાય, વ્યાપારી વ્યાપારમાં પ્રવર્તે, પંથી માર્ગે પડે, ધોબી ધોવા જાય, ખેતી કરનાર હળ વિગેરે લઇને ખેતરે જાય, લુહાર, સોનાર, કંદોઇને ભાડભુંજા ચૂલ સળગાવે. ઇત્યાદિ અનેક આરંભના કાર્યોની વહેલી શરૂઆત થાય, માટે જ્યાં સુધી રાત્રિ હોય ત્યાંસુધી શ્રાવકે બહુ જ ધીમે સ્વરે બોલવું, કોઇને જગાડવા હોય તો ધીમા સ્વરે જગાડવા, પ્રતિક્રમણાદિક ધર્મક્રિયા પણ ધીમે સ્વરે કરવી.

ચાર ઘડી રાત્રિ હોય ત્યારે અથવા પાછલા પહોરે જાગવું અને જ્ઞાન, ધ્યાન, જાપ, સ્મરણ તેમજ આવશ્યકાદિ કરવું. જે માણસ દિવસ ઉગતા સુધી ઘોર નિંદ્રામાં સુઈ રહે છે, ઉંઘ્યા કરે છે, અથવા આળોટ્યા કરે છે તેના બંને ભવ બગડે છે અને ધર્મ, અર્થ ને કામ એ ત્રણે વર્ગ યથાર્થ સધાતા નથી તેથી અવશ્ય વહેલા ઉઠવું.

શ્રાવક અથવા ઉત્તમ પુરૂષો તો રાત્રિએ નિંદ્રા બહુ અલ્પ જ લે છે, એટલે તેઓ ખરી રીતે જાગૃતજ કહેવાય

છે: તેમને જાગૃત રહેવાના કારણો શું શું છે? તેને માટે શાસ્ત્રકાર કહે છે કે—

जन्म दुखं जरादुःखं मृत्युदुःखं पुनः पुनः ।
संसारसागरे दुःखं तस्माज्जागृत जागृत ॥ १ ॥

माता नास्ति पिता नास्ति, नास्ति भ्राता सहोदरः ।
अर्थो नास्ति गृहं नास्ति, तस्माज्जागृत जागृत ॥ २ ॥

आशा हि लोकान् बध्नाति, कर्मणा बहुचिंतया ।
आयुक्षयं न जानाति, तस्माज्जागृत जागृत ॥ ३ ॥

कामक्रोधस्तथा लोभो, देहे तिष्ठंति तस्कराः ।
ज्ञानखड्गप्रहारेण, तस्माज्जागृत जागृत ॥ ४ ॥

"આ સંસારમાં વારંવાર જન્મનું દુઃખ છે, જરાવસ્થાનું દુઃખ છે. અને મૃત્યુનું દુઃખ છે, એકંદર રીતે વિચારતાં આ સંસારસમુદ્રમાં દુઃખરૂપી જળજ ભરેલું છે, તેથી જાગ–જાગ અથવા જાગતો રહે, જાગતો રહે. ૧"

"આ સંસારમા તું જેને સ્થિર માને છે તે બધા નાશવંત છે, કોઇપણ કાયમ રહેનાર નથી: માતા નાશવંત છે, પિતા નાશવંત છે, ભાઇ કે કુટુંબીઓ તમામ નાશવંત છે, દ્રવ્ય નાશવંત છે અને ઘર પણ નાશવંત છે, તેથી જાગ, જાગ, જાગતો રહે, જાગતો રહે. ૨."

"આ પ્રાણીને બહુ પ્રકારના સંકલ્પ વિકલ્પો કરાવીને આશા કર્મવડે બંધાવે છે–કર્મબંધ કરાવે છે. પરંતુ તેવી મોટી

મોટી-પૂરી ન થાય તેવી આશાઓ બાંધતી વખતે આયુષ્યના ક્ષયને તો ધ્યાનમાંજ લેતો નથી-તેની ઉપર લક્ષ પણ અપાતું નથી માટે જાગ, જાગ. ૩ "

" આ શરીરની અંદર કામ, ક્રોધ અને લોભ વિગેરે ચોર તારૂં આત્મિક ધન લુંટી જનારા નિવાસ કરીને રહેલા છે. તેને જ્ઞાનરૂપ ખડ્ગના પ્રહારવડે હણી નાખવા યોગ્ય છે, તેથી તું જાગતો રહે, જાગતો રહે. ઘરમાં ચોર ભરાયા હોય છતાં જે ઘરવાળો સુઇ રહે-ઉંઘી જાય તેની શી દશા થાય છે તે વિચારી જો. ૪ " કહ્યું છે કે—

રાત્રિ ગમાવી સોવતે, દિવસ ગમાયા ખાય;
હીરા જેસા મનુષ્ય ભવ, કૌડી બદલે જાય. ૧

કામ ક્રોધ તૃષ્ણા ઘણી, કંધલ ઝાઝો આહાર;
માન ઘણું નિદ્રા બહુ, દુર્ગતિ જાવણહાર ૨

નિદ્રા આળસ પરહરી, કરજે તત્ત્વવિચાર.
શુભ ધ્યાને મન રાખજે; શ્રાવક તુઝ આચાર. ૩

આ પ્રમાણે વિચાર કરીને પ્રભાતે વહેલા ઉઠવું. ઉઠતી વખત નાસિકા તરફ ધ્યાન આપવું. નાસિકાના બે વિવર પૈકી જેમાંથી વાયુ વહેતો હોય તે બાજુનો પગ જમીનપર પહેલો મૂકવો. આ સ્વરોદયનો વિષય છે, પરંતુ ખાસ ઉપયોગી છે અહીં તે સંબંધી વિસ્તાર કરવામાં આવ્યો નથી તેના ખપીએ સ્વરોદયજ્ઞાન વિગેરે જોવું.

શય્યાથી નીચે ઉતરી શુદ્ધ વસ્ત્ર પહેરી પવિત્ર સ્થળે પૂર્વ કે ઉત્તર દિશાની સામે બેસવું; અને ઘરના કામમાં ચિત્ત ન આપતાં નમસ્કાર મંત્રાદિકનો જાપ કરવો. તેમાં પણ ચિત્તને સ્થિર રાખવા માટે નંદાવર્ત્ત, કમલબંધ, શંખાવર્ત્ત ઇત્યાદિ પ્રકારે અથવા અંગુળીના અગ્રભાગવડે નવકાર ગણવા. આ નંદાવર્ત્તાદિ પ્રકાર અન્ય શાસ્ત્રોથી અથવા ગુરૂગમથી જાણવા.

નવકાર મંત્રની અંદર પંચ પરમેષ્ઠીને નમસ્કાર કરવામાં આવે છે. કર્ત્તા કહે છે કે–આ નવકાર મંત્ર પરમ મંત્ર છે, તેના સમાન અન્ય કોઇ મંત્ર નથી અને પરમેષ્ઠીને નમસ્કાર કરવા સમાન અન્ય કોઇ વિશેષ પુણ્યબંધનું કારણ નથી. નવકારમંત્રનું ધ્યાન કરવાથી મન નિર્મળ થાય છે અને મુક્તિનો માર્ગ તેને સરલ થાય છે. તેની અંદર પ્રથમ પરમ ઉપકારી અરિહંતને નમસ્કાર કરવામાં આવે છે પછી આદિ અનાદિ સિદ્ધને નમસ્કાર કરવામાં આવે છે, પછી છત્રીશ ગુણયુક્ત આચાર્યને, ૨૫ ગુણ યુક્ત ઉપાધ્યાયને અને સર્વ સાધુને નમસ્કાર કરવામાં આવે છે. અહીં સર્વ શબ્દ અવધિજ્ઞાની, મનઃપર્યવજ્ઞાની, કેવળજ્ઞાની, ચૌદપૂર્વી, અનેક પ્રકારની લબ્ધિવાળા, મહા તપસ્વી, આહારક અને વૈક્રિય શરીર કરવાની શક્તિવાળા વિગેરે સર્વ પ્રકારના મુનિઓનો સમાવેશ કરવા માટે મૂકવામાં આવેલો છે. આચાર્ય, ઉપાધ્યાય, પ્રવર્તક, સ્થવિર, ગણાવચ્છેદક વિગેરે પદવીધારી મુનિઓનો પણ તેની અંદર સમાવેશ થઇ શકે છે. મુનિપદ ઘણું વિશાળ છે. તેની અંદર એકાવતારી વિગેરે અલ્પસંસારી અનેક ઉત્તમ જીવોનો સમાવેશ થાય છે. આ પંચ

પરમેષ્ઠીનો જાપ નવકારવાળીની વિના હાથે કરે તેને ઘણા ફળની પ્રાપ્તિ થાય છે શંખની, અથવા રતાંજળી (રક્તચંદન)ની નવકારવાળી વડે જાપ કરવાથી હજારગણું ફળ કહ્યુ છે, સ્ફાટિકની નવકારવાળીથી દશ હજારગણું ફળ કહ્યું છે, મોતીની નવકારવાળીથી લાખગણું ફળ કહ્યું છે, ચંદન(સુખડ)ની નવકારવાળીથી કરોડગણું ફળ કહ્યું છે, સોનાની નવકારવાળીથી દશકરોડ ગણું ફળ કહ્યું છે, કમળબંધે નવકાર ગણવાથી કોડાકોડગણું ફળ કહ્યું છે, રૂદ્રાક્ષની નવકારવાળીથી અસંખ્યગણું ફળ કહ્યું છે. પત્રજીવાની નવકારવાળીથી અનંતગણું ફળ કહ્યું છે અને સૂત્રની નવકારવાળીથી પૂર્ણ ફળની પ્રાપ્તિ કહી છે. પત્રજીવાની નવકારવાળીને અંગે મુનિ **રત્નવિજયજી** લખે છે કે—"પત્રજીવા શબ્દ અશુદ્ધ છે. તેનું ખરૂં નામ પુત્રજીવા અથવા પુત્તજીવા છે. તે એક જાતિના પીપળા જેવા વૃક્ષ છે, તેના ફળ સોપારી જેવાં થાય છે. આ વૃક્ષો જેપુર, પટ્ટી [ પંજાબ ] હરદ્વાર વિગેરે તરફ વિશેષ થાય છે. તેનાં ફળની માળા સંત સંન્યાસી દાદુપંથી વિશેષ રાખે છે. એ માળા મહિમાવાળી કહેવાય છે. જેને પુત્ર થતાં ન હોય અથવા નાની વયમાં મરી જતા હોય તે સ્ત્રી જો આ માળા ગણે તો તે સ્ત્રીનો મૃતવત્સા દોષ નાશ પામે છે તેથીજ એનું ગુણનિષ્પન્ન પુત્રજીવા નામ પાડેલું છે. એને અપભ્રંશમાં પોતાજીવા પણ કહે છે. આ માળાઓ મેં (મુનિ રત્નવિજયે) નજરે પણ જોઇ છે." આવા કારણથી જ તે જાતિની માળાનું ફળ રાસના કર્ત્તાએ વિશેષ બતાવેલું જણાય છે)

આ પ્રમાણે નવકારવાળીની પૃથક્ પૃથક્ જાતિને અંગે ફળમાં ન્યૂનાધિકતા કહી છે તે બાહ્ય નિમિત્તરૂપી સમજવી

બાકી અંતરંગ ભાવની વૃદ્ધિવડેજ ફળ પ્રાપ્ત થાય છે. જેમ જેમ ભાવની નિર્મળતા, ચિત્તની એકાગ્રતા, પરમેષ્ઠીના ગુણોનું ચિંતવન સવિશેષ. તેમ તેમ તેના ફળમાં પણ વિશેષતા સમજવી. બાહ્ય નિમિત્તરૂપ નવકારવાળીમાં ઉપર કહ્યા પ્રમાણેના ફળની ભાવરહિતપણે અથવા ભાવની મંદતા હોય તો ભજના જાણવી, પરંતુ ભાવની વિશુદ્ધિએ તો ફળનો નિરધાર સમજવો. વળી એમાંથી એક બીજું રહસ્ય સમજવા યોગ્ય છે. તે એ છે કે–પ્રથમ બતાવેલી નવકારવાળીઓ શંખની, પરવાળાની, રતાંજળીની, સ્ફટિકની, મોતીની, સોનાની, રૂદ્રાક્ષની વિગેરે શ્રીમંતો મેળવી શકે છે, ત્યારે તે બધી નવકારવાળીના ફળ કરતાં સુખડની પુત્રજીવાની અને છેવટે સૂત્રની નવકારવાળીનું ફળ વિશેષ કહ્યું છે. એટલા ઉપરથી નવકાર મંત્ર ગણવાના ફળનો લાભ શ્રીમંતો જ મેળવી શકે તેમ નથી, પણ ગરીબ–સામાન્ય સ્થિતિવાળાનો પણ તેમાં સમાન હક છે, ઉલટો વિશેષ હક છે એમ સૂચવ્યું છે. આ વાત ખાસ લક્ષ્યમાં રાખવાની છે.

ધર્મના અધિકારીપણામાં ગરીબ કે શ્રીમંતનો ભેદ નથી, તેમા સૌનો સમાન હક છે. કેટલીક રીતે વિચારતાં શ્રીમંતને અભિમાન, લોભ અને તૃષ્ણા વિગેરે માઠા નિમિત્તોની વિશેષતા હોવાથી તેને ધર્મના અધિકારી થવામાં વિઘ્નની શ્રેણી વધારે હોય છે. આ વાત શ્રીમંતોએ ખાસ લક્ષ્યમા રાખવાની છે. અત્યારે પ્રત્યક્ષપ્રમાણથી પણ શ્રીમંતો કરતા સામાન્ય કે ગરીબ સ્થિતિવાળા સામાયિક, પોસહ, પ્રતિક્રમણ, દેવપૂજા, તપ, જપ, વ્યાખ્યાનશ્રવણ,

તીર્થયાત્રા, ગુરૂભકિત વિગેરે ધર્મક્રિયા વિશેષ કરતાં દેખાય છે. માત્ર લક્ષ્મીવાન જો કૃપણ ન હોય-લક્ષ્મીપરની મમતા છુટી હોય-યોગ્ય માર્ગે લક્ષ્મી વાપરવાનો વિવેક પ્રાપ્ત થયો હોય તો લક્ષ્મીના વ્યયવડે ધર્મકાર્યો વિશેષ કરી શકે છે, પરંતુ લક્ષ્મીવાનની એકંદર સંખ્યામાંથી દિલના ઉદાર અને યોગ્ય માર્ગે લક્ષ્મીનો વ્યય કરનારની સંખ્યા કેટલા ટકા લભ્ય છે તે ધ્યાનમાં લેવા લાયક છે. લક્ષ્મી પ્રાપ્ત થઇ એટલે એક શસ્ત્ર પ્રાપ્ત થયું, તે શસ્ત્રવડે આત્મઘાત પણ થાય છે અને અન્યનો તેમજ આત્માનો બચાવ પણ થાય છે. ઘણા લક્ષ્મીવંતો દ્રવ્યના ગુમાનમાં આવી જઇ અનેક ગરીબોને ઉલટા કચરી નાંખે છે અથવા તો અનેક પ્રકારના પાપારંભમાં, કર્માદાનમાં, પાપવ્યવહારમાં અથવા તો ઇંદ્રિયોના વિષયમાં, વ્યભિચારીપણામાં, અભક્ષ્ય ભક્ષણાદિ પ્રસંગોમાં દ્રવ્યનો વ્યય કરીને ઉલટા પાપના ભારથી ભારે થઇ દુર્ગતિમાં ચાલ્યા જાય છે, અથવા તો પુષ્કળ દ્રવ્ય છતાં અત્યંત કૃપણ થઇ પોતાના નજીકના સંબંધીની દુઃખી સ્થિતિની પણ ઉપેક્ષા કરી પાછળ સંતતિ પણ ન હોવા છતાં દ્રવ્યને તેજુરીમાં કે બેંકોમાં ગોંધી રાખી આયુ પૂર્ણ થયે ખાલી હાથે ચાલ્યા જાય છે. આટલા ઉપરથી શ્રીમંતાઇ પ્રાપ્ત થવી તે પુણ્યનું ફળ છે એમાં સવાલ નથી, પણ તે પુણ્ય પુણ્યાનુબંધી છે કે પાપાનુબંધી છે તેજ વિચારવાનું છે. જો પાપાનુબંધી પુણ્યના કારણથી લક્ષ્મી મળી હોય છે તો મોટો રાજા થઇ રૈયતને પાયમાલ કરી દ્રવ્યના ભંડાર ભરીને દુર્ગતિએ ચાલ્યો જાય છે અથવા શ્રીમંત ગૃહસ્થ થઈ, અનેક પ્રકારના અન્યાય કરી, ગરીબોને દબાવી દ્રવ્ય મેળવીને ખાલી હાથે નીચી ગતિમા ચાલ્યો જાય છે.

આ હકીકત તો પ્રસંગે કહી, હવે નવકારવાળી કઇ આંગળીએ અને કેવી રીતે ગણવી? તે કહે છેઃ– જે મુકિતના અર્થી ભવ્ય જીવો હોય તે તો અંગુઠા ઉપર નવકારવાળી રાખીને તેની પાસેની તર્જની વડે ગણે છે. તેને તેવા પ્રકારના ફળની પ્રાપ્તિ થાય છે. મધ્યમાવડે ગણે તેને દ્રવ્યાદિકની પ્રાપ્તિ થાય છે, અનામિકાવડે ગણે તેને ઘરમાં શાંતિ થાય છે અને કનિષ્ઠિકાવડે ગણનારના શત્રુ તેની પાસે આવીને નમે છે. આ પ્રકારના ફળની પ્રાપ્તિમાં ખાસ રહસ્ય એ રહેલું છે કે નવકાર જેવા મંત્રની ગણના એટલે નવકારવાળી ગણવી તે ઐહિક સુખ માટે ન ગણતાં આત્મિક સુખની પ્રાપ્તિ માટે જ ગણવી આત્મિક સુખની જ્યાં પ્રાપ્તિ થાય છે ત્યાં તેની સાથે ઐહિક સુખ–બાહ્ય સુખ તો મળે જ છે–તેની ઇચ્છા જ કરવી પડતી નથી.

હવે નવકાર ગણવાનું ફળ કહે છે. નવકાર મહામંત્રનો પ્રથમ અક્ષર 'ન' એટલું પણ જે ગણે–સંભારે તેના સાત સાગરોપમના પાપ નાશ પામે,–અને આખું **नमो अरिहंताण** એટલું પદ જે ગણે તેના પચાસ સાગરોપમ પર્યંત ભોગવવા પડે તેટલાં દુઃખ અથવા પાપ નાશ પામે અને થોડા વખતમા મોક્ષે પણ જાય. આખો નવકાર મંત્ર જે ગણે–૬૮ અક્ષરનો શુદ્ધોચ્ચારપૂર્વક પાઠ કરે તેના પાંચસો સાગરોપમના દુઃખ ને પાપ નાશ પામે, એટલું જ નહિ પણ તે ચારે ગતિના દુઃખથી મૂકાય અને મુકિતસુખના અત્યુત્કૃષ્ટ રસનું સ્વલ્પ કાળમાં આસ્વાદન કરે.

નવકારવાળીવડે નવકાર મંત્રનો જાપ કરવા કરતાં અનાનુપૂર્વીવડે જે પંચ પરમેષ્ઠીનો જાપ કરે તે અધિક

ફળ પામે. એટલે તેને છમાસી તપ જેટલા ફળની પ્રાપ્તિ થાય અથવા એક વર્ષના બંધાયેલા અશુભ કર્મો નાશ પામે. પાટલા ઉપર નવપદ જપનારને અનાનુપૂર્વીવડે નવ-કાર ગણનાર કરતાં પણ અધિક ફળની પ્રાપ્તિ થાય આ જાપ કેવી રીતે ગણવો-કરવો તેનું વિધાન ગુરૂગમથી જાણવું.

નવકારવાળીની અંદર ૧૦૮ મણકા અથવા પારા હોય છે. તેનો હેતુ એ છે કે-અરિહંતના ૧૨ ગુણ, સિદ્ધ પર-માત્માના ૮ ગુણ, આચાર્યના ૩૬ ગુણ, ઉપાધ્યાયના ૨૫ ગુણ અને સાધુના ૨૭ ગુણ-એમ સર્વ મળીને પંચ પર-મેષ્ઠીના ૧૦૮ ગુણ છે તે ૧૦૮ મણકા સૂચવે છે. પંચ પરમેષ્ઠીના ૧૦૮ ગુણો જેને સ્મરણમાં હોય તે ૧૦૮ પારાવડે ૧૦૮ ગુણો સંભરે-વિચારે-તેનું ધ્યાન કરે તો તે બહુ ઉત્તમ છે.

નવકારવાળી દાઝેલી—બળેલી હોય, અથવા સુખડ વિનાના અન્ય કોઇ જાતના કાષ્ટની હોય, હાડની અથવા પથ્થરની હોય તોતે વર્જ્ય છે-ગણવાં યોગ્ય નથી. તેવી માળા અતિ અલ્પ ફળ આપે છે. મૂર્ખ મનુષ્યો જ તેવી માળાનો ઉપયોગ કરે છે; અરિહંતની આજ્ઞા પાળનારાઓ તેવી માળાનો ઉપયોગ કરતા નથી. નવકારવાળી અંગુઠા ઉપર રાખીને તર્જની અથવા બીજી કોઇપણ અંગુળીવડે ગણવી, પણ તે આંગળીના ટેરવાવડે ગણતાં નખ નવકાર વાળીને અડે તેમ ન ગણવી અને મેરૂને ઉલ્લંઘવો નહીં. નવકારવાળી પૂરી થાય એટલે મેરૂ ને ઉલ્લંઘતા નવકાર-

પાછી વાળી ફેરવીને ગણવી. આ વાત ખાસ ધ્યાનમાં રાખવી. તે સાથે શૂન્ય ચિત્તે પણ ન ગણવી. નવકાર ગણવામાં લક્ષ્ય –ધ્યાન રાખવું. મનમાં તો અનેક સંકલ્પ વિકલ્પો ચાલ્યા કરે અને નવકારવાળી ગણાતી જાય એવી રીતે ગણવી નહીં. એમ ગણવાથી અતિ અલ્પ ફળ પ્રાપ્ત થાય છે.

શબ્દવડે એટલે બોલીને નવકાર ગણવા કરતાં મૌનપણે ગણવા તે શ્રેષ્ઠ છે. શબ્દ કરતાં મૌન અને મૌન કરતા માત્ર મનવડે જાપ કરવો ઉત્તમ કહ્યો છે.

પ્રાતઃકાળે ઉઠી શુદ્ધ સ્થાને બેસી પ્રથમ ઉપર પ્રમાણે નવકાર મંત્રનો જાપ કરવાનું કહ્યુ છે. જાપ કરતાં થાકે ત્યારે પરમેષ્ઠીનું ધ્યાન કરે અને ધ્યાન કરતાં થાકે ત્યારે પાછો જાપ કરે બંનેથી પણ થાકે ત્યારે પ્રભુના સ્તોત્રો ગણે. દ્રવ્યપૂજા કરતાં કરોડગણું ફળ સ્તોત્ર ગણવામાં કહ્યુ છે, સ્તોત્ર ગણવાના પુન્યથી કરોડગણું ફળ જાપ કરવામાં કહ્યું છે, જાપના પુણ્ય કરતા કરોડગણું ફળ ધ્યાન ધરવાથી કહ્યું છે અને તેનાથી કરોડગણું ફળ લય કરવાથી થાય છે. કારણ કે લય કરવાથી–પરમાત્માના ધ્યાનમાં લીન થઇ જવાથી પ્રાણી અંતમુહૂર્તમાં કેવળ જ્ઞાન પામી શકે છે. ભરત ચક્રવર્તી, તેની આઠ પાટ અને મરૂદેવા માતા એ સર્વ પરત્માના ધ્યાનમાં લીન થઇ જવાથી કેવળજ્ઞાન પામેલા છે. આ સંબંધમાં ભરતચક્રીનું ચરિત્ર જો કે પ્રસિદ્ધ છે તો પણ તેની ભાવના ખાસ લક્ષ્ય આપવા લાયક છે તેથી તે અહીં આપવામાં આવી છે

જે ભાવના ભાવનાથી એ છ ખંડના ભોક્તાએ આરીસાભુવનમાં કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું છે તે અપૂર્વ તો હોવી જોયએ, એટલે તે ભાવનાનું શાબ્દિક સ્વરૂપ પ્રદર્શિત કરવા માટે પ્રથમ તેની સમૃદ્ધિનો ચિતાર આપી તે પછી તેની ભાવના પણ બતાવવામાં આવે છે. તે નીચે પ્રમાણેઃ—

"જેની અશ્વશાળામાં રમણિય, ચતુર, અને અનેક પ્રકારના તેજી અશ્વના સમૂહ શોભતા હતા, જેની ગજશાળામાં અનેક જાતના મદોન્મત્ત હસ્તિઓ ઝુલી રહ્યા હતા, જેની સેનામાં મહા બાણાવળી સામંતો આવી રહ્યા હતા, જેના અંતઃપુરમાં નવયૌવના સુકુમારિકા અને મુગ્ધા સ્ત્રીઓ સહસ્ત્રગમે વિરાજી રહી હતી, જેના ધનનિધિમાં ચંચળા એ ઉપમાથી વિદ્વાનોએ ઓળખેલી સમુદ્રની પુત્રી લક્ષ્મી સ્થિરરૂપ થઇ હતી, જેની આજ્ઞાને દેવ દેવાંગનાઓ આધીન થઇને મુકુટપર ચડાવી રહ્યા હતા, જેને પ્રાશન કરવાને માટે નાના પ્રકારનાં ષડ્રસ ભોજનો પળે પળે નિર્મિત થતાં હતાં; જેના કોમળ કર્ણના વિલાસને માટે ઝીણાં અને મધુરસ્વરી ગાયનો કરનારી વારાંગનાઓ તત્પર રહેતી હતી, જેને નિરીક્ષણ કરવા માટે અનેક પ્રકારનાં નાટક ચેટક થતાં હતાં જેની યશકીર્ત્તિ વાયુરૂપે પ્રસરી જઇ આકાશ જેવી સર્વત્રવ્યાપ્ત હતી, જેના શત્રુઓને સુખથી શયન કરવાનો વખત આવ્યો નહોતો, અથવા જેના વૈરીની વનિતાઓના નયનમાંથી સદૈવ આંસુ ટપકતાં હતાં, જેનાથી કોઇ શત્રુવટ દાખવવા તો સમર્થ જ નહોતું પણ સામી નિર્દોષતાથી આંગળી ચિંધવાને પણ કોઈ સમર્થ નહોતું, જેની સમક્ષ અનેક મંત્રીઓનો સમુદાય તેની કૃપાની નિમંત્રણા કરતો

હતો, જેનું રૂપ, કાંતિ અને સૌંદર્ય મનોહારી હતાં, જેનાં અંગમાં મહાન્ બળ, વીર્ય, શકિત, અને ઉગ્ર પરાક્રમ ઉછળતું હતું, ક્રિડા કરવાને માટે જેને મહા સુગંધીમય બાગ બગીચા અને વનોપવન હતાં, જેને ત્યાં પ્રધાન કુળ-દિપક પુત્રોનો સમુદાય હતો, જેની સેવામાં લાખોગમે અનુચરો સજ્જ થઇ ઉભા રહેતાં હતા, જે પુરૂષ જ્યાં જ્યાં પ્રવેશ કરતો ત્યાં ત્યાં ખમા ખમાથી અને કંચન કુલ તથા મૌકિતકના થાળથી વધાવાતો હતો, જેના કુંકુમવર્ણાં પાદપંકજનો સ્પર્શ કરવાને ઇંદ્ર જેવા પણ તલસી રહેતા હતા, જેની આયુધશાળામાં મહા યશોમાન દિવ્ય ચક્રની ઉત્પત્તિ થઇ હતી, જેને ત્યાં સામ્રાજ્યનો અખંડ દીપક પ્રકાશમાન હતો જેને શિરે મહાન છ ખંડની પ્રભુતાનો તેજસ્વી અને ચળકાટમાન મુકુટ વિરાજીત હતો, કહેવાનો હેતુ એ છે કે જેનાં સાહિત્યનો, જેનાં દળનો, જેનાં નગર પુર પાટણનો, જેનાં વૈભવનો અને જેનાં વિલાસનો સંસાર સંબંધે કોઇ પણ પ્રકારે ન્યૂન ભાવ નહોતો.

તે શ્રીમાન્ રાજરાજેશ્વર **ભરત** પોતાના સુંદર આરીસાભુવનમાં વસ્ત્રાભૂષણથી વિભૂષિત થઇ મનોહર સિંહાસન પર બેઠો હતો, ચારે બાજુનાં દ્વાર ખુલ્લાં હતાં, નાના પ્રકારના ધૂપનો ધૂમ્ર સૂક્ષ્મ રીતે પ્રસરી રહ્યો હતો, નાના પ્રકારનાં સુગંધી પદાર્થો મથમથી રહ્યા હતા, નાના પ્રકારનાં સુસ્વરયુકત વાજીંત્રો યાંત્રિક કળાવડે સ્વર ખેંચી રહ્યાં હતાં, શીતળ મંદ અને સુગંધી એમ ત્રિવિધ વાયુની લહરીઓ છુટતી હતી, આભૂષણાદિક પદાર્થોનું નિરીક્ષણ કરતાં એ શ્રીમાન્ રાજરાજેશ્વર ભરત તે ભુવનમાં અપૂર્વ આનં-

દને પામ્યો; એટલામાં એના હાથની એક આંગળીમાંથી વીંટી નીકળી પડી. ભરતનું ધ્યાન તે ભણી ખેંચાયું અને આંગળી કેવળ અડવી જણાઇ નવ આંગળીઓ વીંટીવડે કરીને જે મનોહરતા ધરાવતી હતી તે મનોહરતા વિનાની આ આંગળીપરથી ભરતેશ્વરને અદ્ભૂત મૂળોત્તર વિચારની પ્રેરણા થઇ, 'શા કારણથી આ આંગળી આવી લાગવી જોઇએ ?' એ વિચાર કરતાં 'વીંટીનું નીકળી પડવું એ કારણ' એમ તેને સમજાયું. તે વાતને વિશેષ પ્રમાણભૂત કરવા બીજી આંગળીની વીંટી તેણે ખેંચી લીધી. એ બીજી આંગળીમાંથી જેવી વીંટી નીકળી તેવી તે આંગળી પણ અશોભનિક દેખાઇ, વળી એ વાત સિદ્ધ કરવાને તેણે ત્રીજી આંગળીમાંથી પણ વીંટી સેરવી લીધી, એથી વિશેષ પ્રમાણ થયું, વળી ચોથી આંગળીમાંથી વીંટી કાઢી લીધી એટલે એણે પણ એવો જ દેખાવ દીધો. એમ અનુક્રમે દશે આંગળીઓ અડવી કરી મૂકી અડવી થઇ જવાથી સઘળીનો દેખાવ અશોભનિક દેખાયો. અશોભનિક દેખાવાથી રાજરાજેશ્વર અન્યત્વ ભાવનામાં ગદ્ગદિત થઇ એમ બોલ્યાઃ–

"અહોહો કેવી વિચિત્રતા છે કે ભૂમિમાંથી ઉત્પન્ન થયેલી વસ્તુને ટીપીને કુશળતાવડે ઘડવાથી મુદ્રિકા બની, એ મુદ્રિકાવડે મારી આંગળી સુંદર દેખાઇ, એ આંગળીમાંથી મુદ્રિકા નીકળી પડતા એણે વિપરીત દેખાવ દીધો વિપરીત દેખાવાથી અશોભનિકતા અને અડવાપણું ખેદરૂપ થયું. અશોભનિક જણાવાનું કારણ માત્ર 'વીંટી નહિ' એજ ઠર્યું કે ? જો વીંટી હોત તો તો એવી અશોભા હું ન જોત. એ મુદ્રિકાવડે મારી આ આંગળી શોભા પામી, એ આંગ-

ળીવડે આ હાથ શોભે છે, અને એ હાથવડે આ શરીર શોભા પામે છે ત્યારે એમાં હું શોભા કોની ગણું ? અતિ વિસ્મયતા ! મારી આ મનાતી મનોહર કાંતિને વિશેષ દિપ્ત કરનાર તે મણિમાણિકયાદિના અલંકારો અને રંગ બેરંગી વસ્ત્ર ઠર્યાં, એ કાંતિ મારી ત્વચાની શોભા ઠરી, એ ત્વચા શરીરની ગુપ્તતા ઢાકી સુંદરતા દેખાડે છે. અહોહો ! આ મારી વિપરીતતા છે ! જે શરીરને હું મારૂં માનું છું તે માત્ર ત્વચાવડે, તે ત્વચા કાંતિવડે, અને તે કાંતિ વસ્ત્રાલંકારવડે શોભે છે. ત્યારે શું મારા શરીરની તો કંઇ શોભા નહીં જ કે ? રૂધિર, માસ અને હાડનો જ કેવળ એ માળો તો હું કેવળ મારો માનું છું. કેવી ભ્રમણા ! અને કેવી વિચિત્રતા ! કેવળ હું પરપુદ્ગળની શોભાથી શોભું છું. અન્ય કોઇથી રમણિયતા ધરાવતું શરીર તે મારે મારૂં કેમ માનવું ? અને કદાપિ એમ માનીને હું એમાં મમત્વભાવ રાખું તોપણ તે કેવળ દુખપ્રદ અને વૃથા છે આ મારા આત્માનો એ શરીરથી એક કાળે વિયોગ થવાનો છે. આત્મા જ્યારે બીજા દેહને ધારણ કરવા પરવરશે ત્યારે આ દેહ અહીં પડ્યો રહેશે એમાં કંઇ શંકા નથી એ કાયા મારી નથી થઇ અને નહીં થાય, ત્યારે હું એને મારી માનું છઉં કે માનું એ કેવળ મૂર્ખતા જ છે જેનો એક કાળે વિયોગ થવાનો છે અને જે કેવળ અન્યત્વ ભાવ ધરાવે છે તેમાં મહત્વપણું શું માનવું ? અને જ્યારે તે મારી થવાની નથી ત્યારે મારે એનું થવું શું ઉચિત છે ? નહીં, નહીં, એ જ્યારે મારી નહીં ત્યારે હું એનો નહીં, એમ વિચારૂં, વિચાર દૃઢ કરૂં અને તેવું પ્રવર્તન ન કરૂં, એજ મારી વિવેકબુદ્ધિનું તાત્પર્ય છે. આ આખી સૃષ્ટિ અનંત ચીજોથી અને અનંત પદાર્થોથી ભરેલી છે, તે સઘળા

પદાર્થ કરતાં જેના જેટલી કોઇ પણ વસ્તુપર મારી પ્રિયતા નથી, તે વસ્તુ (કાયા) મારી નથી તે પછી બીજી કઇ વસ્તુ મારી હોય? અહો! હું બહુ ભુલી ગયો. મિથ્યા મોહમાં લથડી પડ્યો. તે નવયૌવનાઓ, તે માનેલા કુળદીપક પુત્રો, તે અઢળક લક્ષ્મી, તે છ ખંડનું મહાન સામ્રાજ્ય એ મારાં નથી, એમાંનું લેશમાત્ર પણ મારૂં નથી. એમાં કિંચિત ભાગ પણ નથી. જે કાયાથી હું એ સઘળી વસ્તુનો ઉપભોગ લઉં છું, તે ભોકતા વસ્તુ પણ જ્યારે મારી થવાની નથી ત્યારે બીજી મારી માની રાખેલી વસ્તુ, સ્નેહી, કુટુંબી ઇત્યાદિક મારા શું થનાર હતા? નહીં કંઇજ નહીં, એ મમત્વભાવ મારે જોઇતો નથી. એ પુત્ર, એ મિત્ર, એ કલત્ર, એ વૈભવ, અને એ લક્ષ્મીને મારા માનવાં જ નથી, હું એનો નહીં ને એ મારા નહીં, પુન્યાદિક સાધીને મેં જે જે વસ્તુ પ્રાપ્ત કરી છે તે તે વસ્તુ મારી થવાની નથી, એના જેવું સંસારમાં બીજું શું ખેદમય છે? મારા ઉગ્ર પુન્યનું પરિણામ આજ કે? છેવટે સઘળાનો વિયોગ જ કે? પુન્યનું એ ફળ પામીને એની વૃદ્ધિને માટે જે જે પાપ કર્યાં તે તો મારા આત્માએ ભોગવવાં જ કે? તે પણ એકલાએ જ કે? એમાંકોઇ સહિયારી નહીં કે? એ અન્યત્વ ભાવવાળા માટે તેનાપર મમત્વભાવ દર્શાવી, આત્માનો અહિતૈષી થઇ, હું રૌદ્ર નરકનો ભોકતા ઠરૂં એના જેવું કયું અજ્ઞાન છે? એવી કઇ ભ્રમણા છે? એવો કયો અવિવેક છે? ત્રેશઠ શલાકામાંનો હું એક ગણાયો, તોય આવાં કૃત્ય ટાળી શકું નહીં, અને પ્રાપ્ત કરેલી પ્રભુતાને ખોઇ બેસું એ કેવળ અયુકત છે. એ પુત્રોનો, એ પ્રમદાઓનો, એ રાજવૈભવનો અને એ વાહનાદિક સુખનો મારે કશો અનુરાગ નથી—મમત્વ નથી."

પૂર્ણ વૈરાગ્યનું રાજરાજેશ્વર ભરતના અંતઃકરણમાં આવું ચિત્ર પડયું કે તરત જ અજ્ઞાનરૂપ તિમિરપટ ટળી ગયું, શુક્લધ્યાન પ્રાપ્ત થયું, અશેષ કર્મ બળીને ભસ્મીભૂત થઇ ગયાં ! ! મહા દિવ્ય અને સહસ્રકિરણથી પણ અનુપમ કાંતિમાન કૈવલ્યજ્ઞાન પ્રગટ થયું. તેજ વેળા એણે પંચમુષ્ટિ કેશલુંચન કર્યું, શાસનદેવીએ એને સંતસાજ (મુનિવેશ) આપ્યો. અને તે મહાવૈરાગી, સંવિજ્ઞ, સર્વદર્શી થઇ, ચતુર્ગતિ, ચોવીશ દંડક, તેમજ આધિ વ્યાધિ અને ઉપાધિથી વિરક્ત થયા. આ ચપળ સંસારના સકળ સુખવિલાસથી એણે નિવૃત્તિ પ્રાપ્ત કરી. પ્રિયાપ્રિય માત્ર ગયું અને તે નિરંતર સ્તવવા યોગ્ય પરમાત્મા થયા.

આવો એ છ ખંડનો પ્રભુ, દેવના દેવ જેવો, અઢળક સામ્રાજ્યલક્ષ્મીનો ભોકતા, મહાઆયુનો ધણી, અનેક રત્નની યુકતતા ધરાવનાર, રાજ રાજેશ્વર ભરત આદર્શભુવનને વિષે અન્યત્વભાવના ઉપજવાથી શુદ્ધ વૈરાગી થયો !

ખરેખર ભરતેશ્વરનુ મનન કરવા યોગ્ય ચરિત્ર સંસારની શોકાર્ત્તતા અને ઔદાસિન્યતાનો પૂરેપૂરો ભાવ ઉપદેશ અને પ્રમાણ પ્રદર્શિત કરે છે. કહો ! એને ત્યાં કાંઇ ખામી હતી ? નહોતી એને ત્યાં નવયૌવના સ્રીઓની ખામી હતી કે નહોતી રાજઋદ્ધિની ખામી; નહોતી વિજયસિદ્ધિની ખામી કે નહોતી નવનિધિની ખામી, નહોતી પુત્રસમુદાયની ખામી કે નહોતી કુટુંબપરિવારની ખામી, નહોતી રૂપ કાંતિની ખામી કે નહોતી યશોકીર્તિની ખામી; આગળ કહેવાઇ ગયેલી તેની ઋદ્ધિનું એમ પુનઃ સ્મરણ કરાવી

પ્રમાણથી શિક્ષાપ્રસાદીનો લાભ આપીએ છીએ કે ભરતેશ્વરે વિવેકથી અન્યત્વના સ્વરૂપને જોયુ, જાણ્યું, અને સર્પકંચુકવત્ સંસાર પરિત્યાગ કરી તેનું મિથ્યા મમત્વ સિદ્ધ કરી આપ્યું મહા વૈરાગ્યની અચળતા, નિર્મમત્વતા અને આત્મશક્તિનુ પ્રફુલ્લિત થવું, આ મહા યોગીશ્વરના ચરિત્રમા રહ્યું છે.

ઉપર બતાવેલ ભરતેશ્વરનું ચરિત્ર—તેની ભાવના વારંવાર મનન કરવા યોગ્ય છે. રાસના કર્ત્તા અહીં પ્રસંગોપાત સમભાવની પુષ્ટિ કરવા કહે છે —

"શ્વેતાંબર હો યા દિગંબર હો, બુદ્ધ હો અથવા અન્ય હો, પણ જે સમભાવે આત્માને ભાવે તે મોક્ષને પામે, તેમાં શંદેહ નથી." **સંબોધસત્તરી**

મોક્ષપ્રાપ્તિ માટે કોઇ અમુક ધર્મનો ઇજારો નથી કે તે ધર્મવાળાજ પામે, પરંતુ તેનો ઇજારો સમભાવે રાખેલો છે. એટલે સમભાવ—શત્રુમિત્રમાં સમાનતા, સ્વજનપરજનમા સમાનતા, નિંદકપૂજકમાં સમાનતા, કંચનપાષાણમાં સમાનતા, લાભાલાભમા સમાનતા, ઇત્યાદિ સર્વત્રવિદ્યમાન વસ્તુ—પદાર્થ—વ્યક્તિમાં પણ જેને રાગદ્વેષ નાશ પામવાથી સમાન ભાવ પ્રાપ્ત થયેલ હોય તે અવશ્ય સર્વ કર્મથી વિમુક્ત થઈ મોક્ષ પામી શકે છે અહીં જો કે કોઇ પણ ધર્મના નામ સાથે આગ્રહ ધરાવાનો નથી, પણ એવા સમાનભાવ કયા ધર્મશાસ્ત્રમાં બતાવ્યો છે, કયા ધર્મના ઉપદેશકો એવો સમાન ભાવ ધરાવે છે અને ઉપદિશે છે,

કયા ધર્મના દેવ એવી સમાનતાવાળા, સર્વથા રાગદ્વેષથી રહિત છે, તે જાણુવાની જરૂર છે; અને જ્યાં એવા સમભાવ દેવ ગુરૂ અને ધર્મમાં દેખાય તેનું સેવન કરવાની જરૂર છે.

દમદંત નામના મુનિને પૂર્વના દ્વેષથી કૌરવોએ હણ્યા અને પાડવોએ પૂર્વનો દ્વેષ મનમાં ન લાવતાં મુનિગુણુની અપૂર્વતાને જોઇને સ્તવ્યા, છતાં તે બન્ને ઉપર જેમણે સમભાવ રાખ્યો તે મુનિ ખરેખર વંદનીય છે.

ક્રોધને ઉપશમવડે હણવો, માનને મૃદુભાવથી હણવો, માયાને સરલતાવડે હણવી અને લોભને સંતોષવડે હણવો. આ ચાર કષાય હણાવાથી જ સમભાવ પ્રગટ થાય છે; તે સિવાય સમભાવ પ્રગટ થઈ શકતો નથી.

આ સંસારમાં રાજાનાં, ચક્રવર્ત્તીનાં, દેવતાનાં અને ઇંદ્રાદિકનાં સુખો વખણાય છે, પરંતુ એ સર્વ સુખો કરતાં સમભાવનું સુખ અનંતગણું છે. તેનો કોઇ પાર પામી શકે તેમ નથી

હવે પ્રાતઃકાળમાં અન્ય સર્વ સંકલ્પ તજી દઈ જે જીવ જિનેશ્વરને જપે અને એક સ્થાને સ્થિર બેસી તેનું ધ્યાન ધરે તેની બુદ્ધિ નિર્મળ થાય છે અને તેને પરિણામે તે જીવ મોક્ષ મેળવવા ભાગ્યશાળી થાય છે.

મોક્ષ અર્થી જીવો પ્રભાતમાં નવપદના ધ્યાનમાં જ લય લગાવે છે. પછી બે ઘડી રાત્રિ રહે ત્યારે-યોગ્ય અવસરે

શ્રાવક પ્રતિક્રમણ કરે. તેની વિધિ અને તેના હેતુઓ અન્ય શાસ્ત્ર ધર્મસંગ્રહાદિકથી અથવા ગુરૂગમથી જાણવા યોગ્ય છે. શુદ્ધ અને સંપૂર્ણ ઉચ્ચાર સાથે, અર્થની વિચારણા કરતાં જો પ્રતિક્રમણ કરવામાં આવે તો જ તે સંપૂર્ણ ફળદાયક થાય છે; અશુદ્ધ ઉચ્ચારથી અને અર્થની બીલકુલ સમજણ સિવાય કરવામાં આવતું પ્રતિક્રમણ તથાવિધ ફળદાય થતું નથી.

પ્રતિક્રમણ એ આવશ્યક ક્રિયા છે. તેથી શ્રાવકે સવાર સાંજ અવશ્ય કરવા યોગ્ય છે. પ્રતિક્રમણના પ્રાંત ભાગમાં છઠ્ઠા આવશ્યકને અવસરે શ્રાવકે યથાશકિત પ્રત્યાખ્યાન કરવાનું છે એક દિવસ પણ પ્રત્યાખ્યાન વિના જવો ન જોઇએ. તિથિપર્વાદિક હોય તો ઉપવાસ, આંબિલ, એકાશન વિગેરે કરવું અને સામાન્ય દિવસોએ છેવટે નવકારશી તો જરૂર કરવી. બે ઘડી દિવસ ચઢે ત્યારે મુઠી વાળી ત્રણ નવકાર ગણીને પારવામાં આવે તેને નવકારશી (નમુક્કારસહી) કહેવામાં આવે છે.

પ્રતિક્રમણ કર્યા પછી શ્રાવક ઘરની પૌષધશાળામાંથી અથવા ઉપાશ્રયમાથી બહાર નીકળે એટલે પ્રથમ કોઇનું મુખ ન જોતાં પોતાના હાથની હથેળી જુએ, તેમાં પુરૂષ જમણા હાથની હથેળી જુએ અને સ્ત્રી ડાબા હાથની હથેળી જુએ, એમ જોવાથી ભાગ્યની પણ પરીક્ષા થાય છે. મનુષ્યની આખી જીંદગીમાં જે જે બનાવો બનવાના હોય, માતા પિતા કે મોસાળનું સુખ ભોગવવાનું હોય, સ્ત્રી કે સંતતી જેટલી થવાની હોય, લક્ષ્મી જેટલી મળવાની

હોય, જેવો ઉદાર, શ્રદ્ધાળુ કે ધર્મિષ્ટ થવાનો હોય. જેટલું આયુષ્ય ભોગવવાનું હોય-ઇત્યાદિ સર્વ હકીકતોનું ચિત્ર હાથની હથેળીમાં રેખારૂપે હોય છે. તેને સામુદ્રિક તથા જ્યોતીષશાસ્ત્રાદિના વેત્તા બરાબર સમજી શકે છે. જન્મ-પત્રિકા વિગેરેમાં જેટલાં ભુવન કાઢવામાં આવે તે દરેક ભુવનની હકીકત રેખારૂપે હાથની હથેળીમાં ઓળખાયેલી હોય છે, પરંતુ તેને વાસ્તવિક સમજનારા ઓળખનારા બહુ અલ્પ મનુષ્યો હોય છે ) કેટલાક અનુભવીઓ બંને હાથની હથેળી ભેગી કરીને જોવાનું કહે છે. અને તેની અંદર અંગુઠા વિના ૮ આંગળાના ૨૪ વિભાગોવડે ૨૪ તીર્થંકરોના નામ સ્મરણ કરવાનું સૂચવે છે. તેમજ બે હથેળી ભેગી કરતાં આયુષ્ય રેખા અર્ધચંદ્રકારે મળેલી દેખાય છે, તેનાવડે સિદ્ધ પરમાત્માના સ્થાનને ( સિદ્ધ-શિલાને ) સંભારી તેની ઉપર વર્તતા અનંતા સિદ્ધોને નમસ્કાર કરવાનું સૂચવે છે. આ અનુભવ પણ ઉપયોગી છે.

પછી શ્રાવક પ્રતિક્રમણના વસ્ત્ર બદલી અન્ય વસ્ત્ર ધારણ કરે છે. વસ્ત્ર પહેરતાં મૌન રહે-બોલે નહીં. પછી શરીર શંકા ટાળે તેમાં દિવસે મળમત્રાદિ ઉત્તરદિશા સામે કરે અને રાત્રિએ દક્ષિણદિશા સામે રહીને શંકા ટાળે મળમૂત્ર ટાળવાની અંદર અનેક પ્રકારનો વિવેક જાળવવાની જરૂર છે. તેમાં પણ જીવાકુળ સ્થાન તો અવશ્ય વર્જવા યોગ્ય છે. મુનિને નિહારના ૧૦૨૩ દોષ ટાળવાના શ્રી પ્રવચન-સારોદ્ધરાદિમાં વિસ્તારથી બતાવ્યા છે.

શ્રાવકને માટે રાસના કર્ત્તા કહે છે કે-જ્યાં ભસ્મનો ઢગલો પડ્યો હોય, છાણ પડયું હોય અને ગૌશાળા

(ગોંદરો) હોય ત્યાં સ્થંડિલ કે માત્રું ન કરે. જ્યાં રાફડો હોય, જ્યાં મળમૂત્ર કે મળમૂત્રના ઠામો પડેલાં હોય જ્યાં વૃક્ષ, અગ્નિ કે જળ હોય અને જ્યાં આરામ લેવાના સ્થાન વિસામા વિગેરે હોય ત્યાં મળમૂત્રાદિ ન કરે. નદીમાં માર્ગમાં કે સ્મશાનમાં મળમૂત્ર ન કરે, જતી આવતી સ્ત્રીની નજર પડે તેવું હોય અથવા વડિલની નજર પડતી હોય ત્યાં પણ મળમૂત્ર ન કરે. જ્યાં પથ્થર, ડુંગર, કે ટાકર જમીન, રેતી અથવા નિર્જીવ અને સૂકાં સ્થાન હોય ત્યાં પ્રથમ દૃષ્ટિવડે જીવજંતુ નથી એટલી ખાત્રી કરીને પછી મળમૂત્રાદિનો ત્યાગ કરે. તેમાં સમજુ માણસે ઉતાવળ ન કરવી. કારણ કે ઉતાવળ કરવાથી બાધા પૂરી ટળતી નથી, એટલે કયાં તો ફરી જવું પડે છે અથવા શરીરમાં ઉપાધિ ઉત્પન્ન થાય છે. ગુહ્યસ્થાન સારી રીતે જળ અને માટી વિગેરેથી સાફ કરવું, હાથ સારી રીતે રક્ષા લઇ ઘસીને ધોવા, તે કાર્યમાં પ્રમાદ ન કરવો. સ્થંડિલ માટે ઘરથી દૂર જવું; શારીરિક કારણ સિવાય નજીકમાં ન જવું. આ સંબંધમા વિવેકવિલાસમાં પણ સારી રીતે વિચાર જણાવેલો છે, અને જ્યા કોઇએ વમનાદિ કરેલ ન હોય અને જ્યાં ગાયો બેસતી ન હોય તેવે સ્થાનકે સ્થંડિલ જવાનું બતાવેલું છે.

મુનિને માટે શ્રી ઓઘનિર્યુક્તિમાં કહ્યું છે કે— "જ્યાં ઘર નીચાં હોય, જ્યાં બહુ માણસોની વસતી હોય, માણસ નજરે દેખી શકે તેમ હોય તેવે સ્થાનકે મુનિ સ્થંડિલ ન જાય. પણ જ્યાં જવાથી લોકમાં ઉહાપોહ ન થાય-નિર્લજ્જ ન કહેવાય તેવે સ્થળે મુનિ સ્થંડિલ નિમિત્તે જાય." જે

જમીન બહુ ઉંચી નીચી હોય અને તૃણ વ્યાપ્ત હોય, ઘાસ ઉગેલું હોય કે પડેલું હોય તે જમીન સ્થંડિલ માટે વર્જ્ય કહી છે. જે જમીનનો વર્ણ છએ ઋતુમાં બદલાતો હોય તેવી જમીન ઉપર જવાનો નિષેધ કરેલો છે. મુનિ જઘન્યથી જે જમીન ચાર અંગુળ પર્યંત અચિત્ત છે એમ જાણે ત્યાં સ્થંડિલ જાય તેમ ઘર, વાડી, દેવળ, કીડી, મંકોડા વિગેરેના બીલ (દર), માણસોની ઘોર વિગેરે સ્થાન વર્જે અને અતિદૂર, ત્રસ જીવહરિત તેમજ જ્યાં બીજ કે અંકુરા ન હોય તેવે સ્થાનકે સ્થંડિલ જઇને વોસિરાવે અને તેની ઉપર રજ ઢાંકી દે; કેમકે તેમ ન કરે તો તેમાં સંમૂર્છિમ જીવોની ઉત્પત્તિ થવા સંભવે છે.

શ્રી પન્નવણાજીના પહેલા પદમાં ચૌદ સ્થાન કે સંમૂર્છિમ મનુષ્યની ઉત્પત્તિ થાય એમ કહ્યું છે, તે જીવો અઢીદ્વીપમાં જ ઉત્પન્ન થાય છે, તેનું આયુષ્ય અંતર્મુહૂર્ત્તનું જ હોય છે, અપર્યાપ્ત અવસ્થામાં જ તે મરણ પામે છે, તેને પાંચ પર્યાપ્તિ ને સાત આઠ પ્રાણ હોય છે, (અસન્ની પંચેંદ્રિયને નવ પ્રાણ કહેલા છે, પરંતુ તે તિર્યંચ પંચેંદ્રિયને ઉદ્દેશીને સમજવા) સંમૂર્છિમ મનુષ્ય મનુષ્યની અશુચિ વિગેરેમા જ ઉત્પન્ન થાય છે. તેને માટે કહેલા ચૌદ સ્થાન આ પ્રમાણે જાણવા–મળમાં, મૂત્રમાં, થુંકમાં, શોણિતમાં, રસીમાં, વમનમા, છુટા પડેલા વીર્યમાં, શ્લેષ્મમાં, બડખામાં પિત્તમાં, મનુષ્યના કલેવરમાં નગરની ખાળમાં, સ્ત્રી પુરૂષના સંયોગમાં અને સર્વ અશુચિ સ્થાનોમાં બે ઘડીની અંદર સંમૂર્છિમ જીવોની ઉત્પત્તિ કહેલી છે. તેથી મળ વિગેરે તજી દીધા પછી રક્ષાદિવડે ઢાંકી દેવા; અર્થાત્ જે પ્રકારે

તેમાં જીવોત્પત્તિ ન થાય તેમ કરવું. જે મનુષ્યો એવી રીતે જયણા કરતા નથી તે તેમાં અર્થાત્ ભવાંતરે તેવા પદાર્થોમાં તે જાતિના જીવોપણે ઉપજે છે–ઉપજવું પડે છે. માટે જેમ બને તેમ અશુચિ પદાર્થોની સારી રીતે જયણા કરવી.

શારીરિક સુખાકારી [ તંદુરસ્તી ]ને માટે પણ આ હકીકત બહુ જ ઉપયોગી છે. હાલના શારીરિક વિદ્વાનો પણ મળ, મૂત્ર, શ્લેષ્મ, બડખો, થુંક વિગેરે જાહેર રસ્તા પર ન નાખવાનું અને તેને ઢાંકી દેવાનું અથવા નાશ કરવાનું સૂચવે છે, વ્યાધિગ્રસ્ત માણસના મળમૂત્રાદિને તો બાળી દેવાનું જ કહે છે. આ હકીકત શરીરસુખાકારીના ઇચ્છકોએ ખાસ ધ્યાન આપવા યોગ્ય છે.

સ્થંડિલ માટે દૂર જનારે પાછા આવતાં માર્ગમાં વિસામો લેવો અને પોતાના શરીરની સાતાને માટે જ્યાં શિતળ–ઠંડકવાળું સ્થાન હોય ત્યાં બેસવું. શરીરની રક્ષાના ઇચ્છકે આંસુ, ભુખ, તૃષા, પવન સંચાર, છીંક, બગાસું, શંકા ( મળમૂત્ર તજવારૂપ ), વમન, વીર્ય, શ્વાસ, શ્રમ, નિદ્રા ને ખાંસી–આ તેર વાનાં તરત જ વર્જવા–તેને રોકવા નહીં. આંસુ રોકવાથી ગભરામણ થાય છે, ક્ષુધા તૃષા રોકવાથી શક્તિ ઘટે છે, પવનસંચારાદિ શારીરિક હાજતો રોકવાથી અનેક પ્રકારના વ્યાધિઓ ઉત્પન્ન થાય છે. શ્રમ લાગ્યા પછી ચાલવાથી શરીરને ઘણો ઘસારો લાગે છે. નિદ્રા આવતી રોકવાથી શરીર બગડે છે અને ઉલટો પ્રમાદ વધે છે. નિરોગી રહેવાના ઇચ્છક મનુષ્યે આ તેર બાબતના

સંબંધમાં બહુ ધ્યાન આપવાની જરૂર છે, આ સંબંધમાં વૈદ્યકશાસ્ત્ર બહુ ભાર મૂકીને તેને ન રોકવાની ભલામણ કરે છે.

હવે મનુષ્યને ચેતવા માટે રાસના કર્ત્તા પ્રસંગોપાત જણાવે છે કે–' જ્યારે શુક્ર, છીંક, મળ ને મૂત્ર–આ ચારે વાના સમકાળે થાય ત્યારે પોતાનું આયુષ્ય બહુ અલ્પ રહ્યું છે, એમ જાણી પ્રાણીએ અવશ્ય ચેતવું. વળી જ્યારે વરસાદનો ગર્જારવ કાને ન સંભળાય, આંખે વિજળીનો ચમકારો ન દેખાય અને મૂત્રની ધારા ખેંચી રહી શકે નહિ ત્યારે માનવું કે આયુષ્ય પૂરૂં થયું છે. તે વખતે સુજ્ઞ મનુષ્યે ચેતવું એટલે પ્રમાદ તજી દઇને ધર્મમાં સાવધાન થઇ જવું. તેવે વખતે પણ જે પ્રાણી ચેતતા નથી તેની મનુષ્યજીંદગી એળે જાય છે અને તેને પારાવાર પસ્તાવો થાય છે, કે જે પસ્તાવાનું નિવારણ કરવાનો વખત પછી તેના હાથમાં રહેતો નથી

આ સંબંધમાં રાસકર્ત્તા **ઋષભદાસજી** કહે છે કેઃ—

મરણ સમય ચેત્યાં નહીં, ન કર્યો ઉંચો હાથ;
આરાધના અણુસણ વિના, ચાલ્યો જીવ અનાથ. ૧

જિહાં બે પહોર જગામણું, તિહાં જીવ સંબલ લેહ;
જિહાં ચોરાશી લખ ભ્રમણ, તિહાં નર વિલંબ કરેહ. ૨

જાવજીવ ધન મેલિયું, કોઇ ન આવે સાથ;
ધન મૂકીને ચાલીયો, ભૂમિ પડ્યા બેહુ હાથ. ૩

પુહવી નિત્ય નવેરડી, પુરૂષ પુરાણા થાવ;
વારે લદ્ધે આપણે, નાટક નાચી જાય. ૪

પુહવી રંગ વિરંગિણિ, કદિ નવ પુગી આશ;
કેતા રાય રમાડીયા, કેતા ગયા નિરાશ. ૫

"મૃત્યુ સમયે પણ જે પ્રાણી ન ચેત્યો અને પ્રભુને પગે લાગવા તેમજ ઉત્તમ કાર્યમાં લક્ષ્મી આપવા ઉચો હાથ જેણે ન કર્યો તે ધર્મ આરાધ્યા વિના અને અણસણ કર્યા વિના ખાલી હાથે ચાલ્યો જાય છે. જુઓ ! આ પ્રાણીની કેવી મૂર્ખાઇ છે કે જ્યાં બે પહોર માત્ર રહેવાનું હોય ત્યાં જતાં પણ સાથે ભાતું લે છે; અને જ્યાં ચોરાશી લાખ જીવાયોનિમાં પરિભ્રમણ કરવાનો માથે ભય રહેલો છે ત્યાં જતાં ભવાંતરમાં ગમન કરતાં ત્યાં કામ આવે તેવું ધર્મરૂપી અથવા પુન્યરૂપી ભાતું લેવામાં-ભાતું બાંધવામાં વિલંબ કરે છે. હે આત્મા ! તું વિચાર કર કે જાવજીવ સુધી આખી જીંદગી પર્યંત તે અનેક પ્રકારના પાપસ્થાનો સેવવાવડે દ્રવ્ય મેળવ્યું-એકઠું કર્યું; પરંતુ તેમાંથી કિંચિત્ પણ તારી સાથે આવવાનું નથી. ખાલી હાથે તે બધું દ્રવ્ય અહીં મૂકીને ચાલ્યો જવાનો છો, અને તારા બન્ને હાથ ભોંયે પડવાના છે. આ પૃથ્વી તો નિત્ય નવી નવી છે. તે કાંઇ જુની થતી નથી, તેનો સ્વામી કહેવાતો પુરૂષ પુરાણો-જુનો થાય છે, અને પોતાનો વારો આવે છે ત્યારે જેમ કર્મ નચાવે તેમ નાચીને-નાટક કરીને તે પરભવમાં ચાલ્યો જાય છે. આ પૃથ્વી તો તેના ઉપર જે બહુ રંગ કરે-બહુ મોહ કરે તેના પર વિરંગી-તદ્દન મોહ વિનાની છે. તેણે કોઇની ઉપર મોહ

કર્યો નથી અને તેવા મોહી પુરૂષોની આશા ઇચ્છા કદિ પણ પૂર્ણ થઇ નથી. આ પૃથ્વીએ તો કેટલાએ રાજાઓને રમાડ્યા છે અને કેટલાક તો તેની આશામાં નિરાશ રહીને ચાલ્યા ગયા છે. ”

વળી કહ્યુ છે કે—‘આ સંસારમાં મૃત્યુનો પ્રવાહ તો અખંડ વહેતો જ છે, તેમાં કોઇ કોઇની રાહ જોતું નથી. માટે જ્યારે પોતાનો વખત આવે ત્યારે પોતાને હાથે દ્રવ્યનો વ્યય કરી લેવો.’ વળી તારા પ્રમાદમાં આવી ને આવી ઘણી સવારો વહી ગઇ, અને તે ગયેલી સવાર કોઇ રીતે પાછી આવવાની નથી. માટે હે હૃદય! તું જો આમ ગળીઆ બળદ જેવો થઇને બેસી રહીશ તો પછી તારે હાથ ઘસવા પડશે. **શ્રી દશવૈકાલિક સૂત્રમાં** કહ્યું છે કે— ‘જ્યાંસુધી શરીરમાં કોઈ મહાન રોગ ઉદ્ભવ્યો નથી, જ્યાં સુધી જરા વૈરીણી આવી નથી અને જ્યાં સુધી ઇંદ્રિયો પોતપોતાનું કાર્ય બરાબર કરી શકે છે ત્યાં સુધી ધર્મકાર્ય કરવામાં સાવધાન થઇ જા ધર્મ કરી લે પછી રોગ કે જરા આવશે ત્યારે અથવા ઇંદ્રિયો કામ કરતી અટકી જશે ત્યારે તું કાંઈ કરી શકવાનો નથી; જે તું તારે હાથે કરીને આપીશ તેજ તને આગામી ભવમાં પ્રાપ્ત થશે. આ બાબતમાં કુવાનું દ્દષ્ટાંત વિચારી જો કે ‘જે આપે છે તેને મળે છે; અર્થાત્ જે કુવામાંથી પાણી ભરાય છે તેમાં પાણી આવ્યા કરે છે; અને જે કુવામાંથી પાણી ભરાતું બંધ થાય છે તે કુવામા પાણી આવતું બંધ થઇ જાય છે, એટલુંજ નહીં પણ જેટલું હોય તેટલું પણ ગંધાઈ જાય છે.’ આ દુનિયામાં જે વખતે આપણો વખત સારો હોય તે વખતે

ઉતાવળે કામ કરી લેવાનું છે. એ બાબતમાં હરિચંદ્રરાજા ને રાવણનું દૃષ્ટાંત વિચારી જવું. કેમકે આ તારી યૌવનાવસ્થા અલ્પ કાળની છે.

વળી તારી પાસે દ્રવ્ય છતાં તું કોઇને આપતાં—દાન પુણ્ય કરતાં સંકોચ કરીશ નહીં અને દ્રવ્યને તેજુરીમાં કે ભૂમિમાં ગોપવી રાખીશ નહિ, કેમકે એમ કરવાથી તને પાછળથી પસ્તાવો થશે. તને તો તારા અલ્પ ધનપર મોહ થાય છે પણ વિચારો જો કે તોરણ સહિત લંકા કે જે સાવ સોનાની કહેવાતી હતી અને જ્યાં કોટીગમે સુવર્ણ હતું તેને પણ મુકીને રાવણને ચાલ્યું જવું પડયું, તે લંકાને સાથે લઇ જવાણી નહિ. વળી વિચાર કર કે યૌવને કોને છેતર્યા નથી? ભુખ્યાએ શું ખાધું નથી? લોભીએ કોને ઠગ્યા નથી? અને કાળે કોને પોતાના ભક્ષ્ય રૂપ કરી દગ્ધ કરી દીધા નથી? અર્થાત્ યૌવન ઉપર જેણે વિશ્વાસ રાખ્યો તે બધા છેતરાણા છે. સર્વ જાતિના અભક્ષ્ય પદાર્થો ક્ષુધાતુરોએ ખાધા છે, લોભીઓએ પોતાના પુત્ર કે પિતાને પણ ઠગ્યા છે, અને કાળ મોટા મોટા ચક્રવર્તી રાજાઓનો પણ કોળીઓ કરી ગયેલ છે. આ પ્રમાણેની સ્થિતિ હોવાથી હે પ્રાણી! તું નિરંતર ચેતતો રહેજે. તેમાં પણ અંત સમયે તો બહુજ ચેતજે અને આ શિખામણ હૃદયમાં ધારણ કરી રાખજે.

આ જગતમાં આ જીવને આ ભવમાં કે પરભવમાં એક ધર્મ જ શરણભૂત છે, અન્ય કોઇ શરણભૂત થઇ શકે તેમ નથી, તેથીજ વારંવાર ધર્મ કરવાને માટે પ્રેરણા કરવામાં આવે છે. પ્રાણીની અશરણ્ય સ્થિતિ બરાબર સમજવા માટે અનાથી મુનિનું ચરિત્ર ખાસ જાણવા યોગ્ય છે

સર્વજ્ઞનો ધર્મ સુશર્ણ જાની, આરાધ્ય આરાધ્ય પ્રભાવ આણી;
અનાથ એકાંત સનાથ થાશે, એના વિના કોઈ ન બાંહ્ય સ્હાશે. ૧

"સર્વજ્ઞ જિનેશ્વર દેવે નિ:સ્પૃહતાથી બોધેલો ધર્મ ઉત્તમ શરણરૂપ જાણીને મન વચન અને કાયાના પ્રભાવવડે હે ચેતન ! તેને તું આરાધ, આરાધ, આરાધીશ તો તું કેવળ અનાથરૂપ છો તે સનાથ થઈશ. એના વિના ભવાટવી ભ્રમણમાં તારી બાંહ્ય કોઈ પકડનાર નથી." સંસારના જે આત્માઓ માયિક સુખને કે અન્ય પદાર્થોને શરણરૂપ માને તે અધોગતિ પામે, તેમજ સદૈવ અનાથ રહે, એવો બોધ કરનારૂં ભગવાન અનાથી મુનિનું ચરિત્ર નીચે પ્રમાણે:—

અનેક પ્રકારની લીલાથી યુક્ત મગધપ્રદેશનો શ્રેણિક રાજા અશ્વક્રીડાને માટે મંડિકુક્ષ એ નામના વનમાં નીકળી પડ્યો વનની વિચિત્રતા મનોહારિણી હતી. નાના પ્રકારનાં તરૂકુંજ ત્યાં આવી રહ્યા હતા, નાનાપ્રકારની કોમળ વલ્લિકાઓ ઘટાટોપ થઈ રહી હતી; નાના પ્રકારનાં પંખીઓ આનંદથી તેનું સેવન કરતાં હતાં, નાના પ્રકારનાં પક્ષીઓનાં મધુર ગાયન ત્યાં સંભળાતાં હતાં; નાના પ્રકારનાં ફૂલથી તે સ્થળ છવાઈ રહ્યું હતું; નાના પ્રકારનાં જળના ઝરણ ત્યાં વહેતાં હતાં, ટુંકામાં સૃષ્ટિસૌંદર્યનાં પ્રદર્શનરૂપ હોઈને તે વન નંદનવનની તુલ્યતા ધરાવતું હતું, ત્યાં એક તરૂતળે મહા સમાધિવંત પણ સુકુમાર અને સુખોચિત મુનિને તે શ્રેણિકે બેઠેલા દીઠા! એનું રૂપ દેખીને તે રાજા અત્યંત આનંદ પામ્યો. એના અતુલ્ય ને ઉપમા રહીત રૂપથી વિસ્મય પામીને મનમાં તેની પ્રશંસા કરવા લાગ્યો. "અહો!

આ મુનિનો કેવો અદ્ભૂત વર્ણ છે ? અહો ! એનું કેવું મનોહર રૂપ છે ! અહો ! આ આર્યની કેવી અદ્ભૂત સૌમ્યતા છે ! અહો ! આ કેવી વિસ્મયકારક ક્ષમાના ધરનાર છે ! અહો ! આના અંગમાં વૈરાગ્યની કેવી ઉત્તમ સ્ફુરણા છે ! અહો ! અહો ! આની કેવી નિર્લોભતા જણાય છે ! અહો ! આ સંયતિ કેવું નિર્ભય અપ્રભુત્વ ધરાવે છે ! અહો ! એનું ભોગનું અસંગતિપણું કેવું સુદૃઢ છે !" એમ ચિંતવતો ચિંતવતો, મુદિત થતો થતો, સ્તુતિકરતો કરતો, ધીમેથી ચાલતો ચાલતો, પ્રદક્ષિણા દઈને તે મુનિને વંદના કરી અતિ સમીપ નહીં તેમ અતિ દૂર નહીં એમ તે બેઠો. પછી બે હાથની અંજળી કરીને વિનયથી તેણે મુનિને પૂછ્યું કે–'હે આર્ય ! તમે પ્રશંસા કરવા યોગ્ય એવા તરૂણ છો, ભોગવિલાસને માટે તમારી વય અનુકૂળ છે, સંસારમાં નાના પ્રકારનાં સુખ રહ્યાં છે, ઋતુ ઋતુનાં કામભોગ, તેમજ મનોહારિણી સ્ત્રીઓનાં મુખવચનનું મધુરું શ્રવણ છતાં એ સઘળાનો ત્યાગ કરીને મુનિત્વમાં તમે મહા ઉદ્યમ કરો છો એનું શું કારણ ? આ બાબત મને અનુગ્રહથી કહો.' રાજાના વચનનો આવો અર્થ સાંભળીને મુનિએ કહ્યુ 'હું અનાથ હતો. હે મહારાજા ! મને વસ્તુનો પ્રાપ્ત કરાવનાર, તથા યોગ ક્ષેમનો કરનાર, મારા પર અનુકંપા આણનાર, કરૂણા કરીને પરમ સુખનો દેનાર એવો સુહૃદ–મિત્ર કોઇ પણ નહોતો, એ કારણ અનાથીપણાનું હતું.' શ્રેણિક મુનિનાં ભાષણથી સ્મિતપૂર્વક હસી પડ્યો. 'અરે ! તમારા જેવા ઋદ્ધિવંતને નાથ કેમ ન હોય ? લ્યો તમારે કોઇ નાથ નથી તો હું તમારો નાથ છું. હે ભયત્રાણ ! તમે ભોગ ભોગવો. હે સંયતિ ! મિત્ર જ્ઞાતિએ કરી દુર્લભ એવો તમારો મનુષ્યભવ સફળ કરો.' અનાથી મુનિએ કહ્યું–'અરે શ્રેણિક !

મગધદેશના રાજા ! તું પોતે અનાથ છો તો મારો નાથ શું થઇશ ? નિર્ધન તે ધનાઢ્ય ક્યાંથી બનાવે ? અબુધ તે બુદ્ધિદાન ક્યાંથી આપે ? અજ્ઞ ત વિદ્વત્તા ક્યાંથી દે ? વંધ્યા તે સંતાન ક્યાંથી આપે ? જ્યારે તું પોતે અનાથ છો, ત્યારે મારો નાથ કેવી રીતે થઇશ ?' મુનિનાં વચનથી રાજા અતિ આકુળ અને અતિ વિસ્મય થયો. કોઇ કાળે જે વચનનું શ્રવણ થયું નહોતું એવા વચનનું યતિમુખથી શ્રવણ થયું, એથી તે શંકાગ્રસ્ત થયો. તે બોલ્યો–' હું અનેક પ્રકારના અશ્વોનો ભોગી છું. અનેક પ્રકારના મદોન્મત્ત હાથીઓનો હું ધણી છું, અનેક પ્રકારની સેના મને આધીન છે, નગર, અંતઃપુર, ગ્રામ અને ચતુષ્પાદની કંઇ ન્યૂનતા નથી, મનુષ્ય સંબંધી સઘળા પ્રકારના ભોગ મને પ્રાપ્ત છે, અનુચરો મારી આજ્ઞાને રૂડી રીતે આરાધે છે, પાંચે પ્રકારની સંપત્તિ મારે ઘેર છે, સર્વ મનોવાંછિત વસ્તુઓ મારી સમીપે રહે છે, આવો હું જાજ્વલ્યમાન છતાં અનાથ કેમ હોઉં ? રખે હે ભગવન્ ! તમે મૃષા બોલતા હો.' મુનિએ કહ્યું–" હે રાજન્ ! મારા કહેલા અર્થની ઉત્પત્તિને તું બરાબર સમજ્યો નથી. તું પોતે અનાથ છો, પરંતુ તે સંબંધી તારી અજ્ઞતા છે. હવે હું કહું છું તે અવ્યગ્ર અને સાવધાન ચિત્ત કરીને સાંભળ, સાંભળીને પછી તારી શંકાનો સત્યાસત્ય નિર્ણય કરજે. મેં પોતે જે અનાથપણાથી મુનિત્વ અંગીકૃત કર્યું છે તે હું પ્રથમ તને કહું છું.

કૌસંબી નામે ઘણી જુની અને વિવિધ પ્રકારના ભોગોને ઉપજાવનારી એક સુંદર નગરી છે, ત્યાં ઋદ્ધિથી પરિપૂર્ણ

ધનસંચય નામનો મારો પિતા રહેતો હતો. પ્રથમ યૌવન વયને વિષે હે મહારાજ! અતુલ્ય અને ઉપમા રહિત એવી મારી આંખોને વિષે સખ્ત વેદના ઉત્પન્ન થઇ. દુઃખપ્રદ દાહજ્વર આખા શરીરે પ્રવર્તમાન થયો. શસ્ત્રથી પણ અતિ તીક્ષ્ણ એવો તે રોગ વૈરીની પેઠે મારા પર કોપાયમાન થયો. મારૂં મસ્તક આંખની અસહ્ય વેદનાથી સખ્ત દુઃખવા લાગ્યું. ઈંદ્રના વજ્રના પ્રહાર સરખી બીજાને પણ રૌદ્ર ભય ઉપજાવનારી એવી અત્યંત પરમ દારૂણ વેદનાથી હું બહુ શોકાર્ત થયો, શારીરિક વિદ્યાના નિપૂણ અને મંત્ર મૂળીઆઓના જ્ઞાતા વૈદ્યરાજો મારી તે વેદનાનો નાશ કરવાને માટે આવ્યા, અનેક પ્રકારના ઔષધોપચાર કર્યા પણ તે વૃથા ગયા. મહા નિપુણ ગણાતા વૈદ્યરાજો મને તે દરદથી મુક્ત કરી શકયા નહીં, એજ હે રાજન્! મારૂં અનાથીપણું હતું. મારી આંખની વેદના ટાળવાને માટે મારા પિતાએ સર્વ ધન આપવા માંડયું, પરંતુ તેથી કરીને પણ મારી તે વેદના ટળી નહીં. હે રાજન્! એજ મારૂં અનાથીપણું હતું. મારી માતા પુત્રના શોકે કરીને અતિ દુઃખાર્ત થઇ, પરંતુ તે પણ મને તે દરદથી મૂકાવી શકી નહીં. હે મહા રાજ! એજ મારૂં અનાથીપણું હતું એક ઉદરથી ઉત્પન્ન થયેલી મારી જયેષ્ટા અને કનિષ્ટા ભગિનીઓથી મારૂં દુખ ટળ્યું નહીં, હે મહારાજ! એજ મારૂં અનાથીપણું હતું. મારી સ્ત્રી જે પતિવૃતા, મારાપર અનુરક્ત અને પ્રેમવતી હતી, તે આંખે પરિપૂર્ણ આંસુ ભરી મારા હૃદયને સિંચતી ભીંજાવતી હતી, સ્વાદીષ્ટ અન્ન પાણી, નાના પ્રકારના અંઘોલ, ચુવાદિક સુગંધી દ્રવ્ય, અનેક પ્રકારનાં ફુલ અને ચંદનાદિકના વિલેપન મને જાણતાં અજાણતાં કર્યાં છતાં પણ મારા રોગને ટાળી શકી નહીં, એજ મારૂં અનાથીપણું

હતું. એમ કોઇના પ્રેમથી, કોઇના ઔષધથી, કોઇના વિલાપથી કે કોઇના પરિશ્રમથી એ રોગ ઉપશમ્યો નહીં. મેં એ વેળા પુનઃ પુનઃ અસહ્ય વેદના ભોગવી. પછી હું અનંત સંસારથી ખેદ પામ્યો અને એકવાર જો હું આ મહાવિડંબનામય વેદનાથી મુક્ત થાઉં તો ખંતી, દંતી અને નિરારંભી પ્રવ્રજ્યાને ધારણ કરૂં; એમ ચિંતવતો હું શયન કરી ગયો રાત્રિ અતિક્રમી ગઇ એટલે હે મહારાજા! મારી તે વેદના ક્ષય પામી ગઇ અને હું નિરોગી થયો. માત, તાત અને સ્વજન બંધવાદિકને પૂછીને પ્રભાતે મેં મહા ક્ષમાવંત, ઇંદ્રિયોનો નિગ્રહ કરવાવાળું, આરંભોપાધિથી રહિત એવું અનગારત્વ ધારણ કર્યું. ત્યારપછી હું આત્મારૂપ પરમાત્માનો નાથ થયો. હવે સર્વ પ્રકારના જીવનો હું નાથ છઉં." અનાથી મુનિએ આમ અશરણભાવના તે શ્રેણિકરાજાના મનપર દૃઢ કરી.

હવે બીજો ઉપદેશ તેને અનુકૂળ કહે છે—"હે રાજન્! આ આપણો આત્મા જ દુઃખની ભરેલી વૈતરણીનો કરનાર આપણો આત્મા જ ક્રૂર શાલ્મલી વૃક્ષનાં દુઃખનો ઉપજાવનાર છે, આપણો આત્મા જ નંદનવનની પેરે આનંદકારી છે. આપણો આત્મા જ કર્મનો કરનાર છે, આપણો આત્મા જ સુખોપાર્જન કરનાર છે, આપણો આત્મા જ મિત્ર ને આપણો આત્મા જ વૈરી છે, આપણો આત્મા જ કનિષ્ઠ આચારે સ્થિત અને આપણો આત્મા જ નિર્મળ આચારે સ્થિત રહ્યો છે." એ તથા બીજું અનેક પ્રકારે તે અનાથી મુનિએ શ્રેણિકરાજા પ્રત્યે સંસારનું અનાથીપણું કહી બતાવ્યું, તેથી શ્રેણિકરાજા અતિ સંતોષ પામ્યો. પછી તે બંને

હાથની અંજલી કરીને બોલ્યો કે–" હે ભગવન્! તમે મને ભલી રીતે ઉપદિશ્યો, તમે જેમ હતું તેમ અનાથીપણું કહી બતાવ્યું. હે મહાઋષિ! તમે સનાથ તમે સબાંધવ, અને તમે સધર્મ છો. તમે સર્વ અનાથના નાથ છો. હે પવિત્ર સંયતિ! હું તમને ખમાવું છું. જ્ઞાનરૂપ તમારી શિક્ષાને વાંછું છું. ધર્મધ્યાનમાં વિઘ્ન કરવાવાળું ભોગ ભોગવ્યા સંબંધોનું મેં તમને મહા ભાગ્યવંત! જે આમંત્રણ દીધું, તે સંબંધી મારો અપરાધ મસ્તકે કરીને ખમાવું છું." એવા પ્રકારથી સ્તવી રાજપુરૂષકેશરી[1] પરમાનંદ પામી રોમરાયના વિકસિત મૂળ સહિત પ્રદક્ષિણા કરીને વિનયપૂર્વક વંદના કરી સ્વસ્થાનકે ગયા.

અહો ભવ્યો! મહાતપોધન, મહામુનિ, મહાપ્રજ્ઞાવંત મહા યશવંત, મહા નિગ્રંથ અને મહા શ્રુતવંત અનાથી મુનિએ મગધદેશના રાજાને પોતાના વિતક ચરિત્રથી જે બોધ આપ્યો છે તે ખરેખરી અશરણભાવના સિદ્ધ કરે છે. મહામુનિ અનાથીએ સહન કર્યા તુલ્ય વા એથી અતિ વિશેષ અસહ્ય દુઃખ અનંત આત્માઓ સામાન્ય દૃષ્ટિથી ભોગવતા દેખાય છે. તત્સંબંધી તમે કિંચિત્ વિચાર કરો. સંસારમાં છવાઇ રહેલી અનંત અશરણતાનો ત્યાગ કરી સત્ય શરણરૂપ ઉત્તમ તત્ત્વજ્ઞાન અને પરમ સુશીલતાને સેવો. અંતે એજ મુક્તિના કારણરૂપ છે. જેમ સંસારમાં રહેલા અનાથી અનાથ હતા તેમ પ્રત્યેક આત્મા તત્ત્વજ્ઞાનની ઉત્તમ પ્રાપ્તિ વિના સદૈવ અનાથ જ છે. સનાથ થવા પુરૂષાર્થ કરવો એજ શ્રેયકારી છે.

ઉપર બતાવેલ કથાને અંતે આ પ્રાણીને સનાથ થવા

માટે પુરૂષાર્થ કરવાનું સૂચવ્યું છે તે કરવાને માટે પ્રાતઃકાળે ઉઠ્યા પછી શ્રાવકે પોતાને યોગ્ય પ્રયત્ન કરવો ઘટિત છે. પ્રથમ તો પોતાના ઘરદેરાસરમાં જઈને પ્રભુને જુહારવા. એમ કહેવા ઉપરથી એ સૂચિત થાય છે કે દરેક જૈન બંધુને ઘરે જ સગવડ હોય તો ઘર દેરાસર હોવું જોઈએ. જિનભક્તિને જ સારભૂત માનનારા ઉત્તમ જીવો જો સગવડ હોય છે તો તેની ગોઠવણ કરે જ છે; કારણ કે ઘર દેરાસરથી ઘરના દરેક માણુસ–સ્ત્રીઓ બાળકો વિગેરે આસ્તિક થાય છે–રહે છે. યથાશક્તિ પરમાત્માની ભક્તિ કરવાની પોતાની ફરજ સમજે છે. બીજા પણ ઘરદેરાસરથી અનેક લાભ છે. અનેક ઉત્તમ જીવોના પોતાને ઘેર પગલાં થાય છે. ચતુર્વિધ સંઘ–યાત્રાળુવર્ગ દર્શન નિમિત્તે ઘરે આવે છે. વળી જન્મતિથિઓ, દેરાસરની વર્ષગાંઠ અને લગ્નાદિ પ્રસંગોએ પૂજા સ્નાત્રાદિ મહોત્સવો થઈ શકે છે. આમ અનેક પ્રકારના લાભનું ઘર દેરાસર નિમિત્ત કારણ છે. તે સાથે તેની અશાતના–અવજ્ઞા–નિરાદર ન થાય એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે. લાભને બદલે ટોટો ન થઈ જાય એ સંભાળવાનું છે.

ઘરેદેરાસર દર્શન કર્યા પછી નગરના મોટા ચૈત્યે દર્શન કરવા જવું, ત્યાં પ્રથમ નિસ્સિહી વિગેરે દશ ત્રિક જાળવવાના છે તેનું વર્ણન ટુંકમાં આ પ્રમાણે છેઃ—

જિનમંદિરમાં પ્રવેશ કરતાં પ્રથમ અગ્રદ્વારે ત્રણ વાર **નિસ્સિહી** કહે તે ગૃહવ્યાપારનો ત્રિવિધે–મન, વચન, કાયાએ નિષેધ કરવારૂપ સમજવી. જિનમંદિરમાં પ્રવેશ

કર્યા પછી પોતાના ઘર સંબંધી કાંઇ પણ વાતચિત કે વિચાર કરી શકાય નહીં, તો પછી ઘરનું કામ તો કેમ જ થઇ શકે ? આ નિસ્સિહીનો સ્ત્રીવર્ગ બહોળે ભાગે ભંગ કરે છે. બે જણી સાથે દેરે આવી હોય તે ત્રણ પ્રદક્ષિણા આપતાં સુધીમાં પોતાની કે પારકી વાતો કર્યા જ કરે છે. કેટલીક વખત વાત અધુરી રહી હોય છે તો ઉભી રહીને પણ વાતો કરે છે. પુરૂષો પણ કેટલાક સાંજે દર્શન કરવા આવીને ત્યાં બેસે છે તો વિકથાઓ કરે છે. તેમણે ધ્યાનમાં રાખવું કે આપણે નિસ્સિહી કહીને જિનમંદિરમાં પ્રવેશ કર્યા પછી સાંસારિક કાંઇપણ વાતચિત કરવી તેમજ વિચાર કરવા તે આશાતના છે, અને પોતે નિસ્સિહી કહીને કરેલી ગૃહવ્યાપારના નિષેધરૂપ પ્રતિજ્ઞાનો ભંગ છે.

આ સંબંધમાં શ્રીપાળ મહારાજના ચરિત્રમાંથી રત્નદ્વીપના રાજાએ પોતાની પુત્રીની પ્રભુની આંગીમાં કોરેલ સુવર્ણમય પત્રાકૃતિ જોઇને તેની ચતુરાઇનો વિચાર કરતાં એવી ચતુર પુત્રીને યોગ્ય વર ક્યાંથી મળશે તેનો વિચાર કર્યો તે પ્રસંગ સંભારવા યોગ્ય છે. તે રાજાએ તેવા સાંસારિક વિચારથી પ્રભુની આશાતના કરી, તેથી શાસનદેવતાએ કોપાયમાન થઇને તે રાજા પુત્રી સહિત જિનમંદિરની બહાર નીકળ્યા પછી તેના દ્વાર એવા બંધ કરી દીધા કે કોઇ પ્રકારે ઉઘડી શક્યા નહીં. રાજા વિચક્ષણ હોવાથી વિચાર કરતાં તેને પોતાનો અપરાધ લક્ષ્યમાં આવ્યો; એટલે તે દ્વાર ઉઘડ્યા પછી જ આહાર કરવો એવી પ્રતિજ્ઞા કરીને ત્યાંજ બેઠો ત્રીજે ઉપવાસે ચક્રેશ્વરી દેવીએ આકાશવાણી કરી કે– 'હે રાજન્ ! તું શોક કરવો તજી દે, આજથી એક માસની

અંદર તારી પુત્રીને યોગ્ય વરને હું લઇ આવીશ. સમુદ્ર-કિનારે ચંપાના વૃક્ષ નીચે તે સૂતેલો મળશે. તેની દૃષ્ટિ પડતાં દેરાસરનાં દ્વાર ઉઘડી જશે.” રાજાએ દેવીના વચનથી પારણું કર્યું, અને મહીનો પૂરો થતાં સમુદ્રકિનારે માણસો મોકલ્યા ત્યાં ધવળશેઠની સાથે આવેલા શ્રીપાળકુમાર દૃષ્ટિએ પડયા એટલે આવેલા માણસે પોતાની હકીકત નિવેદન કરી શ્રીપાળકુમાર તેના આગ્રહથી તેની સાથે રત્નદ્વીપની રાજધાની રત્નસંચયા નગરીમાં જિનમંદિરે આવ્યા, અને તેની દૃષ્ટિ પડતાં જ જિનમંદિરનાં દ્વાર ઉઘડી ગયાં. રાજા તરત ત્યાં આવ્યો, કુમારને જોઇને ઘણો હર્ષિત થયો અને મોટા મહોત્સવ સાથે પોતાની પુત્રી તેમને પરણાવી

આપણે તો આ સંબંધ ઉપરથી સાર માત્ર એ લેવાનો છે કે માત્ર પોતાની પુત્રીના પતિ સંબંધી વિચાર કરતાં પ્રભુની આશાતના થઇ અને શાસનદેવતા કોપાયમાન થયા, તો આપણે એથી કેટલી આશાતના કરતા હઇશું ? કદી અત્યારે શાસનદેવતા જાગ્રત હોય તો આપણને કેવી શિક્ષા કરે ? હવે તેઓ બાહ્ય શિક્ષા કરે કે ન કરે, પણ આપણે તો પોતાનાં વચનનો ભંગ અને ભગવંતની આશાતના થાય છે એમ જાણીને તેમ ન કરવાનું ધ્યાનમાં રાખવું જોઇએ.

જિનમંદિરમાં પ્રવેશ કર્યા પછી ભવભ્રમણ અળસાવવા માટે જિનમંદિર ફરતી ત્રણ પ્રદક્ષિણા દેવી. તે વખતે જિનમંદિર સંબંધી કાંઇ પણ કાર્ય હોય તો તે વિચારવાની તે સંબંધી આજ્ઞા કરવાની, કોઇ કામકાજ ચાલતું હોય તો તે તરફ ધ્યાન આપવાની, કોઇ પ્રકારની આશાતના

થતી હોય તો તેનું નિવારણ કરવા કરાવવાની છુટ છે. એ પ્રમાણેની પોતાની ફરજ જાળવી, ત્રણ પ્રદક્ષિણા દઈને જિનમંદિરમાં પ્રવેશ કરતાં રંગમંડપના દ્વારપાસે બીજીવાર નિસ્સિહી કહેવી. આ નિસ્સિહી જિનમંદિર સંબંધી વ્યાપારનો ત્રિવિધે ત્યાગ કરવારૂપ સમજવી.

રંગમંડપમાં પ્રવેશ કર્યા પછી જો સ્નાન કરીને જિનપૂજા નિમિત્તે આવેલ હઇયે તો પ્રભુની અંગપૂજાદિક કરે અને માત્ર દર્શન નિમિત્ત આવેલ હોય તો અગ્રપૂજા ને ભાવપૂજા કરે. આપણે તો અહીં પ્રાતઃકાળના દર્શનનો જ પ્રસંગ છે, તેથી યથાવિધિ જિનદર્શન કરે.

પછી ચૈત્યવંદન કરવાના પ્રારંભમાં અક્ષત, ફળ નૈવેદ્યાદિવડે અગ્રપૂજા કરીને ત્રીજીવાર નિસ્સિહી કહે આ નિસ્સિહી જિનેશ્વરની દ્રવ્યપૂજાના નિષેધરૂપ સમજવી, તે કહીને પછી ત્રણ ખમાસમણ દઈ આદેશ માગીને ચૈત્યવંદન કરવારૂપ ભાવપુજા કરે.

અહીં પ્રસંગોપાત જિનમંદિર સંબંધી દશે ત્રિકનું સ્વરૂપ ટુંકમાં કહીએ છીએ.

૧–૨ નિસ્સીહી ત્રિક ને પ્રદક્ષિણા ત્રિક ઉપર કહેવાયેલ છે.

૩–ત્રીજું પ્રમાણ ત્રિક–પહેલા બે હાથ જોડી મસ્તકે લગાડવા રૂપ પ્રણામ, બીજા અર્ધ શરીર નમાવવા રૂપ

અર્ધઅવનત પ્રણામ અને ત્રીજા ખમાસમણ દેવારૂપ પંચાંગ પ્રણામ. ખમાસમણમાં બે હાથ, બે ગોઠણ અને મસ્તક એ પાંચ અંગ ભૂમિ સાથે લાગવા જોઇએ એટલું ધ્યાનમાં રાખવું. તે સિવાય માથું ને બે હાથ અદ્ધર રાખીને જે ખમાસમણ દેવામાં આવે છે તેને ખમાસમણ કે પંચાંગ પ્રણામ સમજવા નહીં. પ્રભુ પાસે કે ગુરૂ પાસે એવી રીતે અક્કડ રહીને ખમાસમણ દીધાનું માની લેવું તેથી એક પ્રકારનો અવિવેક થાય છે, તેમજ **मत्थएण वंदामि** શબ્દો-વડે કહેવામાં આવતાં વચનનો ભંગ થાય છે એટલું ધ્યાનમાં રાખવું.

૪ ચોથું **પૂજાત્રિક**—૧ અંગપુજા ૨ અગ્રપુજા ૩ ભાવ-પુજા. તેમાં અંગપુજા જળ, ચંદન પુષ્પાદિવડે થાય છે, ૨ અગ્રપુજા ધુપ, દીપ, અક્ષત ફળ ને નૈવેદ્ય વિગેરેથી થાય છે, અને ૩ ભાવપુજા સ્તુતિ, સ્તવન, ચૈત્યવંદનાદિવડે થાય છે.

૫ પાંચમું **અવસ્થાભાવન ત્રિક**—એટલે જિનપુજા કરતાં પ્રભુની ત્રણ અવસ્થા ભાવવી. ૧ છદ્મસ્થાવસ્થા, ૨ કેવળી-અવસ્થા, ૩ સિદ્ધાવસ્થા. ૧ પ્રભુને ન્હવણાદિક કરતાં તેમની જન્માવસ્થા, રાજ્યાવસ્થા વિગેરે છદ્મસ્થાવસ્થા ચિંતવવી. ૨ છત્ર ચામરાદિવડે પ્રભુને અલંકૃત કરતાં કેવળીઅવસ્થા ભાવવી અને ૩ પલ્યંકાસને અથવા કાયોત્સર્ગાસને પ્રભુને સ્થિત થયેલા જોઇને નિર્વાણાવસ્થા અથવા સિદ્ધાવસ્થા ભાવવી.

૬ છઠું **ત્રણ દિશા વર્જવારૂપ ત્રિક**—તે પ્રભુના દર્શન પુજા કરતાં પ્રભુની સામે જ દૃષ્ટિ રાખવી. બે બાજુ કે

પાછળ જોવું નહીં. જેઓ દર્શન પુજાદિ કરતાં અન્ય સ્ત્રીયાદિકની સામી દ્રષ્ટિ કરે છે તેઓ આ ત્રિકનો ભંગ કરે છે, એટલું જ નહીં પરંતુ પરમાત્માની આશાતના કરે છે અને ન્યાયધીશ સમક્ષ ચોરી કરવા જેવું દુષ્કર્મ કરે છે.

૭ સાતમું ખમાસમણ દેતાં પગ મૂકવાની ભૂમિ ત્રણવાર પ્રમાર્જવારૂપ ત્રિક સમજવું. આ ત્રિક ઉત્તરાસન રાખનાર શ્રાવકો જ જાળવી શકે છે, પરંતુ હાલનો યુવાનવર્ગ કે જેની પાસે ઉત્તરાસન જ હોતું નથી, તેઓ આ ત્રિક જાળવી શકતા નથી, તેમજ તેઓ પાંચ અભિગમ પણ પુરા જાળવી શકતા નથી; કારણ કે તેની અંદર પણ એક વસ્ત્રનું ઉત્તરાસન કરવાનું કહેલું છે.

૮ આઠમું વર્ણાદિ ત્રિક -વર્ણ, અર્થ અને જિનપ્રતિમાનું આલંબન કરવારૂપ આલંબન ત્રિક એવું એનું બીજું નામ પણ છે. એટલે જિન દર્શન ચૈત્યવંદનાદિ કરતાં ૧ શુદ્ધ વર્ણોચ્ચાર કરવો, ૨ તેનો યથાર્થ અર્થ ચિંતવવો, અને ૩ દ્રષ્ટિ ભગવંતની સામેજ સ્થિત કરવી.

૯ નવમું મુદ્રા ત્રિક—૧ યોગમુદ્રા, ૨ જિનમુદ્રા, ને ૩ મુક્તાશુક્તિમુદ્રા. ૧ અન્યોન્ય અંતરિત બે હાથની આંગળી રાખી, બે હાથ કોણી સુધી જોડી રાખી, કોણી પેટ ઉપર સ્થાપન કરવી તે યોગમુદ્રા. ૨ ઉભા રહેતી વખત બે પગ વચ્ચે આગળના ભાગમાં ચાર આંગળ અને પાછળના ભાગમાં તે કરતાં કાંઇક ઓછો માર્ગ રાખી ઉભા રહેવુ તે જિનમુદ્રા. અને ૩ બે હાથ કોણી સુધી સુધી જોડી દઇ કાંડાનો ભાગ પોલો રાખી હાથ જોડવા અને કપાળે અડા-

ડવા તે **મુક્તાશુક્તિમુદ્રા** આ ત્રણ મુદ્રા પૈકી બેસીને ક્રિયા કરતાં હાથ આશ્રી યોગમુદ્રા જાળવવી, ઉભા રહીને ક્રિયા કરતા પગ આશ્રી જિનમુદ્રા જાળવવી, અને જાવંતિ ચેઇયાઇ, જાવંત કેવિ સાહુ અને આભવમખંડા સુધી જયવીયરાય કહેતાં મુક્તાશુક્તિમુદ્રા જાળવવી.

૧૦ દસમું **પ્રણિધાન ત્રિક**–તે જાવંતિ ચેઇયાઇ, જાવંત કેવિ સાહુ તથા આભવમખંડા સુધી જયવીયરાય કહેવારૂપ જાણવું અથવા મન વચન કાયાની એકાગ્રતા રાખવા–કરવારૂપ સમજવું.

આ દશે ત્રિક યથાસ્થાને યથાયોગ્ય જાળવવાનું ધ્યાનમાં રાખવું

દશ ત્રિક ઉપરાંત જિનમંદિરમાં દર્શન-પૂજાદિ નિમિત્તે જતાં પાંચ **અભિગમ** જાળવવાના છે તે આ પ્રમાણે–૧ સચિત્ત દ્રવ્ય પુષ્પમાળા વિગેરે જે પાસે હોય તે બહાર મૂકી દેવું, ૨ અચિત્ત દ્રવ્ય શરીરશોભા નિમિત્તનાં વસ્ત્ર આભૂષણાદિ તજવા, ૩ એક વસ્ત્રનું ઉત્તરાસન કરવું, ૪ ચિત્તની એકાગ્રતા કરવી અને ૫ પ્રભુ નજરે પડતાં જ બે હાથ જોડવા રાજા વિગેરેને માટે આ ઉપરાંત બીજા પણ પાંચ અભિગમન ૧ ખડ્ગ ૨ છત્ર, ૩ ઉપાનહ, ૪ મુગટ, ને ૫ ચામર તજવા રૂપ જાણવા. તેના ઉપલક્ષણથી અન્ય મનુષ્યોએ પણ કોઇ પણ જાતનું શસ્ત્ર, લાકડી, છત્રી, ઉપાનહ અને શિરપેચ વિગેરે બહાર તજી દેવાનું ધ્યાનમાં રાખવું

પ્રભુના દર્શન કરવામાં સ્ત્રી પુરૂષની એકત્રતા ન થવા માટે મૂળથી જ એ કાયદો બાંધેલો છે કે પ્રભુની જમણી દિશા તરફ રહીને પુરૂષે દર્શન કરવા અને ડાબી બાજુએ ઉભા રહીને સ્ત્રીએ દર્શન કરવા. પ્રભુની બરાબર સામા તો કોઇએ ઉભા રહેવું જ નહિ. જિનદર્શનની જેમ જિન-પૂજા માટે પણ મર્યાદા સમજવી; પરંતુ તેમાં પ્રભુને નવે અંગે પૂજા કરવાની હોવાથી ચોક્કસ દિશા જળવાઈ શકે નહીં, તેથી તેને માટે પહેલાં પછીનો વ્યવહાર જાળવવો જોઇએ; પરંતુ એકમેકને એક બીજા સાથે અથડાતા સ્ત્રી પુરૂષે પુજા કરવી એ કોઇપણ રીતે યોગ્ય નથી. પ્રભુના અતિશયથી કદિ વિકારબુદ્ધિ કોઇને ઉત્પન્ન ન થાય, પરંતુ વ્યવહારથી જે વિરૂદ્ધ તે ત્યાજ્યજ સમજવું.

પ્રભુથી કેટલે દૂર રહીને દર્શન કરવા તેને માટે અવ-ગ્રહ ઠરાવવામાં આવેલ છે. તે અવગ્રહ જઘન્યથી નવ હાથનો અને ઉત્કૃષ્ટ ૬૦ હાથનો કહેલો છે. તે તેવા વિશાળ જિનચૈત્યને અંગે સમજવો, હાલ તો જેવડું ચૈત્ય હોય તેના પ્રમાણમાં અવગ્રહ સમજવો.

જિનમંદિરની અંદર ૮૪ આશાતનાઓ વર્જવાની કહી છે તે સ્થાનાંતરથી જાણી લેવી. તેમાં મુખ્ય ૧૦ આશાતના અવશ્ય વર્જવાં યોગ્ય કહી છે. તે આ પ્રમાણે–૧ તંબોળ ખાવું નહીં, ૨ પાણી પીવું નહીં, ૩ ભોજન કરવું નહીં, ૪ પગરખા પહેરીને જવું નહીં, ૫ મૈથુન સેવવું નહીં, ૬ સુવું નહીં, ૭ થુંકવું નહીં, ૮ લઘુનીતિ કરવી નહીં, ૯ વડીનીતિ કરવી નહીં, અને જુગટે રમવું નહીં,

આ પ્રમાણે જિનદર્શન જિનપુજા કરતાં અનેક જીવો સંસાર સમુદ્રનો પાર પામી ગયા છે. નાગકેતુનું દ્રષ્ટાંત કલ્પસૂત્રની ટીકામાં પ્રસિદ્ધ છે, તે પણ જિન પુજાની એકાગ્રતાથી કેવળજ્ઞાન પામી મોક્ષે ગયેલ છે. આ દષ્ટાંત દર વર્ષ શ્રવણગત થતું હોવાથી અહીં લખવામાં આવ્યું નથી.

મુખ્ય ચૈત્યે જિનદર્શન કરીને પછી સમીપે યા દૂર રહેલા ઉપાશ્રયમાં જઇ શ્રાવક યથાવિધિ ગુરૂવંદન કરીને પ્રાતઃકાળે પ્રતિક્રમણમાં નિર્ણય કર્યા પ્રમાણે યથાશકિત પચ્ચખ્ખાણ લે. પછી ગુરૂની પાસે વ્યાખ્યાન સાંભળવા બેસે. ગુરૂ અનેક શાસ્ત્રના વિજ્ઞાનવાળા હોવાથી નવરસ યુકત વ્યાખ્યાન કરે. તેમાં દરરોજ નવા નવા અધિકાર નવી નવી કથાઓ, નવા નવા આચારની વિધિઓ આવે. તેથી ગુરૂમહારાજનાં વ્યાખ્યાનનો લાભ શ્રાવકે દરરોજ અવશ્ય લેવો કહ્યું છે કે—

**मुंडे मुंडे मतिर्भिन्ना, कूपे कूपे नवं पयः ।**
**देशे देशे नवाचारा, नवा वाणी मुखे मुखे ॥ १ ॥**

અક્ષર મંત્ર વિના નહીં, ધનવિણ મહી ન કોય;
મૂળ નહીં ઔષધવિના, દુર્લભ આમ્ના[1] સોય. ૨

શાસ્ત્રભાવ પંડિત લહે, ન લહે મૂઢ અજાણ;
ચંદ્રકાંત અમૃત ઝરે, ન ઝરે બીજા પાષાણ. ૩

---

[1] આમ્નાય.

ભમરો જાણે રસવિરસ, જે સેવે વનરાય;[2]
ઘુણ શું જાણે બાપડો, સૂકાં લક્કડ ખાય. ૪

સકળ ભેદ પંડિત લહે, નવરસ કરે વખાણ,
આગમ ચરિત્ર દુહા કહે, કરવું સકળ પ્રમાણ ૫

ઉપરના શ્લોક ને દુહાનો ભાવ વિચારીને આગમ, ચરિત્રાદિ સર્વ શાસ્ત્રો ગુરૂમુખે સાંભળવા. વખતપર માત્ર શ્લોક કે એક ગાથાથી પણ પ્રતિબોધ થઇ જાય છે. જુઓ ! માત્ર નાયકાની માતાએ કહેલી એક ગાથાથી ક્ષુલ્લકકુમાર વિગેરે કેટલા બોધ પામી ગયા ? આ કથા બાર ભાવનાની સઝાયો (અર્થ સહિત)માં આપેલી છે. હળુકર્મી જીવો સહજમાં બોધ પામે છે. જુઓ ! કૈલાસ પર્વતપર રહેનારા શિવ સ્ત્રીથી પ્રતિબોધ પામ્યા છે. જેઓ પથ્થર જેવા કઠોર મનવાળા હોય છે, તેઓ ઘણા પ્રયત્ને પણ બોધ પામતા નથી. તેવા અભિમાની અને મૂર્ખની પાસે ધર્મ કહેવાની પણ પ્રાયે ના કહી છે. કારણ કે—

અંધેકું ક્યા આરસી, બહિરેકું ક્યા બાત;
જાણ સમજાવે અજાણકું, ઉલટો હોય સંતાપ. ૧.

પાપીને પ્રતિબોધતા, પત[3] પોતાની જાય;
ટપલો સરાણે ચડાવતાં, આરિસો નવિ થાય ૨.

શાસ્ત્રમાં રક્ત, દુષ્ટ મૂઢ અને વ્યુદ્ગ્રાહિત–આ ચાર પ્રકારના મનુષ્યો ધર્મને અયોગ્ય કહ્યા છે; તેથી તેવાને ઉપ-

---

૨ વનસ્પતિ. ૩ આબરૂ.

દેશ આપવો નહીં. તે ચાર પ્રકારના મનુષ્યો પૈકી પ્રથમ રક્ત–અત્યંત રાગીનું દૃષ્ટાંત કહે છેઃ—

એક સુભટ સુરંગી ને કુરંગી નામની બે સ્ત્રીઓ પરણ્યો હતો. તેને કુરંગી ઉપર અત્યંત રાગ હતો એટલે તે સુરંગીની સાથે વાત પણ કરતો નહીં. કુરંગી વ્યભિચારિણી હતી, તેથી તે સ્વેચ્છાએ અન્ય પુરૂષ સાથે રમતી હતી, પણ સુભટના ધ્યાનમાં તે વાત આવતી નહોતી. એકદા તે સુભટ રાજાની સાથે યુદ્ધ નિમિત્તે બહારગામ ગયો તે બાર વરસે પાછો આવ્યો એટલે તેણે કુરંગીને પોતાના આવ્યાની વધામણી મોકલી. સેવકે આવીને કુરંગીને કહ્યુ. હવે કુરંગીએ બાર વર્ષની અંદર અનેક વંઠ પુરૂષોની સાથે ભોગવિલાસાદિમાં ઘરમાંનું સર્વ દ્રવ્ય વાપરી નાંખ્યું છે. એટલે ભર્ત્તાર માટે રસોઇ કરવા સારો પદાર્થ પણ ઘરમાં રહ્યો નથી, તેથી તે વિચારવા લાગી કે–'હવે રાંધવું શું ? પછી તેણે બુદ્ધિ કેળવીને આવેલા પુરૂષને કહ્યું કે– ' સુરંગી તો બીજે ઘેર રહે છે, તેની પાસે જઇને વધામણી આપ કે તારો ભર્ત્તાર તારે ત્યાં આવે છે. ' સેવકે ત્યાં જઇને ખબર આપ્યા, એટલે તે બહુ ખુશી થઈ કે–' આટલે લાંબે વખતે પણ મને ભર્ત્તારે સંભારી, ' તેણે આવેલા માણસને વધામણી આપી ને સુંદર ભોજન તૈયાર કર્યું.

સુભટ ઉલટભેર કુરંગીને ત્યાં આવ્યો એટલે તે તો ગોદડું ઓઢીને સુઈ ગઈ. સુભટે હોંશથી બોલાવી એટલે તે કુતરીની જેમ તાડુકતી બોલી કે–' તમારો માણસ આવ્યો તે તો આવીને મને વળગ્યો, હું મહા શીળવતી હોવાથી

તેનો તિરસ્કાર કરીને કાઢી મુક્યો. વળી તમે તો મારી ઉપરથી સ્નેહ ઉતારી કાઢ્યો છે, નહીં તો સુરંગીને વધામણી શેની મોકલો? માટે અહીં તમારૂં કામ નથી. તમે તમારી માનીતિ સુરંગીને ત્યાં જાઓ. મેં તમારી પરીક્ષા કરી લીધી.' કુરંગીનાં આવાં વચનોથી સુભટ મનમાં બહુ જ દુહવાણો. આ ખરેખરી સુલક્ષણી, સત્ય શીળ ને લાજવાળી દુહવાણી તે ઠીક થયું નહીં એમ તે વિચારવા લાગ્યો પછી લાચારીએ તે સુભટ સુરંગીને ત્યાં ગયો.

સુરંગીએ તો તેની બહુ પ્રકારે ભક્તિ કરી. તેને પાટલો નાખીને જમવા બેસાડ્યા અને ખાજાં, લાડુ વિગેરે અનેક પ્રકારના પકવાન્નો તથા અનેક જાતિનાં શાક પીરસ્યાં, અને પોતે વીંઝણો લઇને પવન નાંખવા બેઠી. પણ પેલા સુભટને કુરંગીનો વિચાર આવતાં તેમાંનું કાંઈ ભાવ્યું નહીં; એટલે તેણે સુરંગીનો કહ્યું કે—' તું કુરંગીને ત્યાં જઇને કાંઇક પણ ખાવાનું લાવ તો મને ભાવે.' સુરંગી તરતજ કુરંગીને ત્યાં ગઈ અને કહ્યું કે—' ભર્ત્તારનું મન તો તમારામા વસ્યું છે. તેથી તેમને મારાં કરેલાં પકવાન્ન કે શાક ભાવતાં નથી, માટે કાઇંક તમારૂં કરેલું શાક પણ આપો તો તેને ભાવે.' એટલે કુરંગી ઉભી થઇ અને વાછડાંનું છાણ લઇ ચૂલે મૂકી તેમાં આટો, મરી લૂણ નાખી લીંબુનો પટ દઇ, વઘારીને એક વાડકામાં નાખી સુરંગીને આપ્યું. પેલો સુભટ તો તે શાકના સબડકા લેવા લાગ્યો અને કુરંગીના હાથના વખાણ કરવા લાગ્યો. સુરંગીના પકવાન્ન વિગેરે તો જુજ ખાધા પણ કુરંગીનું કરેલું શાક તો તમામ ખાઇ ગયો.

આવા અત્યંત રાગી—રાગને અંગે ભૂલ દોષ કે દુર્ગુણ

કશું પણ નહીં જોનાર પુરૂષો ધર્મને અયોગ્ય જાણવા. તેમને ધર્મ કહેવામાં જે પ્રયાસ કરવામાં આવે તે નિરર્થક સમજવો. તેથી તેવા તીવ્રરાગીને ધર્મોપદેશ આપવો નહીં.

હવે તીવ્ર દ્વેષી–દુષ્ટપરિણામી ધર્મને અયોગ્ય છે તે બતાવવા માટે એક કણબી ખેડુતનું દૃષ્ટાંત આપે છે :—

એક ગામમાં એક અજીરણ નામનો કણબી રહેતો હતો. પ્રથમ જીરણ નામના પટેલની પટેલાઇ છોડાવીને પોતે પટેલ બન્યો હતો. તે કારણથી જીરણ પટેલને તેના ઉપર અત્યંત દ્વેષ હતો. અન્યદા જીરણ પટેલ અત્યંત વૃદ્ધ હોવાથી મરણ પથારીએ સૂતો, પરંતુ તેના પ્રાણ જતા નથી. એમ જાણીને તેના પુત્રો તેને પૂછવા લાગ્યા કે—“ હે પિતાજી ! તમારા પ્રાણ કેમ જતા નથી ? તમને કાંઇ ઇચ્છા રહી ગઈ હોય તો કહો, તમે કહો તે અમે કરીએ. કહો તો તમને તોળીને તેટલુ દ્રવ્ય બ્રાહ્મણોને દાન તરીકે આપીએ, કહો તો દુઃખને હરણ કરવાવાળું ગાયનું દાન બ્રાહ્મણોને આપીએ કે જે તમને વૈતરણી નદી ઉતરવામાં કામ લાગે. કહો તો બ્રાહ્મણોને સુંદર શય્યાનું દાન આપીએ કે જેના પર તમે સ્વર્ગમાં સુખે પોઢી શકો, આપની જે ઇચ્છા હોય તે કહો. ” એટલે પેલો જીરણ પટેલ બોલ્યો કે—‘ હે પુત્રો ! જો તમે મારા પુત્ર હો તો મારી એટલી આજ્ઞા પાળો કે અત્યારે જ જઇને પેલા અજીરણ પટેલને મારી આવો.’ પુત્રોએ કહ્યું કે—‘ અરે પિતાજી અત્યારે એવી વાત ન કરો, અત્યારે તો રામનું નામ લ્યો કે જેથી તમારૂં કલ્યાણ થાય.’ એટલે જીરણ પટેલ ભોંયે પડ્યો પડ્યો પણ ત્રાટકીને બોલ્યો કે—‘ તમે મારા પુત્રો જ નથી,

તેથી તમે મારી આજ્ઞા પ્રમાણે કરતા નથી ત્યારે હવે મારો જીવ સુખે શી રીતે જાય?' આટલું કહીને તે ઝુરવા લાગ્યો; એટલે તેના પુત્રોએ છેવટે કાયર થઇને કહ્યું કે—તમે ચિંતા ન કરો, અમે તેને મારી નાખશું.' એટલે પેલો બોલ્યો કે—"શી રીતે મારશો? એમ પ્રગટ રીતે મારતાં તો ગુન્હો માથે આવે અને ઘરબાર લુંટાઇ જાય; માટે હું કહું છું તેમ કરજો."

હું જ્યારે મરી જાઉં ત્યારે તમારે રોવું કરવું નહિ અને મને એના ખેતરમાં લઈ જઇને ઉભો કરી મુકવો. પછી એ ત્યાં આવશે એટલે મને જોતાં જ મારાપર ઘા કરશે, હું પડી જઇશ એટલે તમારે દોડી આવવું અને 'આ પટેલે અમારા બાપને મારી નાખ્યો' એમ કહી તેને બાંધીને દરબારમાં લઇ જવો અને ફરિયાદ કરવી. એમ થવાથી રાજા એને સખ્ત શિક્ષા કરશે એટલે મારૂં વેર વળશે." પુત્રોએ એ પ્રમાણે કબુલ કર્યું, એટલે તે દુષ્ટ મરણ પામ્યો. પછી તેના પુત્રોએ રોયા કર્યા સિવાય તેના મૃતકને ઉપાડીને અજીરણ પટેલના ખેતરમાં એક ઝાડને ઓથે ઉભું રાખ્યું. થોડીવાર થઇ એટલે ત્યાં અજીરણ પટેલ આવ્યો અને પોતાના ખેતરમાં જીરણ પટેલને એકલો ઉભેલો જોતાં જ તેને ક્રોધ ઉત્પન્ન થયો; એટલે કાંઇપણ તજવીજ ન કરતાં લાકડીના એક બે ઘા તેનાપર કર્યા ત્યાં તો મૃતક ભોંયે પડી ગયું; એટલે સંતાઈ રહેલા તેના પુત્રો દોડતા આવ્યા. અને 'આણે અમારા બાપને મારી નાખ્યો' એવો પોકાર કરી તેને બાંધી રાજદરબારમાં લઇ ગયા. રાજાએ તેને પ્રત્યક્ષ પુરાવો જોઇને સખ્ત શિક્ષા કરી.

આવા અંત સમય પર્યંત જે તીવ્ર દ્વેષી હોય તેને ધર્મને અયોગ્ય જાણવા. એવા પ્રાણીને ધર્મનો ઉપદેશ આપવો નહીં. એવાને ધર્મોપદેશ આપતાં લાભ થતો નથી; પરંતુ હાનિ થાય છે.

હવે ધર્મની અયોગ્યતાને અંગે ત્રીજા મુઢ જીવો કહ્યા છે. એવા મુઢ પણ ધર્મને અયોગ્ય હોય છે, તે ઉપર એક બ્રાહ્મણનું દૃષ્ટાંત છે તે આ પ્રમાણે—

એક બ્રાહ્મણ કાશીએ ગયો હતો, ત્યાં ઘણા વર્ષો રહ્યો પછી વૃદ્ધ વય થવા આવી એટલે પોતાને ઘેર દેશમાં આવ્યો. ત્યાં ઘણાં માણસોની પ્રેરણાથી તે બ્રાહ્મણ પરણ્યો અને એક યૌવનાવસ્થાવાળી રૂપવંતી સ્ત્રી લાવ્યો. વય વૃદ્ધ થયા છતાં કામદશા ઘટતી નથી તેનો આ પ્રત્યક્ષ દાખલો છે. લોકોની કે સગાં સંબંધીની પ્રેરણાનું તો એક બ્હાનું જ છે, ખરી વાત વિષયવૃત્તિ વિરામ પામેલી હોતી નથી તેજ છે. મનુષ્યો ખરી હકીકતને છુપાવીને બીજા કારણો લોક સમક્ષ રજુ કરે છે, પરંતુ લોકો કાંઇ તેથી છેતરાતા નથી, તે તો ખરૂં કારણ સમજે જ છે.

હવે બ્રાહ્મણી રૂપવંતી હોવા સાથે ચંચળ સ્વભાવવાળી હોવાથી અનેક પ્રકારની ચેષ્ટાઓથી પોતાના પતિના મનનું રંજન કરવા લાગી. બ્રાહ્મણ પણ તેને વશ થઈ ગયો. અને તે જેટલું પાણી પાય તેટલું પીવા લાગ્યો; અર્થાત તે જેમ કહે તેમ કરવા લાગ્યો. કવિ કહે છે કે—

જે શૂરા પંડિતા, જે હોય બહુ ગંભીર;
નારી સવે નચાવીઆ, જે હોય બાવન વીર. ૧

સ્ત્રી પ્રાથે સબ વંકડી, મત કો કરો વિશ્વાસ;
માથે ઘટ ચડાવી કરી, પછી દીયે ગળે પાસ. ૨

જિસ કારણ શીર કટ્ટીએ, ધરણી ઢળે જબ દેહ;
રૂધિર પીએ તતક્ષણ મહિ, ધિગ્ ધિગ્ ત્રિયા સનેહ. ૩

નારી મદન તળાવડી, બૂડયો સબ સંસાર;
કાઢણહારો કો નહીં, બૂડયાં બુંબ ન વાર. ૪

વાઘણ વગડામાંહેલી, જબહી મિલે તબ ખાય;
નારી વાઘણ વશે પડયો, વસતીએ ફાડી ખાય. ૫

કૂડ કપટીની કોથળી, સ્ત્રી હોય નિઠુરી જાતિ;
દેખી ન શકે રૂઅડું, કરે પિયારી તાંતિ ૬

નારી દેહ દીવો કહ્યો, પુરૂષ પતંગી હોય,
જગ સઘળો ખુંચી રહ્યો, નિકળે વિરલો કોય. ૭

નારી નહિ રે બાપડા, જાણો વિષની વેલ;
જો સુખ વંછે દેહને, તો તસ સંગત મેલ. ૮

ભીતર વિષની વેલડી, બાહિર અમૃત ઉદાર;
ગુંજાફળ સમ જાણવા, સ્ત્રીના ભાવ વિકાર. ૯

જસ ઘર મહિલા મંત્રણું, દુર્જન કેરી શીખ;
સજ્જન સાથે રૂસણું, એ ત્રણે માગે ભીખ ૧૦

આ દુહા પ્રકટ અર્થવાળા છે, તેથી તેનો અર્થ લખવાની જરૂર નથી. તો પણ તેમાં કેટલાક વાકયોના અર્થનો ઉલ્લેખ કરવામાં આવે છે.

બીજા દુહામાં કહ્યું છે કે સ્ત્રી માથે બેઢું ચડાવીને કુવે લાવે છે અને ત્યાં લાવ્યા પછી તેના જ ગળામાં દોરડાનો ફાંસો નાખી તેને કુવામાં ઉતારે છે. આ દૃષ્ટાંતમાં ત્યારપછીની હકીકત જોવાની નથી કારણ કે દૃષ્ટાંત એક દેશી હોય છે, સર્વ દેશી હોતું નથી. સ્ત્રી એ પ્રમાણે પુરૂષને માથાના મુગટ તુલ્ય માન્યા છતાં જો પરપુરૂષના છંદમાં પડે છે તો પોતાના પતિનું અહિત કરવામાં બીલકુલ ડર ખાતી નથી.

ત્રીજા દુહામાં એમ કહ્યું છે કે જે સ્ત્રીને માટે માથું કપાવવામાં આવે તે સ્ત્રી પતિનો દેહ પૃથ્વીપર પડ્યા પછી તેના રૂધિરનું પાન કરે છે. તેવી દુષ્ટ સ્ત્રીઓ પણ હોય છે, તેથી સ્ત્રી સાથેના સ્નેહને ધિક્કાર છે.

ચોથા દુહામાં કહ્યુ કે—નારીરૂપી કામદેવની તળાવડીમાં સર્વ સંસાર એટલે સર્વ પુરૂષો ડુબી ગયા છે, તેમાંથી તેને કાઢનારા કોઇ જણાતા નથી. એટલે તેમાં ડુબેલાની કોઇ બુમ સાંભળતું નથી કે તેની વ્હાર—સહાય કરતું નથી.

છેલ્લા દુહામાં કહ્યું છે કે—જેના ઘરમાં સ્ત્રી વિચાર કરવામાં અર્થાત્ સલાહ લેવામાં હોય છે, જેઓ દુર્જનની શીખામણ માનનારા હોય છે, અને જેને સજ્જન સાથે રોષ હોય છે—

એ ત્રણે પ્રકારના મનુષ્યો પ્રાયે–પરિણામે ભીખ માગે છે, અર્થાત્ દુ:ખી થાય છે.

આ પ્રમાણે સ્ત્રીમાત્ર દોષોની ભરેલી જ હોય છે એમ એકાંત નથી, તેમાં પણ કેટલીક સદ્‌ગુણી હોય છે પણ તેવી સંખ્યા બહુ અલ્પ હોય છે એટલે આ દુહામાંથી રહસ્ય એટલું ગ્રહણ કરવા યોગ્ય છે કે સ્વાર્થી એકલપેટી-ઇર્ષ્યાવાળી, મુર્ખ, અજ્ઞાન અને અસતી સ્ત્રી હોય છે તે તો ઉપર જણા-પ્રમાણે સર્વ દોષોની પાત્ર છે.

અહીંઆ બ્રાહ્મણની સ્ત્રી સ્વચ્છંદી થયેલી હતી તેથી કર્ત્તા કહે છે કે–'જે એવી અસતી સ્ત્રીની શીખામણ માને તે ધણી ભીખ માગે.' હવે આ બ્રાહ્મણ જો કે કાશીએ જઇ આવેલો હતો પરંતુ ખરૂં ભણેલો નહતો, કદી ભણેલો હોય તો ગણેલો નહતો; તેથી તેને તો તે સ્ત્રીનાં વચનો હૃદયમાં અમૃત જેવાં લાગતાં હતાં.

એકાદા કોઇ પરદેશી રાજાએ યજ્ઞ માંડ્યો. તે પ્રસંગે આ બ્રાહ્મણને કાશીથી ભણી આવેલો સાંભળીને તેને યાદ કરી નેડાવ્યો. તે રાજાનો સુભટ તેડવા આવ્યો, તેણે કહ્યુ કે–' તમે કાશીથી ભણી આવેલા છો, માટે ચાલો, અમારા રાજા તમને યાદ કરે છે. તમને તેડી જવા માટેજ અમે આવેલા છીએ. ' બ્રાહ્મણે સ્ત્રીને પૂછ્યું કે–'હું જાઉં ? ' એટલે બોલી કે–" હું તમારી વિના એક ક્ષણ પણ રહી શકું નહીં માટે તમને જવા નહીં દઉં. વળી—

દીઠે સજ્જન આપણે, મન રળિયાયત થાય;
દિવસે દિવસે કમળ જિમ, મન પંજરે ન માય. ૧.

સારૂં ફુલ સેવંતરૂં, ભૂમિ પડ્યું કરમાય;
તે ન કહીજે માનવી, જે પ્રીતિ કરીને જાય. ૨.

સખિ હેત કેમ વિસરે, જે મનમાંહે પઈઠું;
હિયડાથી જો ઉતરે, તો સુપનાંતર દીઠ. ૩.

આ પ્રમાણે હોવાથી હે સ્વામી ! જો તમે જતા હો તો મને સાથે લેતા જાઓ. કેમકે તમારા વિના દિવસ તો કોઇ રીતે પણ વ્યતીત થાય, પરંતુ રાત્રી તો વરસ જેવી થઈ પડે.." આ પ્રમાણેનાં સ્ત્રીનાં વચનો સાંભળી બ્રાહ્મણ બોલ્યો કે—"હે સ્ત્રી ! તું સાથે આવવાનો હઠ છોડી દે, મને એકલો જવા દે, હું પુષ્કળ દ્રવ્ય લઇને આવીશ, એટલે પછી આપણે સારી રીતે આનંદમાં ને સુખમાં રહેશું."

બ્રાહ્મણી બોલી કે—'હે સ્વામી ! આપની ગેરહાજરીમાં મારે આશરો કોનો ?' ત્યારે બ્રાહ્મણે એક ગોવિંદ નામના યુવાન છાત્રને બતાવીને કહ્યું કે—'ગોવિંદ તારી બધી સંભાળ રાખશે, તારે ચિંતા કરવી નહી.' આ પ્રમાણે બીલાડીને દુધ ભળાવવા જેવું કરીને બ્રાહ્મણ તો વિદાય થયો. પાછળ એકલી ચંચળ સ્ત્રી રહી.

હવે એકલી પડેલી નવયૌવના સ્ત્રીનું ચિત્ત શી રીતે સ્થિર રહે ? તેમાં વળી નિર્ભય પણું મળ્યું, એટલું નહીં પણ બીજે કાંઈ ગોતવા જવું પડે તેમ પણ ન રહ્યું, એટલે તે ગોવિંદ સાથે લપટાણી કહ્યું છે કે—

સ્રી વિણ અંકુશ નઇતરૂ, મંત્રી વિહૂણું રાજ;
એ બહુ કાળ રહે નહીં, ઋષભ કહે મહારાજ. ૧.

'ઋષભદાસ કવિ કહે છે કે–'હે મહારાજ અંકુશ વિનાની સ્ત્રી, નદીના કાંઠાનું વૃક્ષ અને યોગ્ય મંત્રી વિનાનું રાજ્ય બહુ કાળ ટકી શકે નહીં.'

અહીં ગોવિંદ અને બ્રાહ્મણી આનંદ કરવા લાગ્યા અને બહુ સારો સંયોગ મળ્યો છે એમ માનવા લાગ્યા. આવા કામી પુરૂષો પરસ્પર એવા લીન થઇ જાય છે કે પછી તેઓ એક બીજાને છોડી શકતા નથી કહ્યું છે કે—

રૂડાં માણુસ કારણે, જો જગ વૈરી હોય;
ભ્રમર ન છંડે કેતકી, જો શિર કાપે કોય. ૧.
વિષધર વાડી ને વિષમધર, પંચાયણ રખ્ખંતિ;
જો જમ બેસે બારણે, રત્તા તો હું મિલંત. ૨.

"રૂડા માણુસના મેળાપમાં જો આખું જગત વૈરી થાય તો પણ તેઓ છુટા પડે નહીં. જો કોઇ માથું કાપી નાખે તો પણ ભમરો કેતકીને છોડે નહીં. વળી જેમ વિષધર (સર્પ) વાડને છોડે નહીં અને પંચાયણ ( સિંહ ) વિષમધર ( ગુફા ) ને છોડે નહીં–તેમાં પેસેજ તેમ જો જમ બારણા પાસે બેઠો હોય તો પણ રકત મનુષ્યો મળે–મળ્યા સિવાય રહે નહીં. યમના ભયની પણ દરકાર કરે નહીં."

આ પ્રમાણે ગોરાણી ને છાત્ર આનંદમાં દિવસો વ્યતીત કરતા હતા અને પરસ્પર અત્યંત રક્ત બની ગયા હતા,

તેવામાં તેણે ભર્ત્તારના આવવાની વાત સાંભળી; એટલે સ્ત્રીએ કહ્યું કે—

નારી કહે નીશાળિયા આપણુ બેહુનો રંગ;
આવ્યો પાપી ડોકરો, રંગમાં કરશે ભંગ. ૧

જુઓ ! સંસારનો સંબંધ કેવો સ્વાર્થી છે, જેના પસાયે જેના દ્રવ્યથી આનંદ કરે છે તે પતિ અત્યારે અળખામણો ઝેર જેવો લાગે છે. સ્ત્રીએ આગળ વધીને ગોવિંદને કહ્યું કે—" હું તારો સંબંધ છોડવા માગતી નથી, માટે તું એક ઉપાય હું કહું તે કર. બે મૃતક છાના લઇ આવ, એટલે આપણે ઘરમાંથી સાર સાર વસ્તુ લઇ ઘર સળગાવીને ચાલ્યા જઇએ, જેથી કોઇને આપણા પ્રપંચની ખબર પડે નહીં. " ગોવિંદ પણ કામાંધ બની ગયેલો હોવાથી તેણે તે કબુલ કર્યું. બે મૃતક લઇ આવ્યો અને મધ્ય રાત્રિએ ઘરમાંથી સારસાર વસ્તુ લઇ ઘર સળગાવીને બંને ચાલી નીકળ્યા ઘર બધું સળગી ગયું. લોકો બે મૃતક જોઇને ગોરાણી ને છાત્રને બળી ગયેલ માનવા લાગ્યા એટલામાં પેલો બ્રાહ્મણ પણ આવ્યો. તે તો આ બધું જોઇને પોકેપોક મૂકીને રોવા લાગ્યો બંને મૃતકપર હાથ ફેરવવા લાગ્યો અને ગોરાણીના તથા છાત્રના વખાણ કરતો સતો કકળાટ કરવા લાગ્યો પછી તે બ્રાહ્મણે વિચાર્યું કે–' હવે બન્યું તે બન્યું પણ આ બન્નેની સદ્ગતિ થાય તેમ કરૂં". આ પ્રમાણે વિચારી તેમના અસ્થિ લઇને તે ગંગામાં નાખવા ચાલ્યો. આ પ્રમાણે કરવાથી તેમની સદ્ગતિ થશે એમ તેણે માન્યું.

અહીં બ્રાહ્મણીને છાત્ર પણ ફરતા ફરતા ગંગાકાંઠેજ આવ્યા છે, સ્ત્રીભર્ત્તારપણે રહે છે અને આનંદ કરે છે. એવામાં બ્રાહ્મણ ત્યાં આવ્યો. તેને જોતાંજ બંનેને પ્રશ્ચાત્તાપ થયો, એટલે પ્રથમ ગોવિંદે તેની પાસે આવીને કહ્યું કે–' હે મહારાજ ! હું તમારો છાત્ર ગોવિંદ છું, મારો અપરાધ ક્ષમા કરો અને આ તમારી સ્ત્રીને ગ્રહણ કરી આનંદથી તીર્થયાત્રા કરો.' સ્ત્રીએ કહ્યું કે–' મારો અપરાધ પણ ક્ષમા કરી મને ગ્રહણ કરો અને આપણે ઘેર પાછા ચાલો ' બ્રાહ્મણ કહે કે –' તમે બંને કોઇ ઠગારા લાગો છો, મારી સ્ત્રી ને છાત્ર તો બીચારા મારા ઘરમાં બળી મુવા છે તે અહીં કયાંથી હોય ? તમે કોઈ વ્યંતર મનુષ્યનું રૂપ કરીને મને છેતરવા આવ્યા લાગોછો, પણ હું એમ છેતરાઉં એવો નથી. માટે જાઓ; ચાલ્યા જાઓ મારાથી દૂર થાઓ.' પેલા છાત્રે ને બ્રાહ્મણીએ ઘણી રીતે આજીજી કરી સમજાવવા પ્રયત્ન કર્યો, પણ પોતાની સ્ત્રી અને છાત્રના શુદ્ધપણા ઉપરદૃઢ વિશ્વાસવાળા અને રાગદશાથી મૂઢ બની ગયેલા બ્રાહ્મણે તેમનું કહ્યું બીલકુલ માન્યું નહીં, એટલે તે બન્ને ત્યાંથી ચાલ્યા ગયા.

આવા મૂઢ માણસો પણ ધર્મને અયોગ્ય હોય છે, તેથી તેવાને ધર્મોપદેશ આપવાનો ફોગટ પ્રયાસ કરવો નહીં.

હવે પૂર્વ વ્યુદ્ગ્રાહિત પણ ધર્મને અયોગ્ય છે તે પર દૃષ્ટાંત કહે છે.

એક રાજાને એક **જન્માંધ પુત્ર** હતો, પરંતુ તે સ્વભાવે ઘણો ઉદાર હતો. પોતાની પાસે જે વસ્તુ હોય તે યાચકને

આપી દેતો. રાજા તેને વારંવાર નવા આભૂષણુ કરાવી દેતો ને તે યાચકને આપી દેતો. તેના આવા દાતારગુણથી મંત્રીનું મન નિરંતર અપ્રસન્ન રહ્યા કરતું હતું. તેથી તેણે રાજાને કહ્યું કે–' આપનો પુત્ર હદ ઉપરાંત દાન આપે છે. આમ આપતા તો ભંડાર પણ ખાલી થઇ જાય.' એટલે રાજાએ તેના નિવારણનો વિચાર કરવાનું કામ તેને સોંપ્યુ. અને કહ્યુ કે–' જેમ કુમારનું મન ન દુહવાય, યાચકો માગતા રહે અને ભંડાર ખાલી ન થાય એમ કરવું.' મંત્રીએ વિચાર કરીને કુમારને એકાંતમાં બોલાવી કહ્યું કે–" ભંડારમાંથી પૂર્વના અમૂલ્ય આભૂષણો કાઢ્યા છે, તે તમને પહેરવા અપાવું પણ જો તમે કોઇને આપી ન દ્યો તો તે વાત બની શકે. તે આભૂષણો પહેરશો ત્યારે તે લઇ જવા સારૂ તમને યાચકો કહેશે કે– 'અરે ! રાજકુમાર ! તમે આવા લોઢાના આભરણ શું પહેર્યા છે, ઉતારી નાખો, તમને આવાં આભરણ પહેરવા ઘટે નહીં.' આ બધો તેમનો અમુલ્ય આભૂષણો લઇ જવાનો પ્રપંચ સમજજો." રાજકુમારે કહ્યું કે– ' તમે એ આભૂષણો લાવી આપો, યાચકો જો તેને લોહના કહેશે તો હું તેને લાકડીવતી મારી કાઢીશ, આપીશ નહીં." મંત્રીએ આ પ્રમાણે તેના મનને વ્યુદ્ગ્રાહિત કરીને પછી તદ્દન લોહનાં આભૂષણો કરાવી તેને પહેરાવ્યા. રાજકુમાર તે આભૂષણો પહેરી રાજમહેલના દ્વાર પાસે પ્રસન્ન ચિત્તે બેઠો એટલામાં રાજસેવકો અને યાચકો ત્યાં આવ્યા. તેઓ લોહનાં આભૂષણો જોઇને બોલ્યા કે–'અરે રાજકુમાર ! આવા લોહના આભૂષણો કેમ પહેર્યા છે ? આવા આભૂષણો પહેરવા તમને ઘટે નહીં' આવા શબ્દો સાંભળતાંજ કુમાર લાકડી લઇને ઉઠયો અને બે ચાર જણને સખ્ત પ્રહારો

કર્યા એવામાં તેના મિત્રો આવ્યા. તેમણે પણ લોહનાં આભૂષણ કહ્યા, એટલે તેમની ઉપર પણ લાકડીના પ્રહારો કર્યા. આ પ્રમાણે બીજા ઘણાએ કુમારને સમજાવવા માંડયા તે પણ દરેકની સાથે વઢવા લાગ્યો કોઇનું માન્યું નહીં કર્ત્તા કહે છે કે " સત્પુરૂષ પણ કુપુરૂષના સંગથી કુપુરૂષ થાય છે. "

રે રે પરબત ખોપડા વાંસહ વાસ મ દેશ;
આપ ઘસાવે પર દહે, નિગુણા કાહુ કરેશ.
કુબુદ્ધિ કડુઓ લીંબડો, મળિયો આંબા સાથ;
અંબ ધરે રંગલી બનો, કોઇ ન ઝાલે હાથ.

આ પ્રમાણેકુમારને પણ કુબુદ્ધિ આપનાર મંત્રી મળી ગયો, તેથી સહુને જૂઠા અને એક મંત્રીનેજ સાચો માનવા લાગ્યો. આ પ્રમાણે જે મનુષ્ય પૂર્વ વ્યુદ્ગ્રાહિત ચિત્તવાળો હોય તે પણ ધર્મને અયોગ્ય છે તેથી તેને ધર્મ ન કહેવો.

હજારો ઉપદેશ આપ્યા છતાં પણ પ્રતિબોધ ન પામે એવો દ્રઢ કુબુદ્ધિવાળા મનુષ્યો હોય છે. જુઓ **બ્રહ્મદત્ત-ચક્રી.** ઘણો ઉપદેશ કર્યા છતાં તેને લાગ્યો નહીં. બીજો ઉદાયીરાજાને મારનાર વિનયરત્ન વર્ષો પર્યંત ચારિત્ર પાળ્યા છતાં બુઝ્યો નહીં. રાજલક્ષ્મી હાથીના કાન જેવી ચપળ છતાં અને તેને છોડયા સિવાય જો મૃત્યુ પામે તો દુર્ગતિ-ગમનનો પ્રાય નિશ્ચય છતાં અનેક રાજાઓ તેને મૃત્યુપર્યંત છાંડી શકતા નથી. જુઓ રાવણ લક્ષ્મણ જરાસંઘ વિગેરે રાજાઓ તેજ રાજલક્ષ્મીના ઉપભોગમાં આસક્ત રહેવાથી

પ્રાંતે નરકે ગયા છે. ધનના સંબંધમાં પણ અનેક પ્રકારે જીવનું વર્તન હોય છે. જુઓ !

એક અછતું ધન વંછતા, લોહખુરો જિમ ચોર;
આ ભવ વેદન પામીઓ પરભવ દુઃખ અઘોર.
એક દુઃખી અણભાંગવે, રાજગ્રહી ભીખાર
ચાપ્યો પથ્થર પાડતાં, પામ્યો નરક અસાર.
એક છતું ધન છંડતાં, મુગતિતણા ભજનાર;
જંબૂસ્વામીતણી પરે, તે નર પામે પાર.
કુપુરૂષ સુપુરૂષને મિલ્યો, નિજમતિ આણે ઠામ;
છંડયું દેખી છંડતો, સુખીઓ પ્રભવ સ્વામ,
મણિ મણિક મોતી ભર્યાં, શાળિભદ્ર ઘર સાર,
શિર ઠાકુર જાણી કરી, મૂક્યો નિજ પરિવાર.
શાળિભદ્ર સુંદર સુખી, તાપ ખમ્યો નવિ જાય;
ઇશ્યે ઇશ્યું તપ આદર્યું; નવિ ઓળખતી માય.

જગતમાં જે સત્પરૂષો હોય છે, તેને બુઝવવા માટે તો વિશેષ પ્રયાસ કરવોજ પડતો નથી. જુઓ સનત્કુમાર ચક્રી દેવતાના માત્ર એક શબ્દથી જ પ્રતિબોધ પામ્યા ને ચારિત્ર અંગીકાર કર્યું.

મહા પાપી પુરૂષો પણ ધર્મના પ્રભાવે પ્રતિબોધ પામે છે. જુઓ સુસમાને મારનાર ચિલાતીપુત્ર માત્ર ઉપ-

શમ, વિવેક ને સંવર. એ ત્રણ શબ્દો માત્ર સાંભળવાથી પ્રતિબોધ પામ્યો.

ઢંઢણકુમારે અનેક પ્રકારની ઋદ્ધિથી ભરેલું પોતાનું રાજભુવન માત્ર એક વખત નેમિનાથજીની દેશના સાંભળતાંજ વૈરાગ્ય પામીને તજી દીધું, અને પોતાની લબ્ધિએ આહાર ન મળવાથી છ મહિના પર્યંત ક્ષુધા–તૃષા સહન કરીને છ મહિનાની પ્રાંતે કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું.

કાર્ત્તિકશેઠે વણિકપણામાં ખરું હિત ઓળખ્યું, હિતોપદેશનો મહિમા જાણ્યો, તે હિતોપદેશને અમલમાં મૂક્યો શ્રાવકના બાર વ્રતની આરાધના કરવા ઉપરાંત શ્રાવકની પડિમા પણ વહી, તેમાં પાંચમી કાર્યોત્સર્ગ પડિમા સો વાર વહી; તેને પરિણામે તે શક્રેંદ્રની ઋદ્ધિ પામ્યા.

ભરતચક્રી પૂર્વ ભવમાં કરેલા ધર્મારાધનથી આ ભવમાં મનુષ્યપણામાં ઈંદ્ર જેવી ઋદ્ધિના ભોક્તા થયા; અને અહીં ઉત્કૃષ્ટ ધર્મના આરાધનથી પરમપદ મેળવી અવ્યાબાધ સુખના ભોક્તા થયા.

ધર્મદેશના સાંભળવાથી અજ્ઞાન નાશ પામે છે, સંદેહ ટળે છે, વ્યસન તજાય છે, શુદ્ધ માર્ગ ઓળખાય છે, કષાય મંદ પડે છે, વિનય ગુણ પ્રાપ્ત થાય છે, સત્સંગતિ સ્વીકારવા ઇચ્છા થાય છે, કુસંગતિ સ્વતઃ તજી દેવાય છે, સાધુ–શ્રાવકનો ધર્મ યથાર્થ ઓળખાય છે અને તેના આરાધનથી સ્વર્ગ મોક્ષાદિ સુખની પ્રાપ્તિ થાય છે. આ સર્વ ધર્મદેશ-

નાવડે લાભ મેળવનારાઓ પકી કુમારપાળ રાજા, થાવચ્ચાપુત્ર, પરદેશી રાજા વિગેરેના દષ્ટાંતો સુપ્રસિદ્ધ છે.

પરદેશી રાજા શ્વેતાંબિકા નગરીમાં રાજ્ય કરતો હતો, પરંતુ નાસ્તિક હોવા સાથે એવો તો ક્રૂરકર્મી હતો કે જીવને મારીને હાથ પણ ધોતો નહીં. તેને ચિત્ર નામે સારથી હતો તે અન્યદા સાવથ્થી નગરીએ ગયો હતો. ત્યાં તેને કેશીગણધરનો યોગ થયો. તેમની દેશના સાંભળીને તેણે સમકિત ગ્રહણ કર્યું. પછી ગુરૂ મહારાજને વિનંતિ કરી કે 'આપ શ્વેતાંબિકા નગરીએ પધારજો. આપની વાણીથી અમારો રાજા પ્રતિબોધ પામશે તો આપને પરમ લાભ થશે.' કેશી ગણધરે તે વાત સ્વીકારી. અનુક્રમે તેઓ શ્વેતાંબિકા પધાર્યા. ચિત્ર સારથી અશ્વક્રિડા નિમિત્તે પરદેશી રાજાને જ્યાં કેશી ગણધર સમવસર્યા હતા તે બાજુ લઇ ગયો. પરદેશી રાજાએ તેમને દીઠા, એટલે તેમની પાસે આવી ગર્વ ધરીને કહેવા લાગ્યો કે :–

'અરે મુઢ ! આ શું કરો છો ? શા માટે વનમાં રહો છો ને કષ્ટ સહો છો ? તમે ધર્મ ધર્મ કરો છો પણ આ દુનિયામાં ધર્મ એ વસ્તુ જ નથી. ફોગટ ભ્રમમાં પડયા છો. સાંભળો ! મારી માતા શ્રાવિકા હતી ને મારા પિતા નાસ્તિક હતા. પુણ્ય પાપ કાંઈ માનતા નહોતા. તે બંનેને મેં કહ્યું હતું કે જો પુણ્ય પાપનું ફળ તમને મળે તો મને કહેવા આવજો, પણ તે બંનેમાંથી એકે આવ્યા નહિ.

વળી જીવ એવી વસ્તુ પણ કાંઇ છે નહીં. મેં એક ચોરના તલ તલ જેવડા કકડા કર્યા પણ તેમાંથી જીવ નીકળ્યો

નહીં. એક પુરૂષને જીવતાં તોળ્યો અને મારી નાખીને તરત જ તોળ્યો તો સરખો તોલ થયો તેમાંથી જીવ ગયો હોય તો તોલ ઘટે કે નહીં? એક માણસને એક મોટાં ઠામમાં પૂરી તેનું મોઢું છાંદી લીધું. તે માણસ મરી ગયો, તેના શરીરમાં કીડા પડયા પણ તેમાં જીવ જડયો નહીં. વળી જો તેમાંથી માણસનો જીવ નીકળ્યો હોય અને કીડાના જીવ પેઠા હોય તો છિદ્ર પડવા જોઇએ તેવું કાંઇ થયું નહીં, તેથી ખાત્રી થઈ કે જીવ છે જ નહી."

ગુરૂ મહારાજે તેને ક્રમસર ઉત્તર આપ્યો કે-તારી સ્ત્રી સાથે કોઈ માણસે વ્યભિચાર કર્યો હોય તે પકડાય, પછી તે કહે કે મને છોડી મૂકો તો તું તેને છોડી મૂકે?' રાજા કહે-મૂકું તો શેનો પણ જોતાંજ ઠાર કરૂં.'ગુરૂ કહે-'એ રીતે જેમ તારે વશ પડેલો માણસ છુટી શકે નહીં, તેમ કર્મવશ નરકમાં જઇને ઉત્પન્ન થયેલો તારો પિતા પરમાધામીઓથી છુટી શકે નહીં કે જેથી તે તને પાપનું ફળ કહેવા આવે.'

'કોઇ માણસ ન્હાઈ, ધોઇ, પવિત્ર વસ્ત્ર પહેરી કેશર ચંદનાદિ પૂજન સામગ્રી લઇ દેવપૂજા કરવા જતો હોય, તેને કોઇ ઢેઢ પોતાને મળવા બોલાવે તો તે જાય?' રાજા કહે 'ન જાય.' ગુરૂ કહે કે-'તેમ પુણ્ય કરીને સ્વર્ગમાં ઉપજેલી તારી માતા આ મનુષ્યલોકનો દુર્ગંધ ૫૦૦ યોજન ઉંચો ઉછળે છે તેમાં કેમ આવે?'

'અરણીના કાષ્ટમાં અગ્નિ છે પણ તે તેના કકડા કરી નાખવાથી ન નીકળે, એ કાષ્ટ ઘસવાથી નીકળે; તેમ આ

દેહમાં જીવ છે પણ તે અરૂપી હોવાથી નજરે ન દેખાય, તેના ચેતના લક્ષણથી તેને ઓળખી શકાય.

એક દડામાં પવન ભર્યો હોય તેને પવન સાથે અને પવન કાઢી નાખ્યા પછી તોળતાં વજનમાં ફેર ન પડે તેમ જીવ માટે પણ સમજવું.'

'એક મોટા ગઢવામાં એક માણસને શંખ દઈને પૂરીએ તે તેમાં રહીને શંખ વગાડે, તો તે આપણને બહાર સંભળાય, પણ ગઢવામાં કાંઇ છિદ્ર પડે નહીં. જો એવો રૂપી શબ્દ પણ દેખાય નહીં તો અરૂપી જીવ કેમ દેખાય ?'

આટલા દૃષ્ટાંતો ઉપરથી હે પરદેશી રાજા ! તું માન કે જીવ છે, પુણ્ય પાપ છે, તેનાં ફળ મળે છે, સ્વર્ગ નરક છે અને મોક્ષ પણ છે.' આ પ્રમાણે સમજાવવાથી પરદેશી રાજા પ્રતિબોધ પામ્યો અને તેણે સમ્યક્ત્વ સહિત શ્રાવક ધર્મ અંગીકાર કર્યો.

મોઢે માગ્યું જે દીએ, નાપે રાખ્યો શરણ;
પૂછયા ઉત્તર જે કહે, એ જગ વિરલા ત્રણ ૧
બુદ્ધિ શરીરે ઉપજે, દીધી કેતી હોય;
જળમધ્યે કચ્છપ વસે, તરી ન જાણે સોય. ૨

કર્તા પ્રથમના દુહામાં કહેલા ત્રણ વિરલા પુરૂષોમાં કેશી ગણધર મહારાજનો સમાવેશ કરે છે. એમણે પરદેશી રાજાના મોં માગ્યા તાત્કાલિક ઉત્તર આપ્યા કે જેથી તે પ્રતિબોધ

પામ્યો. ગુરૂએ તેને શ્રાવક કર્યો અને સુરિપદવી આપી. કેવી રીતે સુરિપદવી આપી તે આગળ કહેવાશે. જેણે એક પાપી જીવને ધર્મ પમાડયો અને સાચો જૈનધર્મ સમજાવી અંગીકાર કરાવ્યો તેણે ત્રણ ભુવનમાં અમારી પડહ વગડાવ્યો એમ સમજવું. સમ્યગ્ ધર્મના દાતાર ગુરૂમહારાજનો શાસ્ત્રકાર કહે છે કે કોઇ પ્રતિકાર કરી શકતો નથી, અર્થાત તેના કરતાં હજાર, લાખ કે ક્રોડ ગણો બદલો આપતાં પણ બદલો વળી શકતો નથી. પરદેશી રાજા ધર્મ પામવાથી ગુરૂમહારાજની અનેક પ્રકારે ભકિત કરવા લાગ્યો કે–'હે મહારાજ ! તમારા એકાંત ઉપકારી જીવિતને ધન્ય છે. તમે મને પશુમાંથી મનુષ્ય કર્યો, હું મહા મિથ્યાત્વી હતો તેનો શ્રાવક બનાવ્યો. આપનો ઉપકાર હું કદી પણ ભૂલી શકું તેમ નથી.'

હવે પરદેશી રાજાને સુરિકાંતા નામે રાણી હતી. તે અત્યંત વિષયાસકત હતી. પરદેશી રાજા ધર્મ પામવાથી તેની વિષયવૃત્તિ વિરામ પામવાને લીધે સુરિકાંતાને તેનાથી વિષયતૃપ્તિ થઈ શકતી નથી. તેથી તે પરપુરૂષ સાથે લંપટ થઇ, તેને સ્વાર્થ નહિ સરવાથી વહાલો પતિ આકરો લાગવા માંડ્યો, પતિના ઉપરથી પ્રેમ ઉતરી ગયો, એટલું જ નહીં પણ તે પોતાના સ્વેચ્છાચારીપણામાં ફાંસરૂપ લાગવા માંડયો તેણે પોતાના પુત્રને કહ્યું કે 'તું તારા પિતાને હણી નાખે તો તને વહેલું રાજ્ય પ્રાપ્ત થાય.' પુત્રે તે વાત ન સ્વીકારી પોતાની માતાના આવા દુર્વિચાર માટે તેને ઘણો ખેદ થયો પરંતુ એ વાત કોઇની પાસે કહી શકયો નહીં, કેમકે કોઇને કહેવા જતાં તેમાં પોતાની માતાની ફજેતી થાય અને હલકાઇ દેખાય સુપુત્ર એવું કેમ કરે ?

જ્યારે પુત્રે એ વાત માની નહીં ત્યાર સુરિકાંતાએ પોતાના હાથેજ એ પાપકર્મ કરી વચ્ચેથી ફાંસ કાઢી નાખવા ધાર્યું. તેણે વિચાર્યું કે જો આ પતિ ન હોય તો પુત્ર તો બોલી શકે તેમ નથી, તે હજુ નહાનો છે, વળી મારા દુરાચાર સામે તેને આંખ આડા કાન કર્યા સિવાય છુટકો નથી.' આમ વિચારીને એક દિવસ પરદેશી રાજાએ પૌષધોપવાસ કર્યો હતો, તેને પારણે તેણીએ ભોજનમાં વિષ ભેળવીને ખાવા આપ્યું. થોડા વખતમાં વિષની અસર થવા માંડી, એટલે વિચક્ષણ રાજા રાણીના એ દુષ્કૃત્યને સમજી ગયો, છતાં તેના પર કિંચિત્ પણ રોષ ન લાવતાં પોતાના દુષ્કર્મનો ઉદય સમજવા લાગ્યો. રાજાને વિષ અપાયાની વાત ગામમાં વિસ્તાર પામતાં મંત્રી, સામંત, શેઠશાહુકારાદિ એકઠા થઇ ગયા રાજવર્ગ પણ એકત્રિત થયો. રાણી કપટમિશ્રિત કલ્પાંત કરવા લાગી. વિષનિવારણને માટે અનેક પ્રકારના ઔષધ ઉપચારો થવા લાગ્યા. તે વખતે મહાદુશ્ચારિણી સૂરિકાંતાએ વિચાર્યું કે 'જો આમાંથી રાજા ઉભા થશે તો જરૂર મારા પાપકૃત્યનો અસહ્ય બદલો આપશે; માટે હવે તો કાંઈ રીતે તેને જીવવા નજ દેવા.' આમ વિચારી એકદમ રોતી રોતી આવીને પરદેશી રાજાની ઉપર પડી અને ગળે નખ દઇ દીધો; એટલે તેજ વખતે પરદેશી રાજા સદ્ધ્યાનપરાયણ પણે મૃત્યુવશ થઇ ગયો. પ્રાંત સમયના ધર્મારાધનના બળથી મરણ પામીને તે પ્રથમ દેવલોકમાં ઇંદ્રનો સામાનિક સૂર્યાભ નામ દેવતા થયો. તીવ્ર પાપી સૂરિકાંતા પણ મનઇચ્છિત ભોગ ભોગવવા જીવી શકી નહીં, તે પણ તેજ દિવસે સર્પ ડસવાથી મરણ પામી નરકે ગઇ. અત્યુગ્ર પુણ્ય પાપનું ફળ તત્કાળજ પ્રાપ્ત થાય છે.

આ કથાનકમાંથી ખાસ રહસ્ય એ લેવાનું છે કે-પરદેશી રાજાએ પોતાની રાણીએ ઝેર આપ્યાનું જાણ્યા છતાં સહનશીલતા કેવી રાખી? એવી સહનશીલતા રહે ત્યારે ક્રોધનો અમુક અંશે નિરાશ કર્યો એમ કહેવાય. ક્રોધનો સર્વાંશે નિરાસ કરવા માટે તો હજુ એના કરતાં પણ ઉચ્ચ કોટીના જીવનની અપેક્ષા છે. અપ્રમત્ત મુનિ મહારાજા જે ક્ષમા રાખે છે તે આ કરતાં અનેક ગુણી વધી જાય તેવી હોય છે. શ્રી પાર્શ્વનાથ પરમાત્માના ચારિત્રમાં એજ ગુણ અત્યંત વ્યાખ્યાનને પાત્ર થયો છે કે તેમણે પ્રાણાંત ઉપસર્ગ કરનાર કમઠ ( મેઘમાળી ) અને તેનું નિવારણ કરનાર ધરણેંદ્ર ઉપર સમભાવ રાખ્યો. વીર પરમાત્માના ચરિત્રમાં પણ તે વિભાગજ ખાસ પ્રશંસનીય છે કે અનેક પ્રકારના પ્રાણાંત ઉપસર્ગ કરનાર સંગમ દેવ ઉપર પણ તેમને દયા આવી અને તેથી નેત્રો આર્દ્ર થયા. જૈન દર્શનમાં બતાવેલી આવી ઉચ્ચતર ક્ષમા અન્ય કોઇ પણ દર્શનમાં મળવી દુર્લભ છે.

આવી ક્ષમા પરદેશી રાજાએ બતાવી તેમાં ગુરૂમહારાજના ઉપદેશનો પ્રતાપ સમજવો. કેશીગણધર મહારાજાએ સમ્યકત્વ ઉચ્ચરાવતાં સ્પષ્ટ સમજાવ્યું હતું કે સમકિતના પાંચ લક્ષણમાં શમ તે મુખ્ય છે ઉપશમવડે સર્વ ગુણ પ્રાપ્ત થઇ શકે છે, શ્રામણ્યનો સાર પણ ઉપશમજ કહેલ છે જો તેને અંત સમયે સૂરિકાંતાની ઉપર દ્વેષ જાગ્યો હોત તો તેની આવી ઉત્તમ ગતિ થઇ શકત નહીં જો કે આવી ક્ષમા રાખવી-પોતાની સ્ત્રી પોતાને જ વિષ આપે તે સહન કરવું એટલુંજ નહીં પણ તે સંબંધી મુખે ઉચ્ચાર પણ ન કાઢવો

એ થોડું મુશ્કેલ નથી; પરંતુ ગુણની કિંમત પણ તેવેજ વખતે છે; ખરી ક્ષમાની ઓળખાણ ત્યારેજ પડે છે, અને તેનું ઉચ્ચતર ફળ પણ ત્યારેજ મળી શકે છે.

કેશી ગણધર જેવા ઉત્તમ ગુરૂ સ્થાને મળવા દુર્લભ છે. ઉત્તમ જીવોનેજ તેવા સદ્ગુરૂનો સંયોગ પ્રાપ્ત થાય છે. જે ગુરૂ ખરૂં જ્ઞાન મેળવેલા હોતા નથી તે ધર્મ-કથા–ધર્મદેશના પણ યથાર્થ આપી શકતા નથી; કેમકે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ભાવને સમજીને દેશના આપવાનું વિધાન તેઓ જાણતા નથી, ઉત્સર્ગ અપવાદ માર્ગને સમજતા નથી, તેથી તેનો ક્યાં ઉપયોગ કરવો યોગ્ય છે તે ન જાણ-વાથી ઉત્સર્ગને સ્થાને અપવાદનો અને અપવાદને સ્થાને ઉત્સર્ગનો ઉપદેશ આપે છે. શાસ્ત્રકાર કહે છે કે “ આવા મૂર્ખ જીવો યતનાવંત પણ હોઇ શકતા નથી. ખરી યતનાનું સ્વરૂપ ન સમજવાથી વાસ્તવિક યતના તેઓ પાળી શકતા નથી. પોતે અગીતાર્થ હોવાથી ગચ્છમાં બાળ, વૃદ્ધ ગ્લાન વિગેરેની કેમ સંભાળ લેવી તે ન સમજવાથી ગચ્છપણ બરાબર ચલાવી શકતા નથી. કોઇ પ્રાયશ્ચિત્ત લેવા આવે તો પોતે પ્રાયશ્ચિત્ત આપવાનું સ્વરૂપ યથાર્થ ન સમજતા હોવાથી ઓછું યા વધતું પાયશ્ચિત આપે છે; એટલે તેને તીર્થંકર ભગવંતની આશાતનાનો દોષ પ્રાપ્ત થાય છે તેથી મિથ્યાત્વ આવે છે ને સમકિત નષ્ટ થાય છે. વળી એવી આશાતના વારંવાર કરવાથી સંસાર વધે છે. એવા અગીતા-ર્થની નિશ્રાએ રહેનાર પણ તેના પાતકને પુષ્ટિ આપનાર થાય છે. વળી એવા અગીતાર્થ પ્રાંતે પોતાનો ગચ્છ પોતાની જેવા અગીતાર્થનેજ સોંપી જાય છે, તેથી ઉન્માર્ગની ક્રમે

ક્રમે વૃદ્ધિ થાય છે. એવા અબહુશ્રુત જે તપાનુષ્ઠાનાદિ કરે તે પણ અજ્ઞાનપંથે ચાલવા જેવું કરે, તેથી કર્મનિર્જરા ન થાતાં ઉલટો કર્મનો બંધ થાય. એવા અબહુશ્રુત પોતે તરે નહીં અને બીજાને તારી પણ શકે નહીં. એવા અલ્પાગમ (અબહુશ્રુત) નો તપ ઉપદેશમાળાદિકમાં કલેશરૂપજ કહ્યો છે, કેમકે તેમાં પરમાર્થનીજ ઘણી ખામી હોય છે. શ્રુત મેળવનાર પણ જો શ્રુતનું રહસ્ય ન જાણે અને માત્ર સૂત્રઅનુસારેજ ચાલે તો તેને પણ ખરો માર્ગ લભ્ય થઇ શકતો નથી. તેનો તપ પણ અજ્ઞાનરૂપ કહેલ છે, જેમ કોઇ પંથી અન્યને પંથ પૂછે તે પંથી પંથનો પૂરો માહિતીવાળો ન હોવાથી માર્ગની રેખા માત્ર બતાવે. તેથી પૂછનાર પંથીને ખરો માર્ગ પ્રાપ્ત થાય નહીં, તેમ મુનિ પણ એકલા સૂત્રના અભ્યાસથી માર્ગને સમજી શકે નહીં. તેના અર્થ અને રહસ્યને સમજનાર ગુરૂમહારાજના ચરણને સેવી તેમની પાસેથી શ્રુતનું રહસ્ય મેળવે તેજ માર્ગ સમજી શકે.”

કર્ત્તા કહે છે કે—

સૂત્રભેદ સમજે નહીં, ચરિત્રતણો નહીં જાણ;
અવસર સભા ન ઓળખે, તે શું કરે વખાણ. ૧

યોગ્ય અયોગ્ય જાણે નહીં, જિમ તિમ દિયે ઉપદેશ;
પંખિણી સુઘરીની પરે, પામે તેહ કલેશ. ૨

સુઘરી જાતિની એક પક્ષિણીએ વાનરને શીતઋતુમાં ટાઢથી ધ્રુજતો દેખીને ઉપદેશ આપ્યો કે–‘ તારે બે હાથ છે, બે પગ છે, આકૃતિએ મનુષ્ય જેવો દેખાય છે, છતાં

ટાઢની પીડાને હરનાર એવું ઘર કરીને કેમ રહેતો નથી ?' આવો ઉપદેશ સાંભળીને વાનર બોલ્યો કે–'હે શુચીમુખી ! દુરાચારી ! રંડે ! પંડિતવાદિની ! હું ઘર બનાવવાને તો સમર્થ નથી પણ મને ઘર ભાંગી નાખતાં આવડે છે.' આમ કહીને તેણે બીચારી સુઘરીનો માળો વીંખી નાખ્યો. આ દૃષ્ટાંત ઉપરથી કહ્યું છે કે–

उपदेशो न दातव्यो, यादृशे तादृशे नरे ।
पश्य वानरमूर्खेण सुगृही निगृहीकृता ॥

'જેવા તેવા માણસને ઉપદેશ ન આપવો, પ્રથમ માણસ ઓળખી તેને જો પોતાના ઉપદેશથી સારી અસર થાય તેમ હોય તોજ ઉપદેશ આપવો. જુઓ, માણસ ઓળખ્યા વિના ઉપદેશ આપ્યો તો મૂર્ખ વાનરે સુઘરીને ઉલટી ઘર વિનાની બનાવી દીધી.'

મનુષ્યે બનતા સુધી મિષ્ટ ભાષણજ કરવુ કે જે સર્વને પ્રિય લાગે. તેને માટે કહ્યું છે કે–

रे जिव्हे कटुकस्नेहे, मधुरं किं ना भाषसे ।
मधुरं वद कल्याणी, लोकोऽयं मधुरप्रियः ॥

"હે કડવું બોલવામાં પ્રીતિવાળી જીવ્હા ! તું મધુર શા માટે બોલતી નથી ? તેમાં તને પૈસા શું બેસે છે? માટે હે કલ્યાણી ! તું મધુરજ બોલ; કેમકે લોક મધુર વાણી સાંભળવાને ઇચ્છનાર–મધુરપ્રિયજ છે."

જે મનુષ્ય પ્રિય બોલી જાણતો નથી, તે લોકોના વ્યાખ્યાનને પાત્ર થઈ શકતો નથી. વળી તેવા માણસ પકડેલી વાત મૂકી પણ શકતા નથી. દરેક વાતમાં આગ્રહજ કર્યા કરે છે. જુઓ! જે માણસ બરાબરે બેસી જાણતો નથી તેને પણ લોકો મૂર્ખ કહે છે, બેસવામાં પણ ડહાપણની જરૂર પડે છે.

અહીં કર્ત્તાએ પ્રસંગે મુહપત્તિ સંબંધી વ્યાખ્યા કરી છે. આ રાસના કર્ત્તા ઋષભદાસજીના વખતમાં વ્યાખ્યાનાદિ પ્રસંગે મુખે મુહપત્તિ બાંધવાનો પ્રચાર હશે એમ તેના લેખપરથી સમજાય છે. તે કહે છે કે—

મુખે બાંધી તે મુહપત્તિ, હેઠે પાઠો ધારિ,
અતિ હેઠી દાઢી થઇ, જોતર ગળે નિવારિ. ૧
એક કાને ધજ સમ કહી, ખંભે પછેડી ઠામ;
કેડે ખોશી તે કોથળી, નાવે પુણ્યને કામ. ૨

પ્રસંગોપાત આટલું કહીને કર્ત્તા પ્રારંભ કરેલી હકીકતનો ઉપસંહાર કરે છે કે ‘રાગી દ્વેષી, મૂઢ અને પૂર્વ વ્યુદ્ગ્રાહિત એ ચાર પ્રકારના મનુષ્યો ધર્મને અયોગ્ય હોવાથી પંડિત પુરૂષ તેવા મનુષ્યોને ઉપદેશ આપતા નથી.’

કાળિકાચાર્ય જેવા સત્યવાદી ગુરૂને ધન્ય છે કે જેમણે પ્રાણાંત કષ્ટના ભયમાં પણ દત્તરાજાએ યજ્ઞનું ફળ પૂછતાં સત્ય ઉત્તર આપ્યો. જે મનુષ્ય પ્રકટપણે યથાસ્થિત ન કહે તે બોધિબીજને હણે છે અને જન્મ જરા મરણરૂપ સમુદ્રમાં ડુબે છે

સંસારમાં પરિભ્રમણ કરે છે. ઉત્સૂત્ર બોલવાથી પ્રાણી ચીકણાં કર્મ બાંધે છે, અનંત સંસાર વધારે છે અને ચારે ગતિમાં પરિભ્રમણ કરે છે. જે મનુષ્ય માયામૃષાવાદી હોય છે તે પણ સંસારમાં ભમે છે. ધર્મમાં તો માયા હોઇ શકેજ નહીં, તથી ધાર્મિક પ્રસંગમાં તો કપટકળા કદી પણ કરવી નહીં, પરનું રંજન કરવા સદોષ વચન બોલવું નહીં, સત્ય વાત લજ્જા વિના કહી દેવી ધર્મમાં તો એવા માયા-કપટનો અને અસત્યનો ઉકરડો કે જેથી ભવવૃદ્ધિ થાય તે હોતોજ નથી કપટ, વંચના, છળ એ સર્વ તજવા યોગ્ય છે, દેવતા હોય યા મનુષ્ય હોય પણ જે છળકપટાદિ કરે તે બધાં ભવવૃદ્ધિ કરે છે, સર્વને એક સરખું કહેનારાજ ખરા મુક્તિ-પંથના દર્શક હોઇ શકે છે ઉત્તમ મનુષ્યો જેવું સભામાં બોલે છે તેવુંજ એકાંતમાં પણ બોલે છે લોક દેખતાં જેવાં આચરણ આચરે છે, એકાંતમાં પણ તેની પ્રવૃત્તિ તેવીજ હોય છે. સુતાં, જાગતાં, ઉઠતાં બેસતાં જેની એકસરખી પ્રવૃત્તિ હોય છે તેનું જ્ઞાનજ વખાણને પાત્ર છે, તેજ ખરી સમજવાળો છે કર્તા કહે છે કે 'ધર્મકથા સાંભળીને પછી શકિત અનુસાર અવશ્ય શુભ પ્રવૃત્તિ કરવી, કેમકે આ જગતમા કરણી કર્યા વિના અર્થાત્ ચારિત્ર વિના કોઇ તરી શકતું નથી'

જે મનુષ્યો નિર્મળ જ્ઞાન મેળવ્યા છતાં પણ જો ક્રિયા કરતા નથી તો તે સંસારમાં પડ્યા રહે છે, તેનો પાર પામી શકતા નથી. સાંસારિક ભોગના ત્યાગની વાતમાં તેને સ્વાદ આવતો નથી. જે કોઇ તરી જાણે છે પણ હાથપગ હલાવીને તરતા નથી તો તે ઉંડા ચાલ્યા જાય છે ચારિત્ર વિના જ્ઞાન શા કામનું ? જો સમજ્યા પ્રમાણે ક્રિયા કરે તોજ તેનું

જ્ઞાન ઉપયોગી છે, તે જીવનેજ શુકલપક્ષી[1] કહેલ છે. સમકિતદૃષ્ટિ હોય કે મિથ્યાદૃષ્ટિ હોય પણ જો તે ક્રિયાવાદી ક્રિયા કરવામાં તત્પર છે, તો તે પરિણામે સિદ્ધિસુખને અવશ્ય પામે છે. જ્ઞાની મનુષ્ય જો અલ્પ તપ અને ક્રિયા કરે છે; અજ્ઞાની તેના કરતાં અતિશય તપ કરવાથી પણ તેટલો કર્મક્ષય કરી શકતો નથી, બહુ અલ્પ લાભ મેળવે છે. **તામલી** તાપસે અને પૂરણ તાપસે અત્યંત તપકષ્ટ કર્યું, પરંતુ તે જ્ઞાનસંયુકત નહોતું, તેથી માત્ર ઇંદ્રપદવીજ તેમને પ્રાપ્ત થઇ, તેનાથી સર્વ કર્મનો ક્ષય થયો નથી અને સિદ્ધિ-સામ્રાજ્ય મેળવી શકયા નહીં. જ્ઞાની હોય પણ જો શ્રદ્ધા ન હોય તો તેની પણ અનેક પ્રકારની તપક્રિયા **અંગારમર્દક** આચાર્યની જેમ નિષ્ફળ જાય છે, અને સંસારમાં પરિભ્રમણ કરે છે. આ પ્રમાણે હોવાથી જ્ઞાન, સમકિત ( શ્રદ્ધા ) અને ચારિત્ર એ ત્રણેની આવશ્યકતા છે, ત્રણે સાથે હોવાથીજ મોક્ષ પ્રાપ્ત થઇ શકે છે. ગુરૂમહારાજની વાણી ( દેશના ) સાંભળીને શ્રાવક એ ત્રણે પ્રકારને સ્વીકારે છે

પછી ગુરૂમહારાજને ખમાસમણ વડે વંદના કરી ઇચ્છક ર સુહરાઇ ઇત્યાદિવડે શ્રાવક સુખશાતા પુછે છે આ પ્રમાણે ગુરૂને સુખશાતા પુછવાથી પ્રાણી હળુકર્મી થાય છે ગુરૂમ-હારાજને વિધિ પૂર્વક વાદવાથી ચિરકાળના સંચય કરેલાં પાપ નાશ પામે છે આત્મા નિર્મળ થાય છે. ગુરૂને સુખ-શાતા પુછયા પછી ચાર પ્રકારના પ્રાસુક ને એષણીય આહા-રને માટે તેમજ વસ્ત્ર, પાત્ર, કંબળ, પાદપ્રોંછનક, પીઠફલક,

---

૧ જેનો અર્ધ પુદ્ગલ પરાવર્ત્તની અંદર સંસાર હોય તે શુકલપક્ષી કહેવાય છે

શય્યા, સંસ્તારક, ઓષધ અને ભેષજને માટે ગુરૂને નિમંત્રણા કરવી. એટલે એમાંની જે જે વસ્તુનો ખપ હોય તે તે લેવા પધારજો એમ કહેવું. ગુરૂમહારાજ તેના ઉત્તરમાં કહે છે કે જેવો અવસર અર્થાત્ અવસર યોગ્ય કરશું, ખપ હશે તો લેવા આવશું અને શુદ્ધમાન મળશે તો ગ્રહણ કરશું.

આ પ્રમાણે નિમંત્રણા કરી શુદ્ધ [નિર્મળ] મનથી ધર્મદેશના સાંભળવા આવનાર શ્રાવક પોતાને ઘેર આવે. કર્તા કહે છે કે 'જે નિશ્ચળ મને ધર્મદેશના સાંભળે તે તેના ભેદ યથાર્થ સમજી શકે, અન્ય સમજી શકે નહીં, હવે ઘેર આવીને શ્રાવક શી રીતે ઘરમાં પ્રવેશ કરે અને પછી પચ્ચખ્ખાણ પારીને દંતધાવનાદિ ક્રિયા શી રીતે કરે તે કહે છે.

ચોટામાંથી અથવા બહારથી ઘરે આવી થોડો વખત બેસીને પછી વસ્ત્ર ઉતારવા. ઘરની જમણી શાખા ને ઉંબરો પૂજવો અને પ્રથમ ઘરમાં જમણો પગ મૂકવો. ઉંબરો ચાંપીને અંદર ન પેસવું તેમજ ઘરમાં પેસતાં થુંકવું નહીં. પછી મુખ પ્રક્ષાલન કરવું. દંતધાવન (દાતણ કરવું તે) મૌનપણે અને એક આસને બેસી નિશ્ચળપણે કરવું. તર્જની આંગળીવડે પેઢા ને દાંત ઘસવા કે જેથી દાંતની બત્રીશી મજબુત થાય. દાતણ અનેક પ્રકારનાં વૃક્ષોના થાય છે. હાલ આ દેશમાં બાવળના દાતણની પ્રવૃત્તિ વિશેષ છે. બાકી કણુજ, ઝીલ, કણુયર, વડલો, ખેર, બીયો, નાલતી ને લીંબડો તેમજ બોરડી વિગેરેના દાતણ પણ કરવામાં આવે છે. તે સર્વમાં લીંબડાનું દાતણ વધારે ગુણકારક ગણાય છે. દાંતણ વાંકું ન જોઇએ, ચાવવાની જગ્યાએ ગાંઠવાળું ન જોઇએ, ટચલી

આંગળી જેવું જાડું જોઇએ અને બાર આંગળ લાંબુ જોઇએ એવું દાતણ અનામિકા ને ટચલી આંગળી વચ્ચે રાખીને કરવું. મોઢામાં પ્રથમ જમણી બાજુ કરીને પછી ડાબી બાજુ કરવું પોલું, સુકું કે દુર્ગંધી દાતણ ન કરવું. વ્યતિપાત, રવિવાર અને ગ્રહણ હોય ત્યારે ન કરવું, આઠમ, નોમ, ચૌદશ, પડવો, અમાસ, પુનમ ને સંક્રાતિ એ દિવસોએ દાતણવડે દાંત ન ઘસવા તે દિવસે પાણીના બાર કોગળા કરવા અને ઉળ ઉતારવી. ઉળ સોનાની, રૂપાની અથવા કોઇપણ સારા વૃક્ષની રાખવી. તે વાંકી કે કાંટાળી ન હોવી જોઇએ અને દશ આગળ લાબી જોઇએ. દાતણ કરીને પોતાની સામેજ નાખવું. પછી નાકમાં પાણી નાંખવું એમ કરવાથી હાથીની જેવું નિરોગી શરીર થઈ શકે છે, મોઢું સુગંધી રહે છે, પળી આવતા નથી, ઇંદ્રિયો નિર્મળ રહે છે, સ્વર સારો રહે છે અને મોઢામાં લીલ (ખેરી) બાઝતી નથી જ્યારે મોઢામા સોજા આવેલા હોય, સ્વર બેસી ગયો હોય, શ્વાસનો વ્યાધિ થયેલો હોય, તૃષા લાગી હોય, અજીર્ણ થયેલું હોય, મસ્તક, હૃદય, લોચન કે મુખમાં પાક થયેલ હોય અને કાનમાં દુઃખાવો થયેલો હોય તે વખતે દાતણ ન કરવાનું કહેલું છે મોઢું સુકાતું હોય, હોઠ તરડાતા હોય, દાંત દુઃખતા હોય અને સ્વર ભંગ થયેલ હોય ત્યારે તેલના કોગળા કરવાનું કહેલું છે. (કેવી રીતે કરવા તે અનુભવીને પૂછવું.)

આ પ્રમાણેની દંતધાવન ક્રિયા જીવરહિત નિરવદ્ય સ્થાને કરવી અને દાતણ ફાસું (નિર્જીવ-સુકું) વાપરવું. પહેલો કોગળો કરતાં જો ગળે પાણીનું બિંદુ ચોટે તો સમજવું કે

તે દિવસે ઉત્તમ ભોજન મળવાનું છે. દાતણ જાણીતા વૃક્ષનું અને સુંવાળું કરવું. સારી ભૂમિમાં ઉગેલું હોય તેવું કરવું અને દાતણ ચાવીને તેનો રસ ઉતારવો. દાતણ કરીને છેવટે સામે ફેંકી દેતાં જો તે ઉભું રહીને પછી પડે તો તે સુખના હેતુભૂત છે અને ઉત્તમ આહારનો સંકેત સૂચવે છે એમ સમજવું દાતણ મુખની અંદરની મળશુદ્ધિ માટે છે. કોઇપણ વ્યાધિ થયેલ હોય, જ્વર આવતો હોય તેવે વખતે દાતણ શુભકર કહ્યું નથી. જે મનુષ્ય પચ્ચખ્ખાણી છે અને નિર્મળ બુદ્ધિવાળો છે તેની મુખશુદ્ધિ દાતણ વિના પણ છે એમ સમજવું. વિષ્ણુભક્તિચંદ્રોદય નામના શાસ્ત્રમાં દાતણનો વિશેષ વિધિ કહેલો છે. તેમાં પડવો, છઠ, દશમ, નોમ ને સંક્રાતિને દિવસે દાતણ કરવાનો નિષેધ કરેલો છે. એ શાસ્ત્રવચનને અવગણીને જે તે દિવસોએ દાંત ઘસે છે તે અનેક પ્રકારની હાનિ મેળવે છે. પૂર્વ ઉત્તર ને પશ્ચિમ દિશાની સામે બેસીને દાતણ કરવાનું કહ્યું છે. ઉભા ઉભા દાતણ કરવાનો નિષેધ કરેલો છે. આ પ્રમાણેની દંતધાવનની ક્રિયામાં જીવજંતુના રક્ષણ ઉપર ખાસ ધ્યાન રાખવાનું કહેલું છે.

હવે શ્રાવકે નેત્રને નિર્મળ રાખવા માટે તેમાં સુરમાનું અંજન કરવું. પણ કાંઇથી થાકીને આવેલ હોય ત્યારે, જમીને તરત, ઉજાગરો થયો હોય ત્યારે અને જ્વર આવતો હોય ત્યારે ન કરવું. મસ્તકના કેશ ને દાઢી નિત્ય ઓળવા. (આ લેખ ઉપરથી તે વખતે શ્રાવકને દાઢી રાખવાની પ્રવૃત્તિ હોય એમ જણાય છે અથવા ખાસ મારવાડ–મેવાડ માટેજ એ ઉલ્લેખ હોય એમ સમજાય છે ) કેશ પૂર્વ

દિશાની સામે રહીને ઓળવા. બે હાથે માથું ખણવું નહીં કોઇ પણ વસ્તુથી ખરડાયેલો હાથ માથે લગાડવો નહીં.

શ્રાવકે દરરોજ પૂર્વ સન્મુખ રહીને આરીસો જોવો એ પણ એક પ્રકારનું માંગલિક છે. મેલો અરીસો ન જોવો, રાત્રે ન જોવો, રાત્રે જોવાથી આયુ ક્ષીણ થાય છે. દાતણ કરતાં ન જોવો, મોઢું પખાળી ચોખું કરીને પછી જોવો, આરીસો જોતાં જો પોતાના ધડ ઉપર મસ્તક ન દેખાય તો એક પખવાડીઆની અંદર મૃત્યુ આવવાનું સમજવું. એવે અવસરે ઉત્તમ પુરૂષે ચેતી જવું અને આત્મહિત જે થઇ શકે તેમ હોય તે સત્વરે કરી લેવું. પાણીમાં, તેલમાં કે તરવારમાં મુખ ન જોવું. આદર્શ જોતાં પોતાની મુદ્રા ક્રોધી જણાય તો આયુ ઘટતું સમજવું. પ્રભાતે આરીસો, સરસવ, દહીં, ઘી, બીલાં, ગોરૂચંદન, પુષ્પ ને ફળ એ પદાર્થો જોવાં. એ સર્વ માંગળિકનાં સૂચક પદાર્થો છે.

પછી શ્રાવકે અંગકસરત અવશ્ય કરવી. કસરતના અનેક પ્રકાર છે, તે બરાબર સમજીને પોતાના શરીરને માફક આવે તેવી કસરત કરવી. કસરત કરવાથી શરીર હલકું થાય છે, દુઃખ સહન કરવાની શકિત પ્રાપ્ત થાય છે, અગ્નિ વૃદ્ધિ પામે છે જેથી ખોરાક પચી શકે છે, જરા મોડી આવે છે, શરીરનું ભારેપણું દૂર થાય છે, માંસ સ્થિર થાય છે, વૈરી તેને દબાવી શકતો નથી અને શરીરમાં હુશિયારી આવે છે. જે માણસ બળવંત હોય ને સ્નિગ્ધ ભોજન કરતો હોય તેને તો કસરત બહુ જરૂરની અને ઉપયોગી છે.

વસંતઋતુમાં ને શિયાળામાં કસરત વધારે ગુણ કરે છે. કસરત કર્યા પછી તેલનું મર્દન કરાવવું દરરોજ તેલ

મર્દન કરાવવાથી જરા આવતી નથી, વાયુ શમી જાય છે, થાક ઉતરી જાય છે, દૃષ્ટિનું-આંખનું તેજ વધે છે અને શરીર પુષ્ટ થાય છે. મર્દન કરાવતાં મસ્તક ને કાન તેમજ પગ ઉપર વિશેષ મર્દન કરાવવું.

અન્નવડે જ શરીર ટકી શકે છે, અન્નમાં મુખ્ય રોટલી ગણાય છે. તેથી શરીર પુષ્ટ થાય છે. રોટલી કરતાં દુધ પીવાથી આઠગણું બળ આવે છે, તે કરતાં પાક ખાવાથી અથવા ઘી ખાવાથી આઠગણું બળ આવે છે, અને તે કરતાં આઠગણું બળ તેલનું મર્દન કરવાથી પ્રાપ્ત થાય છે. તેનાથી રૂપ રંગમા વૃદ્ધિ થાય છે અને વૃદ્ધ પણ નાના છેલ જેવા લાગે છે. રોગીને માટે તેલમર્દનનો નિષેધ છે, બીજાને ગુણકારી છે.

તેલમર્દન કરાવ્યા પછી પૂર્વ દિશાની સામે બેસીને અંઘોળ (સ્નાન) કરવું. સ્નાન કરવાથી કામનું ઉદ્દીપન થાય છે, અગ્નિ પણ જાગૃત થાય છે, તેજ—કાંતિ વધે છે, ખરજ, થાક, મેલ અને ઉંઘ નાશ પામે છે, પરસેવો ને બળતરા પણ નષ્ટ થાય છે, ઉષ્ણ ભોજન કરીને ટાઢે પાણીએ અને શીત ભોજન કરીને ઉને પાણીએ ન્હાવાનો નિષેધ છે. મસ્તકને નિરંતર ટાઢા પાણીથી સાફ કરવું. મસ્તક ઉપર ટાઢું પાણી રેડવું, મસ્તકની નીચેનો આખા શરીરનો ભાગ ઉષ્ણ જળવડે સાફ કરવો.

જિનપૂજાદિ શુભ નિમિત્તે જ પ્રાયે શ્રાવકને સ્નાન કરવાનું કહેલું છે. તેવા ઉત્તમ નિમિત્ત સિવાય બીજ, છઠ, આઠમ, દશમ, તેરશ, ચૌદશ, પુનમ, અમાવાસ્યા ને

આદિત્યવારે સ્નાનનો નિષેધ કહેલ છે. વારને અંગે સ્નાન કરવાથી થતી લાભ હાનિ કર્તાએ કહેલી છે; પરંતુ તે વ્યવહારિક શાસ્ત્રોનો તે સમયપરત્વે કરેલો ઉલ્લેખ જણાય છે. તે હકીકત બહુ અગત્યની નહીં લાગવાથી અહીં લખેલી નથી.

નગ્નપણે સ્નાન ન કરવું, ચિંતાતુર અવસ્થામાં ન કરવું, પ્રસન્ન ચિત્તે સ્નાન કરવું, ગામથી આવીને તેમજ ભોજન કરીને તરત સ્નાન ન કરવું, અલંકાર પહેરેલા હોય ત્યારે ન કરવું, તેમજ સ્વજનને વળાવી આવીને તરત સ્નાન ન કરવું. તેલવડે સ્નાન કરવાનું પણ કહ્યું છે. તે કેવી રીતે કરવું તે તેના અનુભવીથી માહિતગાર થવું. પડવાને દિવસે અને તીર્થભૂમિએ તેલમર્દન ન કરાવવું. તેમજ વ્યતિપાત, વિષ્ટી, વૈધૃત અને સંક્રાંતિના દિવસો પણ વર્જવા. આ સ્નાનાદિકના ભેદ પ્રાણીના શારિરીક હિતને માટે કહ્યા છે, પરંતુ સર્વમાં જીવરક્ષા ખાસ ધ્યાનમાં રાખવાની છે.

સ્નાન તડકે બેસીને કરવું કે જ્યાં જીવજંતુ હોય નહીં, વળી પાણીના પાત્ર લેવાં તે પણ દૃષ્ટિવડે જોઇ પુંજી પ્રમાર્જીને લેવાં. પરનાળીયાવાળા બાજોઠ ઉપર બેસીને સ્નાન કરવું કે જેથી પાણી ચોતરફ ફેલાઇ જાય.

શ્રાવકે સર્વ કરણી જયણાપૂર્વક જ કરવી. જયણા વિના તો પુણ્યકરણી કરવાથી પણ લાભ થતો નથી જેઓ જીવરક્ષા બરાબર જાળવીને ધર્મકરણી કરે છે તેજ તેનો પૂરો લાભ મેળવે છે અને સંસારથી તરે છે.

આ પ્રમાણે સ્નાન કરીને પછી શ્રાવકે અવશ્ય જિનપૂજા કરવી. શરીર કોરા વસ્ત્રવડે બરાબર લુંછીને પછી ઉત્તર સન્મુખ ઉભા રહી જિનપુજાને યોગ્ય ઉત્તમ વસ્ત્રો પહેરવા પુજા ઉત્તર અને પુર્વ સન્મુખ રહીને કરવી. આ વિધિ ગૃહદેરાસરમાં જ્યાં ચરબિંબ હોય તેને માટે સમજવો, મોટા દેરાસરમાં જે દિશાએ પ્રભુ બિરાજ્યા હોય તે દિશાને પુર્વ દિશા ગણવી.

ઘરદેરાસર ઘરની ડાબી બાજુએ કરવું. જમીનથી દોઢ હાથ ઉંચા પ્રભુ પધારાવવા, પશ્ચિમ ને દક્ષિણની સામે પધરાવવા, પુજા કરતાં પ્રભુના નવ અંગે–અંગુષ્ટ, જાનુ, હાથ, ખભા, ભાળ, મસ્તક, કંઠ, ઉર ને ઉદર ઉપર અનુક્રમે તિલક કરવા. ગાલ પર ટપકું પડવા ન દેવું. આ ચંદન પુજાનો વિધિ સમજવો. પ્રભાતે વાસપુજા, મધ્યાન્હે ચંદનાદિવડે પુજા અને સંધ્યાકાળે ધૂપ ને દીપપુજા કરવી ધૂપ પ્રભુની ડાબી બાજુ અને દીપ જમણી બાજુ મૂકવો. અક્ષત, ફળ ને નૈવેદ્યવડે અગ્રપુજા પ્રભુની સન્મુખ રહીને કરવી. પછી પ્રભુની દક્ષિણ બાજુ બેસીને ચૈત્યવંદન કરવું અને ડાબી બાજુએ બેસીને સ્ત્રીએ કરવું પ્રભુની પુજા કરતાં તેમની કઇ કઈ અવસ્થાનું ક્યારે ક્યારે ચિંતવન કરવું તે કહે છે·—

જિનરાજના બિંબની પુજા કરતાં તેમની જુદી જુદી અવસ્થાઓ ભાવવાની છે. તેમાં પ્રથમ ન્હવણ અર્ચનાદિ સમયે તેમની છદ્મસ્થ અવસ્થા ભાવવી છદ્મસ્થ અવસ્થાના મુખ્ય ત્રણ પ્રકાર છે. ૧. જન્માવસ્થા ૨ રાજ્યાવસ્થા અને

૩. છદ્મસ્થ–મુનિપણાની અવસ્થા. પ્રભુના જન્મ સમયે તેમને ઇંદ્ર મેરૂ પર્વત ઉપર લઈ જાય છે, અને ત્યાં ઇંદ્ર તથા દેવો મળી ક્ષીરસમુદ્રાદિકના સુગંધી જળવડે અભિષેક કરે છે તેજ સ્થિતિ જિનબિંબના પરિકરમાં ઉપરના ભાગમાં દેવતાઓ કળશવડે પ્રભુને ન્હરાવે છે એવી બતાવેલી છે. તે અવસ્થા જળાભિષેક વખતે ચિંતવવી, તે એવી રીતે કે–'હે પ્રભુ! ઇંદ્રાદિકોએ તમને મેરૂપર્વત ઉપર લઇ જઇ અતિ ઉત્તમ જળવડે અભિષેક કર્યો છે, તેને અનુસરીને હું પણ આપને યથાશકિત જળાભિષેક કરૂં છું.' ત્યારપછી પ્રભુને ચંદનાદિનું વિલેપન કરી–ચંદનપુજા કરી પુષ્પમાળ પહેરાવી મસ્તકે પુષ્પ ધરવું અને આભૂષણાદિ પહેરાવવા તે વખતે પ્રભુની રાજ્યાવસ્થા ભાવવી. તે એવી રીતે કે–'હે પ્રભુ! આપ જ્યારે રાજ્યપર બીરાજતા હતા અને સંપુર્ણ ન્યાયપુર્વક પ્રજાનું પાલન કરતા હતા તે વખતે આપ આ સ્થિતિએ રાજ્યસિંહાસનપર બીરાજતા હતા તેનું હું અનુકરણ કરૂં છું.' ત્યારપછી પ્રભુનું મસ્તક અને મુખ વિગેરે કેશ રહિત નિહાળીને પ્રભુની મુનિપણાની અવસ્થા ભાવવી. તે એવી રીતે કે–'હે પ્રભુ! આપે જ્યારે તૃણવત્ રાજ્ય તજી દઇને પોતાને હાથે પંચમુષ્ટિ લોચ કર્યો અને કલ્પાતીતપણે ચારિત્ર ગ્રહણ કર્યું તે વખતે આપના શરીરનો દેખાવ આ પ્રમાણેનો કેશવિરહિત મુખ મસ્તકવાળો હતો.' આ પ્રમાણે પરમાત્માની પ્રથમ છદ્મસ્થાવસ્થા ભાવવી.

ત્યારપછી અષ્ટ પ્રાતિહાર્ય–છત્ર, ચામર, સિંહાસન, ભામંડળાદિવડે અલંકૃત પરમાત્માની મૂર્ત્તિ જોઇને પરમા-

ત્માની કેવળી અવસ્થા ભાવવી; અને પરમાત્માને પર્યંક આસને બેઠેલા દેખીને તેમની સિદ્ધાવસ્થા ભાવવી. કાયોત્સર્ગ મુદ્રાવાળી મૂર્ત્તિ જોઈને પણ એ અવસ્થા ભાવવી. આ અવસ્થા ચૈત્યવંદન કરતાં ભાવપુજાને અવસરે ભાવવાની છે આ પ્રમાણેની પૃથક્ પૃથક્ અવસરે પૃથક્ પૃથક્ અવસ્થા ભાવવાથી પરમાત્માના આખા જન્મચરિત્રનું અને તેની ઉત્તમતાનું-શ્રેષ્ઠતાનું ભાન થાય છે. ઉત્તમ જીવો તેમના સચ્ચારિત્રનું અનુકરણ કરવાના અધ્યવસાયમાં વૃદ્ધિ પામવાવડે આ ભવસમુદ્રનો પાર પામી શકે છે. આ એનું પ્રથમ પગથીઉં છે. જેઓ પરમાત્માની દ્રવ્ય ભાવપુજામાં તત્પર હોય છે તેને જ સમકિતી સમજવા. જેઓ તેથી પરાઙ્મુખ છે, તેઓ આ સંસારમાં પરિભ્રમણ કરનારા છે; કારણ કે પરમાત્મા આપણા નિઃસ્વાર્થ ઉપકારી છે. એમના બતાવેલા સન્માર્ગે ચાલવાથી અનેક ભવ્ય જીવો આ સંસારસમુદ્રનો પાર પામી ગયા છે. એવા ઉપકારીના ઉપકારનું સ્મરણ એમની દ્રવ્ય ભાવપુજાવડેજ થાય છે.

જિનેશ્વરની પુષ્પપુજા કરતાં જે પુષ્પ ભૂમિપર પડી ગયું હોય પગે અડેલું હોય, લાવનારે માથાપર રાખેલું હોય, ખરાબ વસ્ત્રમાં રાખ્યું હોય, નાભીથી હેઠું રાખેલ હોય, મલિન માણસે ફરસેલું હોય, કીડાએ ખાધેલું કોરેલું હોય; પાંખડીઓ ખરી ગયેલી હોય, તેવું પરમાત્માને ચડાવવું નહીં.

અહીં પ્રસંગોપાત એ લખવુ પણ જરૂરનું છે કે પુષ્પો પ્રભુને ચડાવવામાં જેમ બને તેમ કરૂણાભાવનો વિશેષ અમલ

કરવો જોઇએ. એ પુષ્પોને પ્રભુને શરણે એવી રીતે મૂકવા જોઇએ કે જેથી તેને કીલામણા ન ઉપજે અને તે એકેંદ્રિય જીવો હોવાથી તેનું બાકીનું આયુષ્ય સુખે સુખે પૂરૂં કરે. આટલા ઉપરથીજ ' ફુલ પગે છુંદવાથી મહા પાપ લાગે ' એમ કહેવામાં આવે છે. કેટલાએક બંધુઓ આ વાતને તદ્દન ભૂલી જઈ ફુલોને તીક્ષ્ણ સોયવડે ઘોંચીને બનાવેલા ફુલના હારો ખરીદ કરે છે અને તે પ્રભુને ચઢાવીને રાજી થાય છે. કેટલાક તો ફુલના ઢગલા ખરીદ કરી સંખ્યાબંધ હાર તેવા બનાવરાવે છે; પરંતુ તેમાં પરમાત્માની આજ્ઞાની વિરાધના થાય છે તે વાત બીલકુલ ભૂલી જવાય છે. તેમજ ફુલને પગ નીચે ચગદાય તેવી સ્થિતિમાં પડેલા જોઇને પણ તેની દયા ચિંતવતા નથી એ ઘટિત નથી. પરમાત્માની પૂજા સચિત્ત જળ પુષ્પ ફળાદિવડે કરવાની આજ્ઞા છે, પરંતુ તેની સાથે જયણાપૂર્વક તેનો ઉપયોગ કરવાની ખાસ સૂચના છે. તેને ભૂલી જવાથી આજ્ઞાનું આરાધન થતું નથી. આ વાત ખાસ ધ્યાનમાં રાખવી. પરમાત્માને ફુલ કેવી રીતે ચડાવવા ? તેની હકીકતમાં જ આવા સોયવડે પરોવીને કરેલા હારનો નિષેધ છે. તેને માટે શાસ્ત્રાધાર પણ ઘણા છે, પરંતુ તે તરફ દૃષ્ટિ ન કરતાં પ્રવાહમાં વહ્યા જવું એ સુજ્ઞોનું કર્त્તવ્ય નથી, આટલું પ્રસંગોપાત કહેવામાં આવ્યું છે.

રાસના કર્त्ता કહે છે કે—પુષ્પ ખંડિત કરવુ નહીં, એટલે કે તેની પાંખડીઓ તોડવી નહીં કેટલાક બંધુઓ તેના પાછલા ભાગની પાંખડીઓ જે તેના રક્ષણ માટે છે તે તોડી નાખે છે. કેટલાક તો તેના પર કાતર ચલાવે છે અને કેટલાક આંગીમાં દાખલ કરવા માટે પાછળથી સળીઓમાં

પરોવે છે. આ તમામ અયોગ્ય છે. ફળ પણ ખંડિત કરવું નહિ, ખંડિત થયેલું ચડાવવું નહીં. આખું અને પાકું જ ચડાવવું, જેમ બને તેમ શ્રેષ્ટ ફળ ચઢાવવાનું ધ્યાનમાં રાખવું તેની સંખ્યા વધારે ચઢાવવા કરતાં સારાં ચઢાવવાં વધારે યોગ્ય છે

પૂજા કરતાં ફાટેલું, સાંધેલું, ડાંડીયું કરેલું કે મેલું ધોતીયું પહેરવુ નહીં ઉત્તરાસન પણ તેવું ન વાપરતાં એક વસ્ત્રનુ, ઉજ્વળ, ધોયેલુ વાપરવું. મુખકોષ આઠ પડવાળો બાંધવો. કેટલાક ઉત્તરાસનના છેડા વડેજ મુખકોષ બાંધવો એમ કહે છે કેટલાક સગવડની ખાતર તેને માટે ખાસ જુદો રૂમાલ રાખે છે. કોઇ પણ રીતે મુખમાંથી નીકળતો દુર્ગંધી શ્વાસ પ્રભુને ન લાગે અને બોલતાં મુખમાંનું થુંક પ્રભુની ઉપર ન પડે એ ખાસ ધ્યાનમાં રાખવું. પ્રભુની અંગપૂજા કરતાં તો બોલવાનો નિષેધ જ છે, તેથી તે તે પૂજા સંબંધી દુહા કે વિશેષ કાંઇ બોલવું હોય તો પ્રથમ બોલીને પછી મૌનપણે પૂજા કરવી ઘરદેરાસરમાં તો પ્રભુની સામે પદ્માસને બેસીને, નેત્ર નાસિકા ઉપર સ્થાપન કરી મૌનપણે પૂજા કરવી. તે વખતે રાગ, દ્વેષ, મોહ વિગેરેને તજી દેવા.

પૂજાના ત્રણ, પાચ, આઠ, સત્તર અને એકવીશ વિગેરે પ્રકારો છે તે બરાબર સમજીને તે પ્રમાણે ક્રમસર પૂજા, કરવી અંગપૂજા અગ્રપૂજાને ભાવપૂજા એ ત્રણ પ્રકારમાં તેમજ વિશેપે પ્રચલિત જળ, ચંદન, પુષ્પ, ધૂપ, દીપ, અક્ષત, ફળ ને નૈવેદ્ય–એ આઠ પ્રકારમાં તમામ પ્રકારનો સમાવેશ થાય છે સત્તર પ્રકાર ને એકવીશ પ્રકાર પણ શાસ્ત્રોક્ત છે.

તે પ્રમાણે પૂજા કરવાથી પરમ લાભ પ્રાપ્ત થાય છે. ઋષભદાસજી કહે છે કે—એ પ્રમાણે વિધિપૂર્વક અને ભાવપૂર્વક જિનપૂજા કરવાથી પ્રાણીના અનેક ભવના પાતકનું દહન થાય છે.

કહ્યું છે કેઃ—

જિનપૂજા જસ ઘર નહીં, નહીં પાત્રે જિહાં દાન;
તે કેમ પામે બાપડો, વિદ્યા રૂપ નિધાન.
તિલક નહિ કેશરતણાં, ઘૃતદીપક નહિ જ્યાંહિ;
તાસ જનમ લેખે નહીં, તે ઘર નહીં ઘર માંહિ.
શિખ દેઉં તુમ શુભપરે, જિનપૂજા ઘો દાન;
દાને જિનપદવી સહી, ચક્રી દેવ વિમાન

હવે દાન દેવા માટે તેના પાંચ પ્રકાર કહે છે—૧ અભયદાન, ૨ સુપાત્રદાન, ૩ કીર્તિદાન, ૪ ઉચિતદાન ૫ અનુકંપાદાન આ પાંચ દાનમાં અનુકંપાદાન મુખ્ય છે. શ્રાવકે નિરંતર તે દાનનો ઉપયોગ કરવા યોગ્ય છે. જુઓ શ્રેણિકરાજાના પુત્ર મેઘકુમારે પૂર્વભવમાં જ્યારે તે હાથી હતો ત્યારે માત્ર એક સસલાને ઉગાર્યો હતો તો તેના ફળવડે તે રાજપુત્રપણું પામ્યો, ધર્મની જોગવાઈ મળી, શ્રી મહાવીરસ્વામી પાસે તેણે ચારિત્ર ગ્રહણ કર્યું, પરંતુ પહેલી જ રાત્રિએ પોતાનો સંથારો છેલ્લો આવવાથી, મુનિરાજના આવવા જવાથી થતા પાદસંઘટ્ટથી અને સંથારામાં રજ ભરાવાથી તેનું ચિત્ત ઉદ્વિગ્ન થઇ ગયું. પ્રાતઃકાળે પ્રભુની આજ્ઞા લઇને ઘરે જવાનું ધારી પ્રભુપાસે આવ્યા.

પ્રભુએ જ્ઞાનવડે તેના મનોભાવ જાણી લઇ ઉપદેશ આપ્યો કે—" હે મેઘકુમાર ! પૂર્વે હાથીના ભવમાં સસલાપરની દયાથી અઢી દિવસ પગ ઉંચો રાખ્યો હતો, તો અત્યારે જગત્‌ને પૂજનિક મુનિરાજના પાદસંઘટ્ટથી કેમ ખેદ પામે છે ?' પ્રભુના આટલા વચનથી ઉહાપોહ કરતાં જાતિસ્મરણ જ્ઞાન થયું. પૂર્વ ભવ દીઠો, એટલે તેના ભગ્ન થયેલા પરિણામ પાછા સ્થિતિઉપર આવ્યા. માત્ર બે આંખ સિવાય આખું શરીર મુનિરાજની ભક્તિ માટે અર્પણ કરી દીધું. ભગવંતે તેની પ્રસંશા કરી અને તે મુનિમહારાજની અપ્રતિમ ભક્તિ કરીને અનુત્તર સ્વર્ગના સુખનું ભાજન થયો આ મેઘકુમારની કથા પર્યુષણ પર્વમાં વાંચવામાં આવતા શ્રી કલ્પસૂત્રમાં પ્રથમ વ્યાખ્યાનને અંતે પ્રભુના ધર્મસારથીપણાની વ્યાખ્યાને પ્રસંગે આવતી હોવાથી પ્રાયે સર્વ બંધુઓને શ્રવણગત થયેલ હોય છે, તેથી અહીં વિસ્તારથી લખી નથી.

બાહુબળિ—ઋષભદેવજીના દ્વિતીય પુત્રે પૂર્વભવમાં ૫૦૦ મુનિરાજની વૈયાવચ્ચ કરવાથી અપ્રતિમ શારીરિક સંપત્તિ પ્રાપ્ત કરી, કે જેની પાસે ભરત જેવા ચક્રવર્તી પણ પરાસ્ત થયા–તેને જીતી શકયા નહિ, એટલું જ નહિ પણ દેવોએ બે ભાઇઓની વચ્ચે પડીને મુકરર કરેલા દૃષ્ટિયુદ્ધ, વાગ્યુદ્ધ, દંડયુદ્ધ તથા મુષ્ટિયુદ્ધમાં પણ હાર્યા. પરિણામે બાહુબળિને વૈરાગ્ય આવવાથી તેમણે ચારિત્ર ગ્રહણ કર્યું. અને તેમનાથી નાના ૯૮ ભાઇઓ કે જેઓ પ્રભુપાસે ચારિત્ર લઇને કેવળજ્ઞાન મેળવી ચુકયા હતા તેમને વંદન કરવામાં લઘુતા લાગવાથી કેવળજ્ઞાન પ્રાપ્ત કરવા એક વર્ષ પર્યંત કાયોત્સર્ગ કરીને સ્થિત રહ્યા. તેની અંદર ઘણા કર્મો

ખપાવી નાખ્યા, પરંતુ પ્રાંતે તેટલા અલ્પ માનને પણ તજવાનો વિચાર જ્યારે તેમની બ્રાહ્મીને સુંદરી નામની બહેનો જે સાધ્વી થયેલ હતી તેમના વચનથી આવ્યો, અને કેવળજ્ઞાન મેળવેલા નાના ભાઇઓ નાના છતાં પણ વંદનીક છે એમ માનવામાં આવ્યું, તે સાથે જ તેમની સમીપે જવા પગ ઉપાડ્યો, એટલે અલ્પ માનથી પણ અટકી રહેલ કેવળજ્ઞાન તેમને ઉત્પન્ન થયું અને તેઓ ભગવંતની પાસે જઇ કેવળીની પર્ષદામાં બેસવાના હકદાર થયા. પ્રાંતે તેમણે પણ પ્રભુની સાથે એજ સમયે જ પરમપદ પાસ કર્યું આ પરમપદની પ્રાપ્તિના મૂળમાં મુનિરાજની ભક્તિ બીજરૂપે છે. એને શાસ્ત્રકાર ઉચિત દાન પણ કહે છે.

ભરતચક્રીએ પૂર્વભવમાં ૫૦૦ મુનિરાજને આહારપાણી લાવી દેવાવડે ભકિત કરી હતી અને તેથી ચક્રવર્તીપણું મેળવી તેનો યથેચ્છ ઉપભોગ કરી પ્રાંતે આરીસાભુવનમાં ઉત્તમ ભાવના ભાવતાં કેવળજ્ઞાન સંપાદન કર્યું હતું, જેમ ગૃહસ્થ પોતાને ઘેર લઇજઇને મુનિરાજને દાન આપે તે સુપાત્રદાન ગણાય છે તેમ મુનિ પણ અન્ય સાધુઓને આહાર પાણી વસ્ત્ર પાત્રાદિ લાવી આપે તે સુપાત્રદાનમાં ગણાય છે.

દશાર્ણભદ્ર વિગેરે અનેક રાજાઓ જ્યારે પરમાત્મા કે અન્ય મુનિરાજ ગણધરાદિ નગરની બહાર ઉદ્યાનમાં પધારે સમવસરે ત્યારે તેના ખબર (વધામણી) લાવનાર ઉદ્યાનપાળકને પુષ્કળ દ્રવ્ય, શરીરના આભૂષણો વિગેરે દાનમાં આપી દેતા હતા, તે ઉચિતદાનમાં ગણાય છે. પરંતુ તેથી મહાલાભની પ્રાપ્તિ થાય છે. સંપ્રતિરાજાને દરરોજ એક નવીન ચૈત્યનો

પાયો નાખ્યાની પ્રાતઃકાળે વધામણી આવતી ત્યારપછી તેઓ દંતધાવન (દાંતણ) કરતા હતા. ખબર લાવનારને પુષ્કળ દ્રવ્ય વધામણીમાં આપતા હતા. બાહડ મંત્રીએ પણ સિદ્ધાચળ ઉપર જિનપ્રાસાદ તૈયાર થયાની વધામણી લાવનારને ૧૨ સોનાની જીભો દાનમાં આપી હતી. આ સર્વ ઉચિત દાન છે, અને તે મહા ઉત્તમ ફળને આપનાર છે. પોતાને પાલન કરવા યોગ્ય કુટુંબાદિકને યથાયોગ્ય આપવું તેનો પણ ઉચિતદાનમાં સમાવેશ થાય છે.

વિક્રમ, ભોજ, કર્ણ, રામચંદ્ર વિગેરે કીર્ત્તિદાન આપનારાઓમાં મુખ્ય છે. જેમના નામ સહુ કોઈ પ્રભાતમાં લે છે કૃપણનું નામ પ્રભાતમાં કોઇ લેતું નથી. આ કીર્ત્તિદાનનો મહિમા પણ અપાર છે; કેમકે મનુષ્યો પગલે પગલે તેનું નામ લે છે એ કાંઈ ઓછું સૌભાગ્ય નથી.

અભયદાનનો સમાવેશ અનુકંપાદાનની પ્રાંતે થાય છે. પ્રાણીને મરતાં બચાવવા તે અભયદાનનો વિષય છે. અહિંસા ધર્મને માનનાર સર્વ મનુષ્યોને અભયદાન આપવું એ તો ખાસ ફરજરૂપે છે. અભયદાન આપવાથી પ્રાણી શારીરિક સુખ સંપત્તિ વિગેરે પ્રાપ્ત કરે છે અને તેને પરિણામે પણ વિશેષ ઉત્તમ સામગ્રી પ્રાપ્ત થવાથી પરમપદ મેળવી શકાય છે.

ઉપર દાનના સંબંધમાં તેના પાંચ ભેદ બતાવી ઉચિતાદાન, કીર્ત્તિદાન, અનુકંપાદાન વિગેરેના સંબંધમાં યથાયોગ્ય કહેવામાં આવ્યું છે. દાનના પ્રભાવથી પ્રાણી આગામી ભવે ચક્રવર્ત્યાદિકની ઋદ્ધિ પામે છે. હવે સુપાત્રદાનના સંબંધમાં વિશેષ કહે છે કે—સર્વ દાનમાં એ દાન મુખ્ય છે.

તે દાનના દેનારાઓમાં આ ચોવીશીમાં મુખ્ય શ્રેયાંસકુમાર અને ચંદનબાળા છે કે જેમણે પહેલા અને છેલ્લા તીર્થંકરને દાન આપીને પોતાનું કાર્ય સિદ્ધ કરી લીધું છે. ચંદનબાળાએ એ દાનના પ્રભાવે પોતાના કઠીન કર્મોને ક્ષય કરી નાખ્યા છે, એ દાનના દેનારા પૈકી શાલિભદ્ર, ધન્નો, ધનસાર, નયસાર, મૂળદેવ અને કયવન્નો શેઠ એટલા મુખ્ય છે અને તે પ્રસિદ્ધિમાં આવેલા છે.

શાળિભદ્રે પૂર્વભવમાં માસખમણને પારણે પધારેલા મુનિરાજને ક્ષીરનું દાન દીધું, જેથી અપાર સંપત્તિ પામ્યા. મનુષ્યભવમાં પણ દેવસુખ મેળવ્યું. ધન્નાએ પુર્વભવમાં તેજ રીતે મુનિને દાન આપેલું હોવાથી પગે પગે ઋદ્ધિ પામ્યો. ધનશારશેઠે મુનિરાજને ધૃતનું દાન દીધું તેથી તે ભવમાં સમકિત મેળવ્યું અને તે બારમે ભવે ઋષભદેવ થયા. નયસારે કાષ્ઠ લેવા જતાં મુનિરાજનો સમાગમ થવાથી પોતાને માટે આવેલાં ભોજનમાંથી મુનિને દાન આપ્યું, તેથી તે ભવમાં સમક્તિ મેળવ્યું અને તે ૨૭મે ભવે મહાવીરસ્વામી થયા. મૂળદેવે અડદના બાકુળા મુનિરાજને વહોરાવ્યા, તેના પ્રબળ પુન્યથી તેજ ભવમાં તે સુખસંપત્તિ પામ્યો અને કયવન્નાશેઠે પૂર્વભવમાં સુપાત્રદાન દીધેલું હોવાથી તે અપૂર્વ ભાગ્યશાળી થયા, અને શ્રેણિકરાજાની પુત્રી પરણ્યા. અને આઠસો સ્ત્રીઓ સાથે સાંસારિક સુખ ભોગવી આગામી ભવે દેવસુખ મેળવ્યું

આ પ્રમાણે સુપાત્રદાન દેવાથી અનેક જીવો મનુષ્ય સંબંધી સુખ ભોગ પામ્યા છે, એટલુંજ નહીં પરંતુ

સુપાત્રદાનવડે બાંધેલા પુન્યાનુબંધી પુન્યથી આત્મહિત કરી શિવસુખના ભાજન થયા છે, તેથી જગતમાં સુપાત્રદાન સર્વ દાનમાં પ્રાધાન્ય ભોગવે છે. તે દાન દેતાં તેનાં પાંચ ભૂષણ ધારણ કરવા તે આ પ્રમાણે–૧ હૃદયમાં આનંદ ધારણ કરવો, ૨ નેત્રમાં હર્ષનાં આંસુ આણવા, ૩ શરીરપર રોમાચ અનુભવવા, ૪ મુખે મધુર વચન ઉચ્ચારવા અને ૫ દાન દીધા પછી તેની અનુમોદના કરવી. જે પ્રાણી આ પાંચ ભૂષણ સહિત દાન આપે છે તેનું દારિદ્ર તો સર્વથા નાશ પામે છે. વળી કેટલાક જીવ તેજ ભવમાં મોક્ષે જાય છે, કેટલાક ત્રીજે ભવે જાય છે, સાત આઠ ભવ તો પ્રાયે અતિક્રમતા નથી.

મુનિદાનમાં પણ પંથ કરી શ્રમિત થઇને આવેલા મુનિરાજને દાન દેવામા, ગ્લાન (વ્યાધિગ્રસ્ત) મુનિની અન્નપાનાદિ વડે ભક્તિ કરવામાં, સિદ્ધાંતનો અભ્યાસી એટલે વિદ્યાભ્યાસ કરનારા મુનિને દાન દેવામાં, મુનિરાજે જ્યારે લોચ કર્યો હોય ત્યારે તેમને દાન દેવામાં, નાની મોટી તપસ્યાને અંતે દાન દેવામાં, કોઇ મોટી તપસ્યા આદરવાના હોય ત્યારે તેને ઉત્તરપારણે (આગલે દિવસે) દાન દેવામાં મહા ફળની (વિશેષ ફળની) પ્રાપ્તિ થાય છે. ભવનો ફેરો ટળી જાય છે, સંસાર પરિત્ત થઈ જાય છે, જ્ઞાનાદિનો લાભ થાય છે, વ્યાધિઓનું નિવારણ થાય છે, અખુટ દ્રવ્યની પ્રાપ્તિ થાય છે અને ધનનો ખરેખરો લહાવો મળે છે. તેથી તે તે પ્રસંગો બરાબર ધ્યાનમાં રાખી તે વખતે મુનિરાજની અન્નપાનાદિવડે અવશ્ય ભક્તિ કરવી.

ગુરૂ ઘરે પધારે ત્યારે સામા જવું, અકસ્માત પધારે

તો તરત ઉભા થવું, બેસવા માટે આસન ધરવું, વંદના નમસ્કારાદિ કરીને વિવેકપૂર્વક આવવાનું કારણ પૂછવું, આહાર માટેજ પધાર્યા હોય તો શુદ્ધમાન આહારનું પોતાને હાથે દાન દેવું (વહોરાવવું), ઉત્તમમાં ઉત્તમ વસ્તુ ઘરમાં હોય તે મુનિરાજને અવશ્ય વહોરાવવી; એ ઉત્તમ પાત્રમાં પડેલી વસ્તુજ લેખે છે, બાકી આપણે કે આપણા પરિવારે ખાધી તેનું કાંઇ અન્ય ફળ નથી. મુનિરાજને વહોરાવ્યા પછી તેમની પાછળ દશ ડગલા વળાવવા જવું. પછી પાછા વળીને વિચારવું કે 'આજે મારો દિવસ સફળ થયો' નરકમાં, તિર્યંચગતિમાં કે અસંખ્ય ઋદ્ધિસિદ્ધિવાળા દેવપણામા મુનિદાનનો અપૂર્વ લાભ મળી શકતો નથી; એ લાભ મનુષ્યગતિમાંજ મળી શકે છે. તેમા પણ સર્વત્ર એ લાભ મળી શકતો નથી. જે ક્ષેત્રમાં મુનિ વિચરતા હોય ત્યાંજ લાભ મળે છે, તેમાં પણ આપણે રહેતા હોઇએ તે ગામ કે નગરમાં મુનિ પધારે ત્યારેજ લાભ મળે છે. તેમાં પણ યોગ્ય અવસરે આપણી હાજરી હોય અને આપવા યોગ્ય નિર્દોષ અન્નાદિ તૈયાર હોય ત્યારે લાભ મળે છે. તેથી જ્યારે એવી સંપૂર્ણ જોગવાઇ મળી જાય ત્યારે આત્માને ધન્ય માનતા સતા અવશ્ય તેનો પૂર્ણ લાભ લેવો યુક્ત છે.

દાન વિનાના મનુષ્યપણાને ધિક્કાર છે જે પ્રાણીએ છતી શક્તિએ પૂર્વભવે દાન દીધું નથી તે પ્રાણી આ ભવમા દરિદ્રી. દુર્ભાગી, દીન અને દુઃખી થાય છે. પૂર્વે જેણે દાન દીધું હોય છે તે આ ભવમાં લક્ષ્મીવાન, સૌભાગી, સ્ફુરતાવાળા અને સુખી થાય છે. દાન નહિ દેનાર પ્રાણી એજ ભવમાં અપયશનો પાત્ર અને બહુ છિદ્રવાળો થાય છે. અનેક માણસો તેના છિદ્ર જોયા કરે છે અને નાના છિદ્રને મોટું

રૂપ આપી લોકમાં પ્રકાશિત કરે છે. છતી શક્તિએ દાન નહિ દેનાર કૃપણ માણસ અનેક પ્રકારના પારકા પરાભવને સહન કરે છે, માટે ઉત્તમ પુરૂષે થોડામાંથી પણ થોડું આપવું. આપવાની શક્તિને કાયમ જાળવી રાખવી.

જુઓ ! રાવણ જેવો રાજા (પ્રતિવાસુદેવ) અસંખ્ય ઋદ્ધિમાંથી શું સાથે લઇ ગયો ? તમામ ઋદ્ધિ અહીં મૂકીને ખાલી હાથે ચાલ્યો ગયો. કહ્યું છે કેઃ—

કહા લંકપતિ લે ગયે, કહા કરણ ગયે ખોય;
હાથ પસારે રહ ગયે, જિનકે લાખ કરોડ.

લંકાપતિ કાંઇ લઇ ગયો નહીં, અને દાનેશ્વરી કરણ કાંઇ ખોઇ ગયો નહીં; જેની પાસે લાખો ને કરોડો હતાં તે પણ ખાલી હાથે ચાલ્યા ગયા.' ખરી રીતે તો જેણે આપ્યું—દાન દીધું તે સાથે લઇ ગયા

નવ નંદરાજા જેણે સોનું એકઠું કરીને તેની ટેકરીઓ બનાવી, દાન ન દીધું, તેની ટેકરીઓ અહીં પડી રહી ને તે ચાલ્યા ગયા અસંખ્ય દ્રવ્યનો માલેક મમ્મણ શેઠ જેના રત્નજડિત બળદમાં શ્રેણિક રાજાની રાજ્યઋદ્ધિ સમાઇ જાય તેમ હતું તે પણ ખાલી હાથે ચાલ્યો ગયો. કૃપણશિરોમણિ સાગર શેઠ અતિ લોભથી સાગરમાંજ બુડી મુઓ. કપીલા દાસીએ શ્રેણિકરાજાને ત્યાં રહીને રાજાના આગ્રહ છતાં દાન ન દીધું તે મરીને નરકે ગઈ. આ પ્રમાણે કૃપણશિરોમણિ અનેક મનુષ્યોના ધડો લેવા લાયક ચરિત્રો છે, તે લક્ષમાં

લઇને કૃપણપણું તજી દેવું. ઉત્તમ કુળ ને લક્ષ્મી પામ્યાનું ભૂષણ દાન છે. ઉજ્વળ વસ્ત્રો ધારણ કરવાથી કે કિંમતી આભૂષણો પહેરવાથી મનુષ્ય શોભતો નથી. દાનગુણવડેજ શોભે છે. દાન વિના તે ભુંડો (અનિષ્ટ) લાગે છે. હાથી જેમ મદ વિના શોભતો નથી. નાક વિના જેમ મુખ શોભતું નથી, તેમ મનુષ્ય દાન વિના શોભતો નથી, કૃપણ પુરૂષનું મોઢું કોઈ પ્રાતઃકાળમાં જોતું નથી અને તેનું નામ પ્રભાતમાં કોઈ લેતું નથી તેજ પ્રત્યક્ષ કૃપણપણાનું ફળ છે, તેથી વધારે શું જોઇએ છીએ ?

હવે પાંચમા **અભયદાનનું** સ્વરૂપ કહે છે—એ દાન પ્રથમ શ્રી **નેમિનાથજીએ** દીધું. રાજિમતી સાથે પાણિગ્રહણ કરવા માટે વરઘોડા સાથે જતાં પશુઓનો પોકાર સાંભળી તેમનાપર દયા આવવાથી, તેમને છોડાવી મૂકયા ને આવા પાપારંભવાળા પાણિગ્રહણનો પોતે ત્યાગ કરીને રથ પાછો વાળી સંવચ્છરી દાન દઈ ચારિત્ર ગ્રહણ કર્યું. **મેતાર્ય** મુનિએ પણ સોનાના જવ ચરી જનાર સીંચાણા પક્ષીને અભયદાન આપવા ખાતર પોતાના પ્રાણ જતા કર્યા સોનીએ માથા પર વીંટેલી લીલી વાધર સૂકાવાથી થતી અસહ્ય પીડા અને નેત્રનું નીકળી પડવું સહન કર્યું પણ સીંચાણો જવ ચરી ગયો છે એ વાત પ્રકટ કરી નહીં આનું નામ ખરૂં અભયદાન

શ્રી શાંતિનાથ પરમાત્માના પૂર્વભવમાં મેઘરથરાજાએ તેમની પરીક્ષા કરવા માટે પારેવારૂપે આપેલા દેવના બદલામા સીંચાણાની ખાસ માંસનીજ માગણીથી તેના તોલ

પ્રમાણે પોતાના શરીરનું માંસ કાપી કાપીને આપવા માંડ્યુ ને છેવટે તોલ પૂરો ન થવાથી પોતાનું આખું શરીર ત્રાજવામાં મુકી દીધું પણ પારેવાને આપ્યું નહિ. આનું નામ ખરૂં અભયદાન.

મુનિમહારાજને ધન્ય છે કે નિરંતર છ કાયના રક્ષક છે અને જે નિરંતર પરપ્રાણીને નહીં દુહવવાના વિચારમાં જ વર્તે છે. વળી તેને કાપે, પીલે, છેદે તો પણ જે તેવો ઉપસર્ગ કરનારનું પણ અહિત ચિંતવતા નથી. ખરૂં મુનિપણું તો ત્યાં જ વર્તે છેઃ પરંતુ આ કાળે તેવા સહનશીળ સંઘયણનો અભાવ હોવાથી શરીરશકિતના પ્રમાણમાં જે સહન કરે છે તેને ધન્ય છે.

જેમ મુનિરાજ સર્વથા અભયદાન આપવામાં તત્પર હોય છે તેમ શ્રાવક પણ છેદન, ભેદન, પીલણ, પીસણ, જવાલન ઈત્યાદિ પાપારંભ જેમ બને તેમ ઓછા કરી છકાય જીવોની દયા પાળવામાં તત્પર હોય છે. મુનિરાજ કરતાં પણ શ્રાવક દ્રવ્યાદિકવડે ઘણી જીવદયા પળાવી શકે છે, ઘણા જીવોને અભયદાન અપાવી શકે છે, ઘણા હિંસાના કામોને અટકાવી શકે છે, તેથી શ્રાવકે તે સંબંધમાં પોતાનું દરેક પ્રકારનું બળ વીર્ય વાપરવામાં તત્પર રહેવું. અભયદાનના પેટામાજ અનુકંપા રહેલી છે. અનુકંપા વિના શ્રાવકપણું તો ટકતું નથી, પરંતુ સમકિતનું પણ એ પાંચ લક્ષણો પૈકી એક લક્ષણ છે અનુકંપાવડે તેનામાં સમકિત હોવાની સંભાવના કરી શકાય છે.

વર્તમાન સમયમાં અનુકંપાદાનને પણ નિવારનારો તેરાપંથી ઢુંઢકપંથ નીકળેલો છે, અને તે પ્રત્યક્ષ રીતે અગ્નિમાં બળતા તિર્યંચોને કાઢવાથી પણ પાપ લાગવાનું કહે છે. તે સાથે દીન અનાથ મનુષ્યોને ખવરાવવાથી કે દાન દેવાથી પાપ લાગવાનું કહે છે. આ પાંચમા આરાનો વિષમ કાળનો પ્રભાવ છે, કે જેમાં અધર્મને ધર્મ માનનાર અને ધર્મને અધર્મ કહેનારનું ગાડું પણ ચાલે છે અને તેને માનનારા પણ સંખ્યાબંધ ભોળા અજ્ઞાની જીવો મળી આવે છે; કે જેઓ એવા મિથ્યા ઉપદેશક ધર્મગુરૂઓને પણ મહાત્મા માને છે અને તેનાથી તરવા ઇચ્છે છે.

રાસના કર્તા કહે છે કે—આ પ્રમાણે મેં પાંચ દાનનું સ્વરૂપ કહ્યું છે, હવે સર્વને પરસ્પર ઉચિત સાચવવાની હિતશિક્ષા આપવામાં આવે છે. મુનિએ અણદીધું કાંઇ વાવરવું નહિ, તેમ શ્રાવકે અતિથિને દાન આપ્યા સિવાય જમવું નહિ. તે સંબંધમાં હવે પછી વધારે કહેવામાં આવશે.

ગૃહસ્થને ઘેર ભોજનનો અવસર જોઇને કોઈ અતિથિ (યાચક વિગેરે) આવ્યો હોય તો તેને આપ્યા કે જમાડયા સિવાય જો ગૃહસ્થ જમે તો તે ઘણા ભવ હારી ગયો એમ સમજવું. એક સ્ત્રી પોતાની સખીને કહે છે કેઃ—

સખી એ બાવન અક્ષરા, ભણ્યો ઇકાવન કંત
એક દદ્દો બાહિર ગયો, તેહ ઝખંત ઝખંત. ૧
ગજ્જવિ ઘોર તટક્ક કરી, કજ્જળ સમ મુહપન્ન;

એણીપરે બપ્પિયાયકું, ઝલો તે જળહર દિન્ન. ૨

થોડું દાન સોહામણું, જે દિજે હરખેણ;
પછી કાળવિલંબવડે, શું કીજે સહ સેણ. ૩

દાન સંવત્સરી જિન દિયે, મિલે પુરૂષ કરી આશ;
જિન વરસે તિહાં મેઘપરે, કોઇ ન જાય નિરાશ. ૪

તુંગિયાનગરી શ્રાવક ભલા, અભંગદુવાર કહાય;
ઉત્તમ મધ્યમ સહુ દિયે, દેતાં નવી શંકાય. ૫

રાયપસેણી કેશી ઋષી, વાર્યો પરદેશી રાય;
પહેલું રમણિક થઈ કરી, પછે અરમણિક મ થાય. ૬

"હે સખી! અક્ષરો બધા મળીને બાવન છે, તેમાં મારો સ્વામી ૫૧ અક્ષર ભણ્યો છે, એક દદો બહાર રહી ગયો છે—તે ભણ્યો નથી; એટલે કે દઇ જાણતો નથી, તેથી દદો ઝંખ્યા કરે છે. યાચકની ઉપર પહેલો ગર્જારવ કરી, પછી ત્રટકી—ત્રાટકો કરી, કાજળની જેવું કાળું મોઢું કરી પાણીની તૃષાવાળા બપૈયાને આપવું—તેવું જળધરની જેમ આપવું બળ્યું, અર્થાત્ તેવી રીતે આપવું નિરર્થક છે. થોડું દાન પણ જો હર્ષથી આપવામાં આવે તો તે સુંદર છે, પછી કાળવિલંબ કરીને ગમે તેટલું આપવામાં આવે તો તે શા કામનું છે? દાન તો જિનેશ્વર એક વર્ષ પર્યંત આપે છે તેજ પ્રશંસનીય છે કે જેમાં આવનાર મનુષ્યની આશા પૂર્ણ થાય છે, પ્રભુ વરસાદની જેમ વરસે છે. કોઇ નિરાશ જતું નથી. દાનના સંબંધમાં વખાણવા લાયક તુંગિયા

નગરીના શ્રાવકો છે કે જેના દ્વારો યાચકો માટે નિરંતર અભંગ હતા–ઉઘાડા હતા; અને ઉત્તમ મધ્યમ જે યાચક આવે તેને આપવામાં આવતું હતું–શંકા લેવામાં આવતી નહોતી. શ્રી રાયપસેણી સુત્રમાં કેશી ગણધરે પરદેશીરાજાને કહ્યું છે કે–'તું પ્રથમ રમણિક થયેલો છે, તે હવે અરમણિક થઈશ નહીં અર્થાત્ પ્રથમ દાનેશ્વરી હોવાથી સૌને રમણિક–પ્રિય થયેલો છે. તે હવે આવા કુપાત્રાદિને કેમ આપું? એવું વિચારી આપતો બંધ થવાથી અરમણિક અપ્રિય થઇશ નહીં. દાન તો આપ્યા જ કરજે, કારણ કે દાનગુણ સર્વ ગુણમાં શ્રેષ્ઠ છે."

દરેક મનુષ્યે રમણિક થવું. જમવાને વખતે જે કોઈ ભિક્ષુક વિગેરે આવેલ હોય તેને આપીને પછી જ જમવું. હૃદયમાં વિવેક ધારણ કરવો. ઘરમાં રહેલા સર્વ જીવોની ખબર લીધા પછી જ ઉત્તમ પુરૂષે જમવું, જમવાના પ્રારંભમાં દેવગુરૂ વિગેરે તથા પોતાના સ્વામીને નમસ્કાર કરીને પછી જમવું. તે ભુખ્યા હોય ત્યાં સુધી પોતે ન જમવું. વળી માતા, પિતા, બાળક, સગર્ભા સ્ત્રી તેને જમાડીને જમવું, તે ભુખ્યા હોય ત્યાં સુધી ગુણી પુરૂષે ન જમવું. રોગી સજ્જન, વૃદ્ધ અને બાળક ભુખ્યા હોય ત્યાં સુધી કૃપાળુ મનુષ્યે ન જમવું. ઘરના દાસદાસી–નોકરચાકર તથા જાનવર સર્વની ચિંતા કર્યા પછી–સર્વની ખબર લીધા પછી જ જમવું. ગ્રહણ સમયે ન જમવું. (સૂર્યગ્રહણ ને ચંદ્રગ્રહણનો સમય વર્જવો.)

જે માણસ ભુખ લાગે ત્યારે જ જમે છે તેને શારિરિક દુઃખ પ્રાપ્ત થતું નથી પહેલા પહોરમાં જમવું નહીં, અને

બીજો પહોર વ્યતિત થવા દેવો નહીં. પહેલા પહોરમાં જે જમે તેને અગ્નિ મંદ હોવાથી રસ વૃદ્ધિ થાય. બીજો પહોર વ્યતિત કરીને જમે તેના બળનો ક્ષય થાય. તૃષા લાગી હોય ને જમે તો ગોળો ચડે. ટાઢું અનાજ જમે તો વાયુ થાય. લઘુશંકા થઇ હોય ને તે ટાળ્યા સિવાય પાણી પીવે તો તેને ભગંદરનો વ્યાધિ થાય. અજીર્ણ થયા છતાં જમે તેને અન્ન વિષપણે પરિણમે. પરોઢીએ, સંધ્યાકાળે અથવા રાત્રે જમે તે બાળક અથવા મૂર્ખ કહેવાય. ઉત્તમ પુરૂષે હાથમાં અન્ન લઇને ખાવું નહીં, પાત્રમાં લઇને ખાવું, હાથ ડાબા પગ ઉપર રાખીને ખાવું નહીં; તેમજ તડકે, અગાસે, અંધારામાં અને ઝાડ નીચે બેસીને ખાવું નહીં, તર્જની આંગળી ટાળવી નહિ, મ્હોઢું ને હાથ પગ ધોઇને પછી જમવું, નાગા ન જમવું, મેલું વસ્ત્ર પહેરીને ન જમવું, કેમકે નગ્ન જમનારના ને મેલાં વસ્ત્રો પહેરીને જમનારના ઘરમાં લક્ષ્મીનો વાસો રહેતો નથી. થાળી હાથમાં લઇને ખાવું નહીં. ભીનું વસ્ત્ર માથાપર બાંધીને ખાવું નહીં. એક વસ્ત્રે આહાર ન કરવો, અર્થાત્ બીજું વસ્ત્ર ઓઢીને કરવો અપવિત્ર શરીરે આહાર ન કરવો.

લોલુપીપણાથી, વેધ પાડીને અને પગમાં પગરખાં પહેરીને નજમવુ, એ ત્રણ મોટાં અપલક્ષણ છે કેવળ ભૂમિપર બેસીને ન જમવું, પાટલાપર બેસીને જમવું. પૂર્વ દિશા અથવા ઉત્તર દિશા સામે પાટલો નાખી તેના પર બેસીને જમવું. પાટલા ઉપર પગ ન મૂકવો, મેલાં ભુંડા કે ભાંગેલા થાળ યા થાળીમાં ન જમવું, વિશાળ બુદ્ધિવાળાએ એ રીતે જમવાનુ વર્જવું

વળી ડાકણુ અને માઠી નજરવાળી સ્ત્રી કે ભારે નજર-વાળા પુરૂષની અને શ્વાનની દષ્ટિએ ન જમવું. ઋતુવતી સ્ત્રીએ ફરસેલો આહાર ઉત્તમ પુરૂષે કરવો નહીં. પક્ષી, શ્વાન કે ગાયે સુંઘેલું અનાજ ન ખાવું. ભુખ્યાની કે પાપીની નજરે પડેલું ન ખાવું બીજીવાર રાંધેલું અથવા ઉષ્ણ કરેલું ન ખાવું જમતાં શબ્દ કરવો નહીં તેમ બોલવું નહીં– અણબોલ્યા જમવું (જમતાં જમતાં પણ મનમાં નવકાર ગણવાનો નિષેધ નથી) સરખે આસને બેસીને સ્થિર ચિત્તે જમવું ડગમગતાં આસન પર બેસીને ન જમવું.

સર્વ ભોજન પ્રથમ સુંઘીને પછી ખાવું, કે જેથી કોઇની દષ્ટિ ન લાગે. ભોજનના પ્રારંભમાં પાણી ન પીવું. પ્રારંભમાં પાણી પીવાથી અગ્નિ મંદ થઇ જાય છે. મધ્યમાં પાણી પીવું અમૃત સમાન કહ્યું છે. પ્રાંતે પાણી પીવું તે વિષ અથવા શિલા સમાન કહ્યું છે. આવી તે વિષયના જ્ઞાતાની વાણી છે. ખાવામાં પ્રથમ ગળી ને ચીકણી વસ્તુ ખાવી, વચ્ચે ખાટું ખારૂં ખાવું અને પ્રાંતે તીખું ને કડવું ખાવું– એ ગુણકારક કહ્યું છે

શૂળના વ્યાધિવાળાએ વિદળ (કઠોળ) ન ખાવું કુષ્ટિએ માંસની સામે પણ ન જોવું જવરવાળાએ ઘી ન ખાવું; ઘણું પાણી ન પીવું. વિષમ આસને ન બેસવું, લઘુશંકા ને વડીશંકા દબાવી ન રાખવી, દિવસે સુવું નહીં અને રાત્રે વધારે જાગવું નહિ. આ છ વાના જે વિપરીત કરે તે વ્યાધિનું ભાજન થાય છે.

(અહીં રાસમાં 'શરણાં ચારે નિદ્રાશું તજે, જળ તડકો ને ભોગ નવિ ભજે,' આ બે પદ છે તેનો અર્થ સમજાતો નથી. જે સમજી શકે તેણે અમને લખી મોકલવો. અમે પ્રકટ કરશું)

હવે છ ઋતુ આશ્રી આહારની મુખ્યતા બતાવે છે. વર્ષાઋતુમાં ખારૂં ખાવું, શરદ્ ઋતુમાં પાણી પીવું, હેમંત ઋતુમાં દુધ પીવું, એમ કરવાથી પ્રાયે રોગ ઉદ્ભવતો નથી. શિશિર ઋતુમાં કડવું ને ખાટું ખાવું, વસંત ઋતુમાં ઘી ખાવું અને ગ્રીષ્મ ઋતુમાં ગળ્યો પદાર્થ ખાવો, તેથી રૂપ કાંતિ ને બળ વધે છે.

અતિ ઉષ્ણ ખાવાથી બળ નાશ પામે છે; અતિ ટાઢું વાયુ કરે છે, અતિ ખાટું અને ખારૂં તેજ હણે છે, અતિ કામસેવનથી જીવિત નાશ પામે છે.

હેમંતઋતુ કામને અનુકૂળ કહેવાય છે, શિશિરઋતુનો તડકો લાભકારક છે, વસંતઋતુમાં વનરાજી વિકસ્વર થવાથી વનમાં ફરવા માટે જવા યોગ્ય છે. ગ્રીષ્મ ઋતુમાં જળ પીવાથી શરીરે સુખ રહે છે, વર્ષાઋતુ ઘરમાંજ રહેવા લાયક છે, શરદ્ઋતુમાં ગાયનું દુધ હિતકર છે, અશાડ ને શ્રાવણ માસમાં મુસાફરી ન કરવી, ભાદરવા ને આસોમાં પાણીનો[1] અભ્યાસ કરવો, કાર્તિક ને માગશરમાં મળે તો દુધ અવશ્ય પીવું, પોસ ને માહ માસમાં સારી રીતે આહાર

---

૧ શું અભ્યાસ તે સમજાતુ નથી, પણ શરદ્ઋતુમાં પાણી પીવું હિતકારક છે.

કરવો (જમવું), ફાગણ ચૈત્રમાં વનક્રિડા કરવી અને વૈશાખ જેઠમાં સારી રીતે નિદ્રા લેવી.

હવે કર્તા હરડેના ગુણ તેના અનુપાન સાથે કહે છે— ગ્રીષ્મઋતુમાં સરખા ભાગે ગોળ લઇ હરડે ખાવી, વર્ષાઋતુમાં સિંધવ સાથે ખાવી, શરદ્‌ઋતુમાં સાકર સાથે ખાવી, હેમંત ઋતુમાં સુંઠ સાથે ખાવી. આમ કરવાથી શરીરમાં એટલું બળ આવે છે કે મુઠી મારીને પથ્થર ભાંગી શકાય છે. શિશિરઋતુમાં પીપર સાથે ખાવી, તેથી રોગ માત્ર નાશ પામે છે. વસંતઋતુમાં મધનું અનુપાન કહ્યું છે. હરડે સર્વ રોગનો ક્ષય કરે છે. તેના ગુણ ઘણા છે. ટુંકામાં કર્તા કહે છે કે–'**નહીં જનની તસ હરડે માય.**' જેને માતા ન હોય તેને હરડે માતાની ગરજ સારે છે.

અતિસારના વ્યાધિવાળાએ નવું ધાન્ય ન ખાવું, નેત્ર-રોગીએ મૈથુનનો ત્યાગ કરવો અને તરતની વીંઆયેલી ગાય કે ભેંશનું દુધ ન ખાવું.

ધર્મના માર્ગે ચાલવાના ઇચ્છકે બનતા સુધી એકવાર જમવું અને તેમાં પણ નિરવદ્ય તેમજ અચિત્ત આહાર લેવો. એ પ્રમાણે ન બની શકે તો પછી પ્રભાતે નવકારશી તો અવશ્ય કરવી સાંજે વાળુ કરીને પચ્ચખ્ખાણ કરવું, તેમાં ચારે આહારનો ત્યાગ કરવો, કદિ તેમ ન બની શકે તો પાણી છુટું રાખવું. પણ ત્રણ આહાર તો અવશ્ય તજવા, બનતા સુધી દરરોજ કાંઇક પણ પચ્ચખ્ખાણ કરવું, ચૌદ નિયમ દરરોજ ધારવા, અનંતકાય ને અભક્ષ્યનો અવશ્ય

ત્યાગ કરવો કારણ કે અનંતકાય ને અભક્ષ્યનું ભક્ષણ કરવાથી અનંત ભવમાં ભમવું પડે છે.

બહુ બોલવું ને બહુ ખાવું એ બંને હાનિકારક છે. તેથી પ્રમાણુસર બોલવું અને પરિમિત ખાવું. ચિંતાને વખતે ન જમવું, મન શાંત કરીને તે શાંત થાય ત્યારે જમવું, કારણ કે ચિંતામાં ખાધેલું અમૃત પણ વિષરૂપ પરિણમે છે. વમન કરીને એટલે વમન થયા પછી તરતમાં ન જમવું, ડાબા હાથે ન ખાવું, થાળી ઉંચી લઈને કે નબળે આસને બેસીને ન ખાવું, દક્ષિણ દિશા ને ચારે વિદિશા સામે બેસીને ન જમવુ. પગ ઉપર પગ ચઢાવીને ખાવા ન બેસવું, ખાતાં બચબચ શબ્દ મોઢેથી ન કરવો, વાંકીચુંકી ભૂમિપર બેસીને નખાવું, બેસવાનું આસન હાલતું ચાલતું હોય તો તે તજી દેવું, સ્થિર આસને બેસીને જમવું, જમતાં ઓઠીંગણ ન દેવું. પ્રાયે માતા કે સ્ત્રીયાદિક પ્રીતિવાળાએ રાધેલું જ જમવું, જે પાત્રે પાપી પુરૂષ જમેલ હોય તે પાત્રમાં ઉત્તમ પુરૂષે ન ખાવું, ઋતુવંતીનું પાત્ર તજી દેવું, ઉના પાત્રમાં ન જમવું, અજાણ્યા પાત્રમાં ન ખાવુ, ગાય કે ઘોડાએ ચાટ્યું કે સુંઘ્યું હોય કે પંખી વિગેરેએ ચાટ્યું કે બોટ્યુ હોય તેવા પાત્રમા ન ખાવુ, જમણી નાસિકા વહેતી હોય ત્યારે જમવું, અતિ ખારૂં, અતિ ખાટું, અતિ ઉનુ ન ખાવું. અતિ ખારૂં ખાવાથી શરીરને હાનિ થાય છે. શાક ઘણું ન ખાવું, તેમજ શાક વિના પણ ન ખાવું. દુધ બને તેટલું વધારે ખાવું અને ચોખા જુના ખાવા, તેથી શરીરમાં તેજ વધે છે. જમ્યા પછી તરત દોડવું નહિ, વાહનમાં પણ બેસવું નહિ થોડો વખત તો બીલકુલ શ્રમ કરવો નહીં.

ઉત્તમ પુરૂષે સાધુની જેમ ભોજન કરવું, એટલે કે જમતાં ભોજન વખાણવું કે વખોડવું નહીં, જમી રહ્યા પછી નિર્મળ જળનો એક ચળુનો કોગળો ગળે ઉતારી જવો. બીજા કોગળા મુખશુદ્ધિ માટે બહાર કરવા. પાણી પશુની જેમ નીચું મુખ કરીને ન પીવું. પીતા પાત્રમાં પાણી વધે તો તે ઠામમાં ન નાખતાં નિર્જીવ જગ્યાએ ઢોળી નાખવું, પાણી ઝાઝું ન પીવુ, અને પાણીની બોખ મોઢે ન માંડવી.

ભોજન કરી રહ્યા પછી નવકાર ગણવો અને બની શકે તો ચૈત્યવંદન કરવું. ભોજન કરી રહ્યા પછીનો ભીનો હાથ બીજા હાથ સાથે ન ઘસવો, પગે ન ઘસવો, મોં સાથે ન લગાડવો, પણ ઢીંચણ સાથે ઘસવો. ભોજન કરીને આળસ ન મરડવું, તરત દિશાએ ન જવુ અને ઉઘાડે શરીરે ન બેસવુ, સ્નાન પણ ન કરવું. જમ્યા પછી સો ડગલાં ભરવાં કેમકે જમીને બેસી રહેવાથી પેટ વધે છે. થોડું ઘણું ચાલ્યા પછી ડાબે પડખે થોડો વખત જાગતાં સુવુ, તે પણ ચીત્ત ન સુત્રું. ચીત્તા સુવાથી કફ ઉત્પન્ન થાય છે-બડખો આવે છે, અને ડાબે પડખે સુવાથી આયુષ્ય વધે છે. આ પ્રમાણે ભોજનવિધિ સમજીને સુજ્ઞ મનુષ્યે તદનુસાર યથાશક્તિ અવશ્ય વર્તવું.

હવે જમ્યા પછી તંબોળ ખાવું તે કેવી રીતે ખાવું અને શું પદાર્થો ખાવા તેનું વર્ણન કરીએ છીએ

તંબોળ વિધિ—શ્રાવક જમીને ઉઠયા પછી પાનસોપારી વિગેરે મુખવાસના પદાર્થો તંબોળ તરીકે વાપરે. તેમાં

સચિત્તના ત્યાગી શ્રાવકને તો પાન કે બે ઘડીની અંદર ભાંગેલું સોપારી ખપે નહીં. છુટા માણસને પણ પાન બહુ સાવચેતીથી ખાવા યોગ્ય છે. પાનને સતત્ પાણી ભીંજેલા રાખવાથી તેના પર લીલ બાઝે છે, એટલે તે ખાતાં અનંત-કાય ભક્ષણનું દૂષણ લાગે છે. કવચિત ત્રસ જીવોની પણ ઉત્પત્તિ થાય છે. પાન સડેલ કે કહોવાયેલ હોય તોપણ તેને ખાનારા તેટલો ભાગ કાઢી નાખી ખાતાં અચકાતા નથી કવચિત પ્રાણહારી જંતુ પણ તેના ડીંટના મૂળમાં ઉત્પન્ન થાય છે. તેથી પાન ખાવામા અનેક પ્રકારની સાવ-ચેતી રાખવાં યોગ્ય છે.

સોપારી પણ આખું–બે કકડા કરી અંદરનો ભાગ તપાસ્યા વિનાનું ખાવા લાયક નથી સોપારીની અંદર પણ ફુગી વળેલી નીકળે છે. કવચિત ઝીણા ત્રસ જીવ પણ નીકળે છે માટે તે ખાતા સાવચેતી રાખવી.

તંબોળ એવું ખાવું જોઇએ કે જે અતિ બળવંત હોય. શરીરનો વાન સુધારે એવું હોય સબળ, સવીર્ય ને પીત્ત કરે તેવું હોય, જેથી કફ ને વાયુ શમે તેમ હોય, વળી સ્વર સુધરે, અગ્નિ દીપે, મુખ સુગંધી થાય અને મુખનો મેલ નષ્ટ થાય તેવું હોય

તંબોળ પ્રભાતમા ખાવાથી શરીર લાલ કસુંબા જેવું થાય છે, જમ્યા પછી ખાવાથી અન્ન પચે છે, થાકેલા માણસે ખાવાથી થાક ઉતરે છે, વમન થયા પછી ખાવામાં આવે તો વમનથી થતા દોષ ઉત્પન્ન થતા નથી, એટલે તેમને ખાવા યોગ્ય છે.

જેને શરીરે કાંઈ વાગ્યું હોય, આંખ દુઃખતી હોય, મદિરાપાન કર્યું હોય કે વિષ ખાધું હોય તેને માટે પાન વર્જ્ય છે.

તંબોળ (પાન) કાથો, ચુનો, કેશર, કપૂર, લવિંગ, એલચી અને ચીનીકબાબ વિગેરે પદાર્થો સહિત ખાવા યોગ્ય છે. તેવી રીતે ખાવાથી શરીરનો વાન સુધરે છે, ઘરમાં લક્ષ્મીનો વાસ થાય છે અને તેવું તંબોળ ખાવા ખવરાવવાથી ઘરની મહત્વતામાં વૃદ્ધિ થાય છે.

પાનની અણી ખાવાથી વિરોધ ઉત્પન્ન થાય છે, મધ્યની નસ ખાવાથી લક્ષ્મીની હાનિ થાય છે, ડીંટ ખાવાથી આયુ ઘટે છે અને રાત્રે મોઢામાં રાખીને સુવાથી મુખરોગ થાય છે. તેથી પાન આખું ખાવું નહીં, તેમ તેની નસો રાખીને પણ ખાવું નહીં

રાત્રિએ મુખમાં તંબોળ રાખવું નહીં, કપાળમાં તિલક રાખવું નહીં, પુષ્પના ગુચ્છ કે હાર વિગેરે પાસે રાખવા નહીં અને સ્ત્રીની શય્યામાં સુવુ નહીં પાન મોઢામાં રાખીને સુવાથી બુદ્ધિનો નાશ થાય છે. તિલક રાખવાથી આયુ ઘટે છે, પુષ્પના પદાર્થો પાસે રાખવાથી સર્પનો ભય રહે છે અને સ્ત્રી સાથે એક શય્યામાં સુવાથી શરીરનું બળ નાશ પામે છે. આ પ્રમાણે સમજીને જે પ્રાણી વિવેકપૂર્વક પૂર્વોક્ત પદાર્થોનો ઉપયોગ કરે છે તે પ્રાણી બહોળા સુખનું ભાજન થાય છે. જગતમાં વિવેકજ એક શ્રેષ્ઠ છે, વિવેક તેજ ધર્મ છે. વિવેક વિના કોઈ જગ્યાએ શ્રેય (કલ્યાણ) થતું નથી.

હવે ક્ષૌર. સ્નાન તથા વસ્ત્ર ધારણ સંબંધી વિધિ કહેવામાં આવે છે

ક્ષૌરવિધિ—ક્ષૌર[1]ના સંબંધમાં એમ કહેવામાં આવ્યું છે કે–ચોથ, છઠ, આઠમ, ચૌદશ, ને અમાવાસ્યા એ ચાર દિવસો એ અને મંગળ, શનિ ને રવિવારે ક્ષૌર ન કરાવવું. સંધ્યાએ કે રાત્રીએ નખ ન ઉતરાવવા. વિદ્યારંભનો ઉત્સવ હોય તે દિવસે ક્ષૌર ન કરાવવું. યાત્રાએ જતાં, રણે (યુદ્ધે જડતાં અને પર્વણીને દિવસે ન કરાવવું, પોતાને હાથે વાળ ચુંટવા નહીં તેમજ વીણુવા ( સમારવા ) નહીં, પોતાનું લુગડું ખોળામાં પાથરી તેમાં વાળ લેવા નહીં, એથી દારિદ્ર આવે છે

(આ સંબંધમાં જે તિથિઓ ને વારો નિવાર્યા છે તે સહેતુક છે, પરંતુ આજના જમાનામાં તે લક્ષ્યમાં લેવાય તેમ નથી. આમાં રવિવાર વર્જ્યો છે અને હાલ બહોળે ભાગે તે વારેજ ક્ષૌર કરાવવામાં આવે છે. તેનું કારણ સરકારી દરબારી વિગેરે નોકરીમાં રવિવાર રજાનો દિવસ હોવાથી તે દિવસે જ ક્ષૌર માટે અવકાશ મળી શકે છે, રાત્રિએ કે સંધ્યાએ નખ ન ઉતરાવવામાં અન્ય કારણ સાથે એ પણ કારણ જણાય છે કે જો અંધકારના કારણથી કાંઈ પણ જીવતો નખ ઉતરે તો તે ઉપાધિરૂપ થઇ પડે છે. આમાં પોતાને હાથે વાળ ચુંટવા ને સમારવાની ના પાડવામાં આવે છે, પરંતુ નવા ઉછરતા યુવાનોમાં ઘણો ભાગ સ્વહસ્તે ક્ષૌર કરવાની ટેવવાળો થઇ ગયો છે, તેમજ વાળને

---

૧ માથાના વાળ ઉતરાવવા તે. ( હજામત )

શોભારૂપ માનનારા આગળના ભાગમાં બાબરી રાખે છે એટલે તેને સમારવા માટે તેલ ને દાંતીઆની કાયમને માટે જરૂરીઆત રહે છે. આ બધી હકીકત એટલે દરજ્જે વધી પડી છે કે હવે તેનું નિવારણ મુશ્કેલ જણાય છે.)

**સ્નાન વિધિ**—હવે સ્નાન ક્યારે કરવું ? તે સંબંધમાં કર્ત્તા કહે છે કે–ચિતાનો ધુમ્ર લઇને અર્થાત્ લૌકીકાદિ પ્રસંગે સ્મશાન જઇને, ક્ષૌર કરાવીને અથવા નખ ઉતરાવીને, ભોગ ભોગવીને, વમન થયા પછી અને ખરાબ સ્વપ્ન આવ્યું હોય ત્યારે સ્નાન અવશ્ય કરવું.

વૃક્ષથી કે સેવાળથી ઢંકાયેલા પાણીમાં સ્નાન ન કરવું, ઉંડાઇથી અજાણ્યા હોઇએ તેવા જળાશયમાં અને મેલા પાણીવાળા જળાશયમાં સ્નાન ન કરવું (શ્રાવકને પ્રાયે જળાશયમાં પ્રવેશ કરીને સ્નાન કરવાનો નિષેધજ છે, કારણ કે શ્રાવક પરિમિત જળે સ્નાન કરનાર હોય, અપરિમિત જળે સ્નાન કરે નહીં. શ્રાવકની કરણીની સઝાયમાં કહ્યું છે કે—'**ધૃતની પરે વાપરજે નીર**' એટલે શ્રાવકે તો અપવિત્ર શરીર થયું હોય ત્યારેજ પરિમિત જળે સ્નાન કરવું. જળાશય પાસે જઇને સ્નાન કરવું પડે તોપણ તેમાથી ગળીને પાણી લઈ ન્હાયેલું પાણી પાછું જળાશયમાં ન જાય તે રીતે સ્નાન કરવું, મનુષ્યના શરીરનો મેલ ખાવામાં આવવાથી માછલીઓના ગર્ભ ગળી જાય છે એમ કહેવાય છે દરરોજ તો માત્ર જિનપૂજા નિમિત્તેજ શ્રાવકે સ્નાન કરવાનું છે, તે પણ જીવજંતુની વિરાધના ન થાય તેવી રીતે ચોતરફની સાવચેતી રાખીને કરવાનું છે આ સંબંધમા અન્યત્ર લખેલ છે, તેથી અહીં વિસ્તાર કરવામા આવતો નથી.)

ટાઢે પાણીએ ન્હાઇને ઉનું અન્ન ન જમવું અને ઉને ઉને પાણીએ ન્હાઇને ટાઢું અન્ન ન જમવું. એથી શરીર સુખાકારી જળવાય છે

સ્નાન કર્યા પછી જેનુ શરીર ગંધાય, દાંત ઘસાય કે શરીરની છાયા માઠી દેખાય તેનુ મૃત્યુ નજીક (ત્રીજે દિવસે) સમજવું. સ્નાન કર્યા પછી તરત જ પગ કે હૃદય એકદમ કોરાં પડી જાય તો તેણે તેજ વખતે પરમાત્માનું શરણ કરી લેવું, કેમકે એ નિશાની છ દિવસમાં મૃત્યુ સૂચવનારી છે.

વસ્ત્રધારણ વિધિ—બુધ, ગુરૂ, શુક્ર, ને રવિવારે વસ્ત્ર (નવા અથવા ધોયેલાં) પહેરવાં. પ્રાયે ઉજ્વળ વસ્ત્રજ વિશેષે પહેરવાં. હસ્ત, ધનિષ્ઠા, ચિત્રા ને સ્વાતિ નક્ષત્રો એ સંબંધમાં શ્રેષ્ઠ ગણાય છે. અશ્વિની, અનુરાધા, પુષ્ય, રેવતિ પુનર્વસુ, રોહિણી અને વિશાખા એ નક્ષત્રો પણ વસ્ત્ર માટે ઋદ્ધિ આપનારા કહ્યા છે. ત્રણ ઉત્તરા ( ઉત્તરા ફાલ્ગુની, ઉત્તરાષાઢા ને ઉત્તરા ભાદ્રપદ ) એ ઉજ્વળ વસ્ત્ર ધારણ કરવા. મંગળવારે રાતાં પહેરવાં પુનર્વસુ, પુષ્ય, ત્રણ ઉત્તરા ને રોહિણી એ નક્ષત્ર હોય ત્યારે રાતાં વસ્ત્ર ન વાપરવાં. કનક, પરવાળા ને રાતાંવસ્ત્ર—એ ત્રણ વાનાં ધનિષ્ઠા. અશ્વિની રેવતી અને હસ્ત વિગેરે પાંચ નક્ષત્રોએ વાપરવાં. આ હકીકત નવાં વસ્ત્ર વાપરવાને અંગે સમજવી

વિવાહ પ્રસંગે અને રાજા મહારાજા કે પોતાના શેઠ વિગેરે પ્રસન્ન થઇને પોશાક આપે ત્યારે તે તરજ ધારણ કરવો, તેમાં મુહૂર્ત જોવું નહીં.

ઉત્તમ મનુષ્યે જુનું, મેલું, ફાટેલું; ડાંડીયું કરેલું અને થીગડાવાળું વસ્ત્ર ન વાપરવું કેમકે તે લક્ષ્મીનો નાશ કરે છે, અને અલચ્છી વગર બોલાવી આવીને દાસી થઇને રહે છે, આ હકીકત શ્રીમંત છતાં કૃપણતાથી તેવાં વસ્ત્ર વાપરનારને અંગે લખેલી જણાય છે. કારણ કે કર્ત્તા-આગળ કહે છે કે—એવા વસ્ત્ર પહેરવાથી રૂપવંત સ્ત્રી પુરૂષો પણ શોભતા નથી અને તેની દોલત દીપતી નથી. સામાન્ય સ્થિતિવાળાએ પણ એટલું તો ધ્યાનમા રાખવા લાયક છે કે મલિન વસ્ત્ર ન પહેરવું અને ફાટેલું ન પહેરવું. વસ્ત્ર ધોવામાં કે સાંધવામાં શ્રીમંતપણાની આવશ્યકતા નથી પાઘડી પણ સાંધીને (સાંધેલી) બાંધવી નહીં, ફાળીયું કરવુ નહીં એટલે બે વસ્ત્ર સાંધીને વાપરવા નહીં. એમ કરનારને મૂર્ખ ગણવામાં આવેલ છે.

ઉપર જણાવેલા વસ્ત્રના વિચારની અંદર એક હકીક્ત ખાસ ધ્યાનમાં રાખવાની છે કે પોતે વાપરવાના વસ્ત્રમાંથી અથવા બીજા મુનિયોગ્ય વસ્ત્રમાંથી અવશ્ય મુનિને આપ્યા પછીજ પોતે વાપરવું મુનિમહારાજને ખપ ન હોય તો છેવટે એક મુહપત્તિ પણ આપવી પછી વાપરવું. દુર્બળ મન કે સ્થિતિવાળાએ થોડું પણ વસ્ત્રદાન અવશ્ય આપવું કારણ કે તે સદ્ગતિગમનમાં ઉપયોગી છે. આ હકીક્ત તો અમે રંક મનુષ્ય માટે લખી છે. મોટા માણસને માટે તો કાંઇ મુનિદાનનો આંક—હદજ નથી. પૂર્વે લક્ષ લક્ષ મૂલ્યના રત્નકંબળનું દાન આપેલ છે. નેપાળનો રાજા જે યાચક આવે તેને લક્ષ મૂલ્યનું રત્નકંબળ આપતો હતો એ હકીક્ત સિંહગુફાવાસી મુનિની કથામાં સાંભળીએ છીએ, ધ્વજભુજં-

ગમ કુમારની કથા પણ વસ્ત્રદાનના પ્રસંગ ઉપરજ આપવામાં આવેલી છે તે સંક્ષેપમાં આ નીચે લખીએ છીએ.

ઉજ્જયિની નગરીની પાસે શાળી નામે ગામમાં સિંહપાળ નામે ઠાકરડો રહેતો હતો તેને યશોદેવી નામે સ્ત્રી હતી અને રાજપાળ નામે પુત્ર હતો. રાજપાળ કુસુંગતિના યોગથી જુગટીઓ થયો હતો. તેનો પિતા મરણ પામ્યો એટલે તે સ્વતંત્ર થવાથી જુગટામાં બધી દોલત હારી ગયો એક દિવસ ઘેર જમવા આવ્યો ત્યારે તેની માએ કહ્યું કે 'ભોજન કરીને વનમાં જઇ લાકડાં લઇ આવ'- રાજપાળ જમીને કુહાડો લઇ વનમાં લાકડાં લેવા ગયો. ત્યાં એક મોટું વૃક્ષ જોઇને કાપવા માંડયું એટલે તે વૃક્ષનો અધિષ્ટાયિક દેવ બોલ્યો કે 'તું મારા આધારભૂત આ વૃક્ષને કાપીશ નહીં, હું તારા ઉપર તુષ્ટમાન થયો છું, તેથી તારે મનગમતો વર માગ,'. રાજપાળે કહ્યું કે-'હું જ્યારે માગું ત્યારે આપજે' એમ કહી તે વૃક્ષ છોડી દઈ બીજા લાકડાં લઇને ઘેર આવ્યો.

એમ કરતાં એક દિવસ પહેરવાનાં વસ્ત્ર પણ જુગટામાં હારી ગયો, એટલે કોઈ દેવમંદિરની ધ્વજાનો ફાટેલો કકડો પહેરી વસ્ત્રો કાઢી દીધા લોકોએ તે ઉપરથી તેનું ધ્વજભુજંગમ નામ પાડયું. હવે ત્યાં ભોજન પણ ન મળવાથી તે ઉજ્જયિની આવ્યો. ત્યાં પણ જુગટું રમવા લાગ્યો. એક દિવસ ઘણું દ્રવ્ય હારી જવાથી આપવાની અશક્તિને લીધે જુગારીઓના ભયથી સંતાતો સંતાતો સરોવરની પાળ ઉપર એક દેવકુળ હતું તેમાં સંતાઇને બેઠો. એવામાં એક સાર્થવાહ ઘણી પોઠો લઇને તે રસ્તે નીકળ્યો. તેના

એક પોઠીઆની પીઠ ઉપરથી પોઠ સરોવરના પાણીમાં પડી ગઈ, તે ધ્વજભુજંગમે દીઠી. સાર્થવાહ થોડે દૂર જતાં તે પોઠીઆને પોઠ વિનાનો જોઈને પાછો વળ્યો અને સર્વત્ર પોઠની તપાસ કરી, પરંતુ પોઠ પાણીની અંદર પડી ગયેલી હોવાથી પત્તો લાગ્યો નહીં. ત્યાં ધ્વજભુજંગમને બેઠેલો જોઈને સાર્થવાહે પૂછ્યું કે—'ભાઈ! તેં અમારા એક પોઠીઆ ઉપરથી પોઠ પડી ગયેલી દીઠી છે? જો દીઠી હોય તો કહે; કારણ કે તે પોઠ પૈસા ટકાથી ભરેલી છે. જો તે પોઠ નહીં મળે તો અમારો સાથ બધો ધન વિના મરણ પામશે.' ધ્વજભુજંગમે તેની વાત સાંભળીને જાતવાન્ હોવાથી દ્રવ્યનો લોભ ન કરતાં કહ્યું કે—'તમારા એક પોઠીઆ ઉપરથી પોઠ સરોવરના જળની અંદર અમુક ઠેકાણે પડી ગઈ છે, સાર્થવાહે તેની સ્થિતિ જોઈને વિચાર કર્યો કે—

**अविचलइ मेरुचूला, उज्जइ सूरोवि पच्छिमदिसाए ।**
**पाणच्चयेपि न परं, संतो पुण विप्पयारंति ॥**

"કદિ મેરુપર્વતની ચૂલિકા ચળાયમાન થાય અને કદિ સૂર્ય પશ્ચિમ દિશામાં ઉગે, પરંતુ સંતપુરુષો પ્રાણ ત્યાગ થતાં પણ પરને ઠગતા નથી"

**सप्पुरिसाण मज्झे, पढम लीहं लहंति ते चेव ।**
**जे विसमदसापत्तावि हु, सुयणपइयं न मुंचंति ॥**

"સત્પુરુષોમાં પણ પ્રથમ રેખા તે પુરુષ પામે છે કે જે વિષમ દશાને પ્રાપ્ત થયાં છતાં પણ પોતાની સત્ય પ્રતિજ્ઞાને છોડતા નથી."

પછી સાર્થવાહે પોઠ પાણીમાંથી કઢાવીને ધ્વજભુજંગમને કહ્યુ કે–' આમાંથી અડધું દ્રવ્ય તું લઈ લે ' તે બોલ્યો કે– ' હું અમૂલ્ય પરોપકારના બદલામાં એ દ્રવ્ય કેમ લઉં ? ' સાર્થેશે કહ્યું કે–' અમારૂં તો બધું દ્રવ્ય ગયું જ હતું, માટે અમને સમાધિ થવા માટે અર્ધ તું લે. ' ધ્વજભુજંગમે તેનો આગ્રહ છતા લીધું નહીં, એટલે પછી સાર્થેશે એક રત્નમય સોગઠાબાજીનો પાટ ભેટ ધર્યો. ધ્વજભુજંગમે તેનો આગ્રહ હોવાથી દાક્ષિણ્યતાને લીધે તે સ્વીકાર્યો, પણ વિચાર કર્યો કે–' મારી પાસે આ વસ્તુ એક દિવસ પણ રહેવાની નથી, માટે કોઈ મહાપુરૂષને ભેટ ધરૂં. ' આમ વિચારીને તેણે સાર્થેશને પૂછ્યું કે ' તમે હવે અહીંથી કઇ બાજુ જશો ? ' સાર્થેશે કહ્યું કે—' દક્ષિણ પંથે જશું. ' એટલે ધ્વજભુજંગમે કહ્યુ કે–' ત્યાંના રાજાને મારી તરફથી આ પટ્ટ ભેટ ધરજો ' સાર્થેશે તે વાત કબુલ કરી.

અનુક્રમે સાર્થેશ દક્ષિણ પંથે પહોંચ્યો, એટલે ત્યાંના રાજા પાસે જઇને પેલો રત્નમય પટ્ટ ભેટ ધરી કહ્યું કે— ' આ ભેટણું ઉજ્જયિની નગરીથી ધ્વજભુજંગમ કુમારે મોકલ્યું છે ' અરિમર્દન રાજા તે અપૂર્વ ભેટ જોઇને વિચારવા લાગ્યો કે–' આ કોઈ મહાપુરુષ જણાય છે કે જેણે મારી ઓળખાણ–પીછાન સિવાય આવું બહુ મૂલ્ય-વાળું ભેટણું મોકલ્યું ', પછી રાજાએ સાર્થવાહ પાછો ઉજ્જયિની તરફ જવા તૈયાર થયો ત્યારે તેની સાથે ૫૦૦ હાથી ધ્વજભુજંગમને ભેટ મોકલ્યા.

સાર્થ અનુક્રમે ઉજ્જયિની આવતાં સાર્થવાહે ધ્વજ-ભુજંગમને ૫૦૦ હાથી ભેટ કર્યા કુમારે તેને પૂછ્યું કે–

'હવે તમે કઈ બાજુ જવાના છો?' સાર્થવાહ કહે—'કાન્યકુબ્જ નગરભણી જવાના છીએ.' કુમાર કહે–'ત્યાં શ્રેષ્ઠ કોણ છે?' સાર્થેશ કહે–'ત્યાં તો બધા લોકો સારાં છે, પરંતુ હાલમાં દેવદત્તા ગણિકા ત્રણ ભુવનમાં અદ્ભુત રૂપવાળી અને ગુણવતી છે.' ધ્વજભુજંગમે કહ્યું કે—'આ ૫૦૦ હાથી મારા તરફથી તેને ભેટ કરજો' સાર્થવાહ અનુક્રમે કાન્યકુબ્જ નગરે આવ્યો અને દેવદત્તા ગણિકાને ધ્વજભુજંગમકુમાર તરફથી ૫૦૦ હાથી ભેટ ધર્યા ગણિકાને એ વખતે ૫૦૦ હાથી બહુજ ઉપયોગી થઇ પડ્યા. 'અવસરે આપેલું પાણીનું ચાંગલું પણ અમૂલ્ય ગણાય છે, કારણકે તે જીવન આપે છે.' દેવદત્તા ગણિકા ત્યાંના રાજા સાથે જુગટું રમતાં ૫૦૦ હાથી હારી હતી, ત્યાં હાથી ન મળવાથી તે તેનુ મૂલ્ય રાજાને આપતી હતી, પણ તેના રૂપ ઉપર મોહ પામેલા રાજા તે લેતો નહોતો, અને કહેતો હતો કે 'જ્યાંસુધી તું મારા ૫૦૦ હાથી ન આપે ત્યાંસુધી તારે મારા સિવાય બીજા પુરૂષને સ્વીકારવો નહીં.' દેવદત્તાએ ૫૦૦ હાથી અચાનક મળી આવતાં અત્યંત પ્રસન્ન થઇને સાર્થવાહને પૂછ્યું કે–'આ હાથી ભેટ મોકલનાર ધ્વજભુજંગમ કુમાર ક્યાં વસે છે? તેની શું સ્થિતિ છે? ને તેને સ્ત્રી પુત્રાદિ પરિવાર શું છે?' સાર્થેશે કહ્યું કે—'તે ઉજ્જયિનીમાં રહે છે, એકલો છે અને સ્થિતિ બહુ સામાન્ય છે.' ગણિકાએ પૂછ્યું કે–'ત્યારે તેની પાસે આટલા હાથી ક્યાંથી? એટલે સાર્થવાહે બધી હકીકત કહી બતાવી. તે સાંભળી દેવત્તાએ વિચાર્યું કે–'એ પુરૂષ સામાન્ય ન હોવો જોઇએ, કે જેણે મારો મહા સંકટમાંથી નિસ્તાર કર્યો.' પછી સાર્થવાહને કહ્યુ કે–"તમે પાછા એ બાજુ જવાના

છો, તેથી તમારે મુખે હું એ મારા ઉપકારી કુમારને વિનંતી કરૂં છું કે–હે'સ્વામી! એકવાર મારા ઉપર કૃપા કરીને અહીં પધારો કે જેથી હું આત્મીય વિનય દેખાડી શકું" સાર્થવાહે તે પ્રમાણે કહેવાનું કબુલ કર્યું.

હવે દેવદત્તાએ રાજા પાસે જઇને કહ્યું કે–' તમારા હાથી લ્યો ને મને છોડો,' રાજાએ પૂછ્યું કે–' હાથી ક્યાંથી મળ્યા?' ગણિકાએ કહ્યું કે–'ધ્વજભુજંગમ કુમારે ઉજ્જયિનીથી મને ભેટ મોકલ્યા.' રાજા આશ્ચર્ય પામ્યો અને ૫૦૦ હાથીઓ લઇને દેવદત્તાને સ્વતંત્ર કરી (કરવી પડી.)

અહીં સાર્થેશે કુમાર પાસે ઉજ્જયિની આવી દેવદત્તાએ કહેવરાવેલો સંદેશો કહ્યો; અને તેણે મોકલેલી કેટલીક વસ્તુઓ અર્પણ કરી. ઉપરાંત કહ્યું કે–' હે કુમાર! તમારે ત્યા જવું ચુકત છે, કારણ કે તે ઉત્તમ પાત્ર છે, તમારી ઉપર ઘણો સ્નેહ ધરાવે છે અને તમારા સિવાય અન્ય પુરૂષને વાંચ્છતી નથી.' આ પ્રમાણે કહીને સાર્થવાહના ગયા પછી કુમારે વિચાર્યું કે–દેવદત્તાએ મને ત્યાં તેડાવવાની ઇચ્છાથી હાથીના પ્રમાણમાં ભેટણું મોકલ્યું નથી, તેથી હવે હું પણ ત્યાં જઉં; કારણ કે તે ગણિકા જોવા જેવી છે. વળી તે નગર પણ જોવા જેવું છે.' આમ વિચારીને તે ચાલ્યો. અનુક્રમે કેટલેક દિવસે કાન્યકુબ્જ નગરે પહોંચ્યો.

કાન્યકુબ્જ નગરનો રાજાએ ત્યાં એક મોટી વાવ ખોદાવવા માટે નવલાખ દ્રવ્ય પંચોને સોંપ્યું હતું, અને

તેમણે વાવ ખોદાવવાનું ને બંધાવવાનું કામ શરૂ કર્યું હતું, તેમાં કેટલાક મજુરો ખોદતા હતા, કેટલાક ધૂળના ટોપલા વહેતા હતા, કેટલાક કારીગરો ચણતર કામ કરતા હતા, ને કેટલાક સલાટો બંગલો વિગેરેનાં રૂપો કોતરતાં હતાં ધ્વજભુજંગમ કુમારને દુર્બળ સ્થિતિમાં દેવદત્તા પાસે એકાએક જઇને ઉભા રહેવું અયોગ્ય લાગવાથી અહીં કામ કરવા રહ્યો ત્યાં ભોજન સમયે દરેક કામ કરનારાઓના ઉત્તમ મધ્યમ ને જઘન્ય વર્ગ પાડી તે પ્રમાણે ભોજન આપવામાં આવતું હતું, અને તે ભોજન પીરસનાર પણ તેવા કલાસની સ્ત્રીઓ રાખેલી હતી ધ્વજભુજંગમની ગણના તો જઘન્ય મજુરોમાં કરવામાં આવી. તે સૌની સાથે જમવા બેઠો; એટલે એક કદરૂપી, મલીન શરીર ને મલીન વસ્ત્રવાળી, મલીન હાથ કપડાપર લુતી સ્ત્રી પીરસવા આવી. તેને જોઇને ધ્વજભુજંગમને બહુ દુગંચ્છા લાગી, એટલે તેના ઉપરી પાસે જઇને કહ્યું–'કે મને અનાજ ખાવાનું ગમે તેવું આપો, પણ પીરસનાર સ્ત્રી સારી મોકલો, આવી સ્ત્રીના હાથનું પીરસેલું હું ખાઇશ નહીં.' તે સાંભળી તેના ઉપરીએ હાંસી કરી કે–'અલ્યા! તને તો પીરસવા દેવદત્તા ગણિકા આવશે!' એટલે ધ્વજભુજંગમે કહ્યું કે–'તમે તો મારી હાંસી કરો છો, પરંતુ કદી તે ગણિકા જ મને ભોજન જમાડવા આવે તો તમે શું હારો?' એટલે તેઓ એ વાત તદ્દન અસંભવિત માનીને બોલ્યા કે –'જો દેવદત્તા તને ખવરાવવા આવે તો અમે અમારૂં સર્વસ્વ હારીએ પણ જો તે ન આવે તો તું શું હારે?' એટલે કુમારે કહ્યું કે–'જો તે ન આવે તો હું મારૂં મસ્તક હારૂં.' આ પ્રમાણે પાકો કરાર સાક્ષીપૂર્વક થયો.

પછી કોઈ પુરૂષ સાથે દેવદત્તાને પોતાના આવવાના ખબર કહેવરાવ્યા; એટલે તે તરતજ સસંભ્રમપણે ત્યાં આવી અને બે હાથ જોડી બોલી કે–'હે સ્વામી! મારે ઘરે પધારો.' કુમારે કહ્યું કે–'અહીં ભોજન કરીને પછી આવીશ, એટલે ગણિકા પોતાને મકાને જઇ સ્નાનવિલેપનાદિ તમામ સામગ્રી સહિત ઉત્તમ ભોજન લઇને આવી, અને કુમારને સ્નાન કરાવી, વિલેપન કરી, જમવા બેસાડી પોતે તેને ભોજન પીરસ્યું અને પછી પવન નાખવા લાગી. આ બધી સ્થિતિ જોઇને લોકો વિચારવા લાગ્યા કે–' આ કોઇ છુપે વેશે દેવપુરૂષ આવેલ જણાય છે; નહીંતો હાથણી વિના રાજભુવનમાં પણ ન જાય તે દેવદત્તા અહીં પગે ચાલીને કેમ આવે? અને કામદેવ જેવા રાજપુત્રોની સામું પણ ન જુવે તે આનો આટલો બધો વિનય કેમ કરે?' પછી કુમાર ભોજન કરી રહ્યો, એટલે દેવદત્તાએ પ્રથમથી ગોઠવણ કરી રાખ્યા પ્રમાણે હાથી ઘોડા વિગેરે સામગ્રી સજ્જ થઇને ત્યાં આવી. રાજાએ વેશ્યાના કહેવરાવવાથી નગર શણગાર્યું. દેવદત્તાએ કુમારને પ્રાર્થના કરી કે–'આ ઉત્તમ વાહનમાં બીરાજી મારે ઘરે પધારો.' એટલે કુમાર ઉત્તમ વસ્ત્રાલંકાર ધારણ કરી વાહનમાં બેઠો અને નગરની શોભા જોતાં જોતાં તેણે નગરમાં પ્રવેશ કર્યો. તેની સર્વ હકીકત સાંભળી ભાટચારણો બીરદાવળી બોલવા લાગ્યા. તેઓ બોલ્યા કે–

**परउवयारपहाणेण, जेण पहिं कुण करि पणसयाउ।**
**पसी वेसा रन्नो, विमोइया जयउ सो कुमारो ॥**

'જે પરઉપકારી પુરૂષે પાચશે હાથીની ભેટ મોકલીને આ વેશ્યાને રાજા પાસેથી છોડાવી તે કુમાર જયવંત વર્તો.'

કુમાર પ્રથમ **નીતિસાર** રાજાને મળવા ગયો. રાજા તેનું ગૌરવ જોઇને પ્રસન્ન થયો. દેવદત્તાએ કહ્યું કે—'આ વગર પીછાને ૫૦૦ હાથીની મને ભેટ મોકલનાર ધ્વજભુજંગમ કુમાર છે, તે તમને પ્રણામ કરે છે.' રાજાએ હર્ષિત થઇને કહ્યું કે–'તે આરવને (માનને) લાયક જ છે.' પછી દેવદત્તાએ રાજાને કહ્યું કે–'હું આપની પાસે એક પ્રાર્થના ધારૂં છું.' રાજા કહે–'ખુશીથી કરો.' ગણિકા બોલી કે–'આ ભવમાં મારે આ કુમાર જ પતિ હો.' રાજાએ કહ્યું કે–'એમજ હો.' પછી કુમારે રાજાને વિનંતી કરી કે—'આપે વાવના કામ ઉપર સ્થાપેલા પંચકુળ (પંચો) પાસે મારૂં કંઈક લેણું છે તે અપાવો.' એટલે રાજાએ તેઓને બોલાવ્યા. તેઓ ત્યાં આવી કુમારને પગે પડ્યા, અને કહ્યું કે–'અમારૂં સર્વસ્વ તમારૂં છે, પણ કૃપા કરીને અમારૂં કુટુંબ જીવે તેમ કરો.' એટલે કુમારે તેમના સર્વસ્વમાંથી અર્ધ લીધું ને અર્ધ મૂકી દીધું પછી રાજાએ પ્રસાદપૂર્વક કુમારને વિસર્જન કર્યો, એટલે તે દેવદત્તાને ઘરે આવ્યો, અને આનંદપૂર્વક તેની સાથે વિષયસુખ ભોગવવા લાગ્યો.

એક દિવસ દેવદત્તાએ કુમારને કહ્યું કે–'હે વહાલા! તમારે નગરે ચાલો, તમારૂં નગર જોવાનું મને કૌતુક છે.' કુમારે કહ્યું કે–'હે પ્રિયા! પ્રથમ હું ત્યાં જઇને ઘર વિગેરેની સારસંભાળ કરૂં, પછી તમને તેડવા માણસો મોકલીશ, એટલે તેની સાથે આવજો.' દેવદત્તાએ તે વાત કબુલ કરી; એટલે કુમાર ત્યાંથી ચાલ્યો અને જે વૃક્ષનો અધિષ્ટાદાયિક પ્રસન્ન થયો હતો અને વરદાન આપ્યું હતું તે વૃક્ષ પાસે આવ્યો. ત્યાં પૂજા બળિદાનાદિ કરીને તે

વૃક્ષના અધિષ્ઠાયિકને પ્રાર્થના કરી કે–'અહીં મારે માટે એક નગર વસાવી આપો અને તેને દાસ, દાસી, હાથી, ઘોડા, વાહનો તથા ધન ધાન્યાદિવડે પૂર્ણ કરી આપો.' યક્ષે તેની પ્રાર્થનાનો સ્વીકાર કરી ત્યાં નગર વસાવી દીધું અને તેનું સુરપુર નામ આપ્યું. પછી કુમારે પોતાની માતા વિગેરેને ત્યાં બોલાવ્યા અને દેવદત્તાને પણ તેડાવી. સર્વ એકઠા મળ્યા, એટલે ત્યાંનો રાજા થઇને તે આનંદથી સુખભોગ ભોગવવા લાગ્યો.

અન્યદા જ્ઞાની એવા યશોધર્મસૂરી ત્યાં પધાર્યા. કુમારને ખબર મળ્યા, એટલે કુમાર મોટી ધામધુમની સાથે સર્વ પરિવારને લઇને ગુરૂને વાંદવા ગયો, તેમને વાંદી નમસ્કાર કરી પાસે બેઠો, એટલે ગુરૂમહારાજે દેશના આપવા માંડી તેમાં કહ્યુ કે—

**पावेण होइ असुहं, धम्मेण पुणो सुहाण संपत्ति ।**
**इत्थं तुमं चिय नरवर पयडं चिय सुणु उदाहरणं ॥१॥**

**ज पुव्वं दालिद्दं, पावफलं आसि तं तुह नरिंद ।**
**संपइ पुण्णफलेणं, जायाइय रज्जसंपत्ति ॥२॥**

"પાપે કરીને અશુભ અથવા દુઃખ પ્રાપ્ત થાય અને ધર્મે કરીને સુખ સંપત્તિ પ્રાપ્ત થાય. આ સંબંધમાં હે રાજન્! તારૂં જ પ્રગટ ઉદાહરણ છે. જે કારણ માટે પૂર્વે હે નરેંદ્ર! પાપના ફળ તરીકે તને દારિદ્ર પ્રાપ્ત થયું હતું, અને હમણા પુણ્યના ફળ તરીકે તને ઉત્તમ રાજ્યસંપત્તિ પ્રાપ્ત થઈ છે."

કુમારે કહ્યું કે–'તે હકીકત સવિસ્તર કહેવા કૃપા કરો.' એટલે ગુરૂમહારાજ તેનો પૂર્વ ભવ કહેવા લાગ્યા–'હે કુમાર ! આ ભરતક્ષેત્રમાં ચંડપાળ નામે એક પલ્લીપતિ હતો. તે સાર્થ લુંટતો, ગામ ભાંગતો અને સ્ત્રીઓનાં વસ્ત્રો પણ લઈ લેતો હતો. અન્યદા તે માર્ગે કોઇ સાધુ નીકળ્યા, તેને દેખીને પલ્લીપતિ ધનુષ્યપર બાણ ચડાવી તેની પાસે આવીને બોલ્યો કે–'જલદી લુગડાં ઉતારી આપ, નહીં તો મારી નાખીશ. તે આમ કહે છે તેવામાં શાસનદેવીએ તેને સ્થંભી દીધો; તેથી તે હાલી ચાલી પણ ન શકે તેવો સ્થિર થઇ ગયો. સાધુએ કહ્યું કેઃ—

**वह मारण अब्भमक्खाण–दाण परधण विलोविणाईहिं ।**
**सव्व जहन्नो उदउ, दसगुणिउ इक्कस्स कयाणं ॥**

" વધ કરવો એટલે લાકડી વિગેરેથી પ્રહાર કરવો, મારવું તે પ્રાણ લેવા, ખોટું આળ દેવું અને પારકું ધન ઓળવવું–ઇત્યાદિક પાપ એકવાર કર્યા હોય તો તેના સર્વથી જઘન્ય ઉદય દશ વાર તો થાય છે; અર્થાત્ તે પ્રમાણેનાં દુઃખ તેવા પાપ કરનારને ઓછામાં ઓછું દશ વાર ભોગવવું પડે છે, વધારે તીવ્ર ભાવથી જો એવા પાપકર્મ કર્યા હોય તો તેના વિપાક તો બહુ વાર ભોગવવા પડે છે. "

આ પ્રમાણેનો ઉપદેશ સાંભળી પલ્લીપતિ પ્રતિબોધ પામ્યો મુનિએ અદત્તાદાનનો ત્યાગ કરવા કહ્યું તેણે તે વ્રત અંગીકાર કર્યું; એટલે શાસનદેવીએ તેને છુટો કર્યો પછી તે ભક્તિપૂર્વક મુનિમહારાજને પોતાની પલ્લીમાં લઈ ગયો,

અને અન્નપાનવડે તથા ખાસ વસ્ત્રાદિવડે તેમને પ્રતિ લાભ્યા. આચાર્ય કહે છે-'હે કુમાર ! ત્યાંથી મરણ પામીને તું દેવ-જભુજંગમ થયો, અને મુનિદાનના પુણ્યવડે રાજસંપત્તિ પામ્યો પૂર્વ મુનિ વિગેરેનાં વસ્ત્રો લુંટયાં હતાં તે પાપથી દરિદ્રી થયો હતો. તે પ્રથમ ઘણું અશુભ કર્મ ઉપાર્જન કર્યું હતું; પરંતુ પાછળથી ધર્મશ્રદ્ધાવડે તેનો ખહોળો ભાગ ક્ષય કરી નાખ્યો હતો, તેથી આ ભવમાં માત્ર થોડો કાળજ તારે દુઃખ ભોગવવું પડયું.'

આ પ્રમાણેનાં ગુરૂમહારાજનાં વચનો સાંભળી ઉહાપોહ કરતા તેને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. તેણે પૂર્વભવ દીઠો પછી ગુરૂમહારાજ પાસે તેણે યથાશકિત શ્રાવકધર્મ અંગીકાર કર્યો, અને મરણ પામીને પહેલા સૌધર્મ દેવલોકે દેવ થયો ત્યાથી ચ્યવી કેટલાક ભવ કરી મોક્ષસુખ પ્રાપ્ત કરશે

આ પ્રમાણેની કથા વાંચીને ઉત્તમ જીવોએ યથાશકિત અવશ્ય સુપાત્રદાન આપવું. સુપાત્રદાનનું ફળ સર્વ દાન કરતા ઉત્કૃષ્ટ છે આવિષયમાં અન્ય પ્રસંગે વિશેષ કહેવામાં આવશે, હાલ તો વસ્ત્ર ધારણ વિધિને પ્રસંગે આટલું કહેવામાં આવ્યું છે.

હવે શ્રાવકે પગમાં પગરખાં (પાદરક્ષણ) કેવા પહેરવાં તે સંબધમાં કર્ત્તા જણાવેછે કે-પગના રક્ષણ માટે પહેરવાની વાણહી-જોડા સારાં, ફાટેલા ત્રુટેલા ન હોય તેવાં પહેરવાં, ચાંચ ત્રુટેલા, વાધરી વિનાના, ખડા ઉંદરડા કરડી

ગયા હોય તેવાં. તળીયાં તરડી ગયેલાં, પહેરતાં પગમાં ખટકે ડંખે તેવાં, પગ વિંધાય તેવાં, ચાલતાં ધૂળ ઉડે તેવાં ન પહેરવાં, કારણ કે એ દરિદ્રતાની નિશાની છે. સુપુરૂષે પગને ઉલટી હાનિ કરે તેવાં પગરખાં ન પહેરવાં. અજાના ચર્મની બનાવેલી, પગના પ્રમાણવાળી અને સુંવાળી મોજડી પહેરવી ધારવાળી કે જેની નીચે ખીલીઓ અથવા નાળ વિગેરે જડ્યા હોય તેવી અનેક જીવોનો નાશ કરનારી ન પહેરવી. પગની રક્ષા થવા સાથે-જીવોની પણ રક્ષા થાય, નિરર્થક અનેક જીવોનો વિનાશ ન થાય એ વાત ધ્યાનમાં રાખવી. પાદરક્ષક પહેરવાનો હેતુ પગને કોઇ પ્રકારની હાનિ ન થાય અથવા પાદરોગ ન થાય, આંખને પણ તે હિત કરે તેથી તે હેતુ જાળવવાનું ધ્યાનમાં રાખવું.

અન્ન, પાણી, ફળ, ફુલ ને વાણહી-પરના ફરશેલાં, ઓટેલાં, વાપરેલાં, પહેરેલાં ન વાપરવાં. આ હિતશિક્ષા સમજુ ગૃહસ્થ માટે છે, શ્રમણ (સાધુ)ને માટે નથી અને અને મૂર્ખને તો તેમાંથી બાદ જ રાખેલાં છે. મૂર્ખપણું ટળવાનું સાધન પંડિતોનો સહવાસ-પ્રસંગ-મિત્રતા છે, તે મૂર્ખને હોતી નથી; તેના મિત્રો પણ તેવા જ હોય છે, એટલે આગમના કથનને કે નીતિશાસ્ત્રના ઉપદેશને તે જાણી-સમજી શકતો નથી તેથી તે મૂર્ખ જ રહે છે.

હવે ઉત્તમ પુરૂષે છત્રી રાખવી. તે જળથી અને તાપથી રક્ષા કરે છે અને શોભા પણ આપે છે. છત્રી કેવી રાખવી તે દ્રવ્ય ક્ષેત્ર કાળાનુસાર સ્વયમેવ સમજી લેવાનું છે.

સજ્જન પુરૂષોએ હાથમા દંડ રાખવો–લાકડી રાખવી તે પણ જરૂરની હકીકત છે. દંડ તે બાજો મિત્ર છે, શ્રમને દૂર કરનાર છે, ભયને વારનાર છે, ચાલતાં મદદ આપનાર છે.

હવે દંડ અથવા લાકડી કેવી રાખવી તે કહે છે–દંડ વાંકો ન જોઇએ, પહોળો પણ ન જોઇએ, સળેલો, ખંડિત થયેલો કે બળેલો ન જોઇએ. એવો દંડ તો હાથમાં જ ન રાખવો વળી જે દંડ અથવા લાકડી શરીરનો ભાર ન ખમે, ટેકો ન આપે તે રાખવી નકામી છે. આ દંડ રાખવાનું કથન માત્ર શોભા માટે નથી પરંતુ અનેક પ્રકારના ઉપયોગ માટે છે.

દંડ પ્રાયે વાંસના હોય છે, તેમાં ગાંઠો હોય છે, તેના સંબંધમાં કહ્યું છે કે–એક ગાંઠવાળી લાકડી શ્રેષ્ઠ છે, બે ગાંઠવાળી વેઢ (દુઃખ) આપે છે, ત્રણ ગાંઠવાળી લાભ આપે છે, ચાર ગાંઠવાળી શરણે રાખે છે–શરણભૂત થાય છે, પાંચ ગાંઠવાળી ભય હરે છે, છ ગાંઠવાળી ભય ઉત્પન્ન કરે છે, સાત ગાંઠવાળી રોગનો પરિહાર કરે છે, આઠ ગાંઠવાળી દ્રવ્ય આપે છે, નવ ગાંઠવાળી યશ વધારે છે, દશ ગાંઠ-વાળી કાર્ય સિદ્ધ કરે છે અને અગ્યાર ગાંઠવાળી રાજ્ય આપે છે. આ પ્રકાર નિમિત્ત કારણ તરીકે સમજવો. ચાર આંગળ જેટલી પ્રથમ મૂકીને પછીની કાપેલી, આઠ આંગળ ઉપર વૃદ્ધિવાળી તેમજ વનમાંજ સૂકાયેલી લાકડી સારી ગણાય છે.

આવી લાકડી અથવા દંડ લઇને રાજા રાજભુવનમાં જાય, મંત્રીશ્વર માંડવીએ જાય, વેપારી દુકાને જાય અને દ્રવ્ય

સંચયના ઉપાય ચિંતવે. વણિકપુત્ર વખારે જઇને વ્યાપાર કરે, કેટલાક દુકાનપર વ્યાપાર કરે, પણ તેમાં વ્યવહાર-શુદ્ધિ બરાબર જાળવે. જે રાજા અકર[1] ન લે અથવા અન્યાય ન કરે–રાજભવનમાં બેસીને ન્યાય કરે તે રાજા ઘણી ઋદ્ધિ મેળવે અને સર્વત્ર યશ પામે. રાજા રાજસભામાં બેસીને પક્ષપાત રહિત મધ્યસ્થપણાથી ન્યાય ચૂકવે, ધર્મ વિરૂદ્ધ કદી પણ ન કરે, દરિદ્રી હોય કે મોટો શ્રીમંત હોય તેનાપર સમાન દૃષ્ટિ રાખે અને અને સરખો ન્યાય આપે. આ સંબંધમાં એક કથા છે તે આ પ્રમાણે—

કલ્યાણકટકપુરના સ્વામી યશોબ્રહ્મ રાજાએ પોતાના રાજ્યમાં અદલ ન્યાય અપાય છે તેવી પ્રસિદ્ધિને માટે એક ન્યાયઘંટ બાંધ્યો હતો. જેને ન્યાય જોઇતો હોય તો તે ત્યાં આવીને એ ઘંટ વગાડે એટલે રાજા તેને રાજસભામા પોતાની સમક્ષ બોલાવી ન્યાય આપતા હતા અન્યદા રાજ્યની અધિષ્ટાયિકા દેવી રાજાના ન્યાયની પરિક્ષા કરવા માટે ત્યાં આવી અને સવચ્છા ગાયનું રૂપ ધારણ કરીને રાજમાર્ગમાં ઉભી રહી એવામાં રાજપુત્ર રથમાં બેસીને તે રસ્તે નીકળ્યો તેણે પ્રમાદથી ગાય પાસે બેઠેલ તેના વાછડાનો પગ રથના પડાવડે કચર્યો, જેથી તે વત્સ તરતજ મરણ પામ્યો, એટલે ગાય રૂદન કરવા લાગી તે સાંભળી લોકો તેને કહેવા લાગ્યા કે–'તું રાજા પાસે ન્યાય કરાવવા જા' ગાય ત્યાથી રાજમંદિર પાસે ગઈ અને પોતાના શૃંગવડે તેણે નીતિઘંટ વગાડયો તે વખતે રાજા જમતો

---

[1] લેવા યોગ્ય કર

હતો. પોતાની અચળ પ્રતિજ્ઞા હોવાથી રાજા ઘંટનો સ્વર સાંભળી જમવાનું અધુરૂં મૂકી ઉઠયો. બહાર આવીને જોયું તો એક ગાય ઘંટ વગાડે છે. રાજાએ તેને પૂછયું કે–'તને કોણે પરાભવ કર્યો છે કે જેથી તું ન્યાય માગે છે.' ગાયે પોતાનો વાછડો રાજાને બતાવ્યો. રાજાએ જાણ્યું કે 'આ વાછડાનો પગ કોઈ વાહનવાળાએ કચર્યો છે, તેથી તે મરી ગયો જણાય છે, ત માટે આ ગાય ફરિયાદ કરે છે.' રાજાએ જાહેર કર્યું કે–'આ ગુન્હાનો ગુન્નેગાર હાથ લાગશે ત્યારપછી હું જમીશ ' આ વાકય સાંભળીને રાજકુમાર કે જે નજીકમાં જ ઉભો હતો તેણે કહ્યુ કે–' મારા પ્રમાદથી આ વત્સ મરી ગયો છે, માટે મને યોગ્ય દંડ આપો.'

રાજાએ તરત જ સ્મૃતિશાસ્ત્રના જાણવાવાળા અને દંડનીતિમાં કુશળ એવા વિદ્વાનોને બોલાવ્યા અને રાજકુમારને શો દંડ આપવો તે પૂછયું. તેઓ બોલ્યા કે–' હે રાજન્! તમારે રાજને યોગ્ય આ એક જ પુત્ર છે તો તેને માટે શું દંડ બતાવીએ ?' રાજા બોલ્યા કે–' રાજ્ય કોનું ને પુત્ર પણ કોનો ? મારે તો ન્યાય કરવો છે, માટે ન્યાય બતાવો. રાજા તો તે જ કહેવાય કે જે દુષ્ટનું દમન કરે, સંતનું પોષણ કરે, ન્યાયવડે રાજ્યભંડાર ભરે, કોઇનો પણ પક્ષપાત ન કરે અને મિત્રોને સંભાળે–આવાં છ બોલ સાધે તે જ રાજા કહેવાય–બીજો નહીં, માટે મારે તો ન્યાય કરવો છે.' એટલે પંડિતો બોલ્યા કે–' જેણે જેવું કામ કર્યું હોય તેને તેવો બદલો આપવો એ નીતિ છે.' એટલે તરત જ રાજાએ રથ મંગાવ્યો અને રાજપુત્રને રાજમાર્ગે સુવાડયો. પછી સેવકોને હુકમ કર્યો કે–' રાજપુત્રના પગ ઉપર થઇને રથ ચલાવો.' પણ કોઇએ રથ ચલાવ્યો નહીં, એટલે

મંત્રીના વાર્યા છતાં રાજા પોતે રથ ઉપર બેઠો અને કુમારના પગ ઉપર રથ ચલાવ્યો. તે જ વખતે રાજ્યની અધિષ્ઠાયિકા પ્રગટ થઇ, રાજાની ઉપર પુષ્પવૃષ્ટિ કરી અને પોતે રાજાની પરીક્ષા કરવા માટે આવી હતી એ હકીકત પ્રગટ કરી રાજાને તેણે ધન્યવાદ આપ્યો કે–'તેં પુત્રની પણ દરકાર ન કરતાં ન્યાય કર્યો માટે તું ખરેખરો રાજા છે.' આ પ્રમાણે કહીને દેવી અંતર્ધાન થઇ ગઇ અને રાજાની સર્વત્ર પ્રશંસા થઇ આવા ન્યાય કરનારા રાજા તે ખરા રાજા સમજવા.

કર્ત્તા કહે છે કે–આવા રાજા નરકે જતા નથી, બીજા રાજાઓ તો અનેક પ્રકારના પાપકર્મ અને અન્યાય કરીને અવશ્ય નરકે જાય છે. જે રાજા સાચી હિતશિક્ષા સાંભળે છે તે ધર્મી થાય છે અને સુખના ભાજન થાય છે. સાચા રાજાઓ કદાપિ પણ અન્યાય કરતા નથી. ન્યાયવંત રાજા તરીકે રામચંદ્ર, વિક્રમ, ભોજ, ભર્તૃહરી, કર્ણ, કૃષ્ણ, હરિશ્ચંદ્ર, નળ અને કુમારપાળ વિગેરે રાજાઓ પ્રખ્યાત થઇ ગયા છે. જેમનો યશવાદ અત્યારે પણ અવિચ્છિન્ન બોલાય છે અને પ્રાતઃકાળે નામ પણ તેમના જ લેવાય છે. એમનો યશ જ્યાં સુધી આ પૃથ્વીપર સૂર્ય ચંદ્ર વિદ્યમાન છે ત્યાંસુધી અચળ રહેવાનો છે. બાકી તો :—

જાત ચલંતે દાડલે, ગયો રાવણ ગઇ ઋદ્ધિ
ગયા તે પાંચે પાંડવા, રહી ભલાતણી પ્રસિદ્ધિ. ૧

નવે નંદ લોભી હુવા, ખુવે કલંકી નામ;
લુંટી ધન કરપી મુઆ, શું સાંધ્યું તેણે કામ? ૨

નંદ સરીખા નવલાખ ગયાં, કરી પાપ અન્યાય;
ન્યાયરીતિ રાખે જીકો, તે ઉત્તમ વિરલાય. ૩

જે પ્રાણી જગતમાં ઉત્તમ તરીકે ઓળખાય છે તે અન્યાય કદાપિ કરતા નથી, નિર્લોભી હોય છે, યોગી પુરૂષ જેવા હોય છે. ચાણાકય ને **અભયકુમાર** જેવા બુદ્ધિશાળીઓ તે પંક્તિમા મૂકવા લાયક છે. જે વણિક પોતાનો વ્યવહાર શુદ્ધ રાખે તેજ જગતમાં ધર્મી કહેવાય છે. દ્રવ્ય મેળવવાની પણ ચિંતા કરે, પ્રયત્ન કરે, પણ ધર્મ તજીને દ્રવ્ય મેળવવા ધારે નહીં, મન વચન કાયાએ વ્યવહારશુદ્ધિ જાળવે, વળી દેશવિરૂદ્ધ કે રાજવિરૂદ્ધ પણ શ્રાવક કદી કરે નહીં, બાકી ધન ઉપાર્જવા માટે તો અનેક પ્રકારના ઉદ્યમ કરે, કારણ કે જગતમાં એવી કઇ વસ્તુ છે કે જે દ્રવ્ય વિના પ્રાપ્ત થાય?

આ જગતમાં આજીવિકાના સાત પ્રકાર છે. ૧ વ્યાપાર, ૨ વિદ્યા, ૩ કર્ષણ (ખેતી), ૪ પશુપાલન, ૫ વિજ્ઞાન, (કળા), ૬ સેવા (નોકરી) અને ૭ ભિક્ષા. તેમાં શ્રાવક છેલ્લો પ્રકાર તો કદી કરે નહીં અને બનતા સુધી પહેલો પ્રકાર કરે. ૩૬ પ્રકારના કરીઆણા કહેવાય છે તેનો વ્યાપાર કરે.

શ્રાવક વૈદ્યપણું કરે નહીં, અર્થાત્ વૈદાથી આજીવિકા કરે નહીં. જો કે તેમાં લાભ ઘણો છે પણ પાતકે ઘણું કહ્યું છે કે—

સુભટ વિગ્રહને વાંછે અતિ, સુભિક્ષ સુખ તે વાંછે યતિ;
માનવ મરણ વાંછે બ્રાંમણાં, વૈદ્ય રોગ તે વાછે ઘણા. ૧

'સુભટ લડાઇને ઇચ્છે, મુનિજનો સુકાળ ને સુખ સર્વત્ર હો એમ ઇચ્છે, બ્રાહ્મણો ગૃહસ્થાદિકના મરણ ઇચ્છે કે જેથી તેને શય્યા વિગેરે મળી શકે અને વૈદ નવા નવા વ્યાધિની ઉત્પત્તિ ઇચ્છે કે જેથી તેને કમાણી થાય '

વૈદ્ય ભક્ષ્ય અભક્ષ્યનો વિચાર ન રાખતાં તેવાં ઓષધ દરદીને આપે, વળી ગમે તેવા દરિદ્રીનું દ્રવ્ય પણ લે. એટલા માટે તે ધંધો નિષેધ્યો છે. પૂર્વે દ્વારકામાં ધન્વંતરી નામનો અભવ્યનો જીવ વૈદ્ય થઇ ગયો છે, કે જે મરીને નરકે ગયો છે. અપવાદ તરીકે જીવાનંદ વૈદ્ય જેવા કોઇક જ વૈદ્ય હોય છે કે જે લોભ વિનાના હોય અને ઋષિ મુનિ વિગેરે ઉત્તમ પુરૂષોના વ્યાધિ દૂર કરવામાં અહર્નિશ તત્પર હોય. એવા વૈદ્ય તે આ ભવમાં ને પરભવમાં બંને ભવમાં સુખસંપદા પામે છે.

ખેતી ત્રણ પ્રકારના જળથી થાય છે. મેઘનું જળ, કૂપનું જળ ને ઉભય પ્રકારનું જળ. પશુપાળક ગાય, ભેંશ, ગજ, અશ્વાદિક ખરીદ કરી વેચીને તેનાવડે આજીવિકા ચલાવે છે. પરંતુ એ બંને પકારના વ્યાપાર ઉત્તમ નરને ઉચિત નથી.

વિજ્ઞાન અનેક પ્રકારના છે. કર્મના-ક્રિયાના ચાર ભેદ છે: એક બુદ્ધિથી કાર્ય થાય છે તે ઉત્તમ કહેવાય છે, હાથે થાય તે મધ્યમ કહેવાય છે, પગે કરે તે અધમ કહેવાય છે,

અને મસ્તકવડે કરવામાં આવે તે અધમાધમ કહેવાય છે. આ ચાર પ્રકાર પૈકી બુદ્ધિના વ્યાપાર સંબંધી એક કથા છે તે નીચે પ્રમાણે—

ચંપાનગરીમાં ધનાવહ નામે શેઠ રહેતો હતો. તેને મદન નામે પુત્ર હતો. તે નગરીમાં બુદ્ધિની દુકાન મંડાણી હતી. તે પાચ રૂપીયે એક અકલ વેચતો હતો. તેની પાસે જઈ મદને એક બુદ્ધિ વેચાતી માંગી. વેચનારે રૂા. પાંચ લઇને એવી બુદ્ધિ આપી કે–' બે માણસ વઢતાં હોય ત્યાં ઉભા રહેવુ નહિ.' આવી બુદ્ધિ લઇને તે ઘરે આવ્યો. તેના પિતાને વાત કરી એટલે તેના પિતાએ તેની હાંસી કરી અને બુદ્ધિ પાછી આપી આવવા કહ્યું; એટલે શ્રેષ્ઠીપુત્ર બુદ્ધિવાળાની દુકાને ગયો. દુકાનદારે બુદ્ધિ પાછી લીધી ને પાંચ રૂપીઆ પાછા આપ્યા, પરંતુ તેની સાથે એવો કરાર કર્યો કે–' તારે હવે અમારી આપેલી બુદ્ધિ પ્રમાણે ન ચાલતાં તેથી વિપરીત ચાલવું, એટલે કે બે જણા વઢતા હોય ત્યાં ઉભા રહેવું.' શ્રેષ્ઠીપુત્રે તે વાત કબુલ કરી.

એક દિવસ બે રાજપુરૂષો વઢતા હતા ને જોઇને મદન ઉભો રહ્યો. બન્ને જણાએ તેને સાક્ષી રાખ્યો. પછી બંને જણા જુદા જુદા આવીને ધનાવહ શેઠને કહી ગયા કે— ' તમારા દીકરાને કહેજો કે તે મારી સાક્ષી પૂરે, નહિ તો મરણ થશે એમ જાણજો.' શેઠ તો મુંઝાણા. હવે સાક્ષી કોની પૂરવી-? એટલે તે પોતે બુદ્ધિ વેચનારની દુકાને ગયા ને બધી હકીકત કહીને બુદ્ધિ માંગી. તેણે કહ્યું કે, ' હવે એક બુદ્ધિના પાંચશે બેસશે.' શેઠે પાંચશે ગણી આપ્યા ને

બુદ્ધિ માગી, એટલે તેણે બુદ્ધિ આપી કે–' રાજાના સેવકો તમારા પુત્રને તેડવા આવે ત્યારે તમારે તેને ગાંડો (ઘેલો) કરી દેવો અને જેમ તેમ બોલાવાનું કહેવું.' શેઠ તે બુદ્ધિ લઇને ઘરે આવ્યા અને પુત્રને તે પ્રમાણે શીખવ્યું. રાજ-સેવકો મદનને તેડવા આવ્યા, એટલે મદને ગાંડા કાઢવા માંડ્યા. જેમ તેમ લવવા માંડ્યું, એટલે રાજસેવકોએ ધાર્યું કે–' આ ગાંડો શું સાક્ષી આપશે ?' એટલે તેને લીધા વિના તે પાછા ગયા. શેઠના પુત્રને સાક્ષી આપવી ન પડી અને ઉપાધિ ટળી ગઈ.

આ પ્રમાણે બુદ્ધિનો વ્યાપાર કરવો તે સર્વોત્તમ છે. આ પ્રમાણેની બુદ્ધિવાળા પોતાની આજીવિકા આનંદથી ચલાવે છે.

હવે બીજી આજીવિકાઓ વિષે કહે છે.

દરેક મનુષ્ય સંસારી હોય ત્યાં સુધી આજીવિકા માટે ઉદ્યમ તો કરવો જ જોઇએ. તેમાં જે હાથે કામ કરે તે વાણીઓ કહેવાય, પરંતુ તેને મધ્યમ સમજવો, કારણ કે ઉત્તમ વણિક તો ઉપર કહ્યુ તેમ બુદ્ધિનો વ્યાપાર જ કરે છે, અને બુદ્ધિવડે આજીવિકા ચલાવે છે. પગે કામ કરે તેને દૂત સમજવો. તે ખેપ વિગેરે કરીને અથવા પગને લગતાં બીજા કામ કરીને આજીવિકા ચલાવે છે. માથે ઉપાડીને આજીવિકા ચલાવે તેને હમાલ અથવા મજુર સમજવો, તે ગમે તેટલી મહેનત કરે પણ પરિણામે ઘેંશ ને રોટલો ખાવાનો મળે અને વધારામાં ગાળો ખાવી પડે તે જુદી. આ પ્રમાણે આજીવિકાના મુખ્ય ચાર પ્રકાર છે પણ તેમાં ચોથો પ્રકાર અધમાધમ છે.

તે સિવાય કેટલાક મનુષ્યો સેવા (ચાકરી)વડે આજીવિકા ચલાવે છે. તેનો આ ચારમાં સમાવેશ થતો નથી. સેવા ચાર પ્રકારની છે. ૧ રાજાની સેવા, ૨ મુનિની સેવા, ૩ વણિકની સેવા, ૪ ઈતર જનની સેવા. તેમાં રાજાની સેવા મુશ્કેલીવાળી છે; તેમાં રાજાને મીઠાં વચનો કહેવા પડે, બ્હીતા રહેવું પડે, સુખે સુવાય નહીં અને અંતે માર પણ વખતે સહન કરવો પડે. જો બીજો કોઇ પ્રકાર ન સુઝે તો જ રાજાની સેવા કબુલ કરવી, તેમાં પણ ડાહ્યા રાજાની સેવા કરવી, દુર્બળ કે હલકી વૃત્તિવાળાની ન કરવી. જે રાજા ગુણનો જાણ હોય અને ગુણીના વખાણ કરતો હોય, સાંભળતો હોય, સાંભળીને રાજી થતો હોય તેવાની સેવા કરવી. જે રાજા ક્રુર, વ્યસની, મૂઢ, રોગી, લોભી કે અન્યાયી હોય તેની સેવા સ્વીકારવી નહીં. રાજાની સાથે રાજસભામાં જઇને બેસવામાં પણ સેવકે બહુ વિચાર કરવો. નજીક બેસે તો રાજાને બાધક થાય, બહુ દૂર બેસે તો ડહાપણ વિનાનો ગણાય, રાજાની સાથે બેસવાથી અવજ્ઞા ગણાય, પાછળ બેસે તો વાનર જેવો ગણાય, કારણકે કામ પડે ત્યારે રાજાને પાછળ વાંકું જોવું પડે, આમ કેવી રીતે તે કયાં બેસવું તેમાં પણ બહુ વિચાર છે.

રાજા થાકેલા હોય, ભુખ્યા થયેલા હોય, તૃષાક્રાંત હોય, શયનની તૈયારીમાં હોય, વ્યગ્ર હોય, ક્રોધ કે રીસે ભરાયેલા હોય ત્યારે તેની પાસે પોતાના કામની વાત ન કરવી. બરાબર અનુકુળતા જણાય ત્યારેજ વાત કરીને કામ કાઢી લેવું રાજાની સેવા વિના શત્રુપર જય મેળવવો હોય કે કોઇનો ઉદ્ધાર કરવો હોય તો તે થઇ શકતો નથી; તેથી તેવા

પ્રબળ કાર્યને અંગે તો રાજસેવાની આવશ્યકતા જ છે. કહ્યું છે કે—

ઇક્ષુક્ષેત્ર સાયરની લહેર, અહોનિશ જો મન આણે મહેર;
યોનિ પોષણ તુસે રાય, દારિદ્રપણું તો ક્ષણમાં જાય.

'શેરડીનું ક્ષેત્ર બરાબર પાકે, અથવા સમુદ્રની લહેર આવે એટલે કે સમુદ્રમાર્ગનો વ્યાપાર ફળે અથવા સારી જાતનું કોઈ પશુ–સારૂં વછેરૂં કે સારો વાછડો વિગેરે આવે અથવા રાજા તુષ્ટમાન થાય તો ક્ષણવારમાં દારિદ્ર ફીટી જાય, દારિદ્ર રહે નહીં.'

શ્રાવક રાજાનું પ્રધાનપણું કરે અથવા નગરશેઠ થાય સેનાપતિપણું સ્વીકારે નહીં. કદી અણછુટકે તેનો સ્વીકાર કરવો પડે તો કરે, પણ કોટવાળપણું, જેલરપણું,[1] કે સીમપાળપણું તો સ્વીકારે જ નહીં. શ્રાવક મંત્રીપણું સ્વીકારે તો વસ્તુપાળની જેવું મંત્રીપણું કરે. વસ્તુપાળે પોતાના મંત્રીપણામાં અનેક જિનપ્રાસાદ કરાવીને તેમજ અનેક જિનબિંબો ભરાવીને સર્વત્ર જૈનધર્મ ફેલાવ્યો અને પોતે જૈનધર્મ આરાધ્યો. તેની જેવું મંત્રીપણું સ્વીકાર કરવા યોગ્ય છે, અન્યથા તો તેમાં પણ અનેક પ્રકારનાં પાપકર્મોમાં ભાગ લેવો પડે છે, તેથી તે શ્રાવકને અંગીકાર કરવા યોગ્ય નથી.

આ પ્રમાણે આજીવિકાનો છઠ્ઠો પ્રકાર સેવાવડે આજીવિકાનો કહ્યો. હવે સાતમો ભેદ ભિક્ષાવડે આજીવિકા કરવાનો છે તે કહે છે:—

---

૧ કેદખાનાનો ઉપરી

ભિક્ષાના ઘણા ભેદ છે, તેમાં પ્રથમ યતિને—મુનિને ભિક્ષા આધારભૂત છે, પણ તે ઉત્તમ છે; કારણ કે તેને તો ભિક્ષા લેવા આવતાં રાજાઓ પણ માન આપે છે, દેવતાઓ પણ નમે છે, હાથી અને સિંહ જેવા પ્રાણીઓ પણ તેની પાસે નમ્ર થઇ જાય છે અને ભકિતવત મનુષ્યો મિત્રની જેમ, માતાની જેમ અને બાંધવની જેમ પ્રેમથી ભિક્ષા આપે છે. કર્ત્તા કહે છે.—

નમસ્કાર કરૂં ભીખને, તહારૂં ભગવતી નામ;
વસ્તુ લહિયે અણઉદ્યમે, નિત્ય નવી અભિરામ.

આવી ભિક્ષા ઉત્તમ મુનિને તો ભૂષણતુલ્ય છે; અનાચારી, દાંભિક તેમજ ખોટા વેશ ધારીને દૂષણભૂત છે. ગૃહસ્થને માટે ભિક્ષા સર્વથા વર્જ્ય છે, લજ્જા ઉત્પન્ન કરનાર છે અને જ્ઞાનક્રિયા બંન્ને નાશ કરનાર છે. ભિક્ષા લેનારના ગુણ બધા રણમા રોળાઇ જાય છે, ઉત્તમ કુળ, ઉત્તમ રૂપ, વિનય, લક્ષણ, તપ, સમતા, સ્તુતિ–એ બધાં વાના ત્યાં સુધી સમજવા કે જ્યા હુધી કોઇને ‘દે’ એમ કહેવા વખત આવે નહીં. દે એમ કહેતાં જ તે બધાં વાનાં ચાલ્યા જાય છે, અર્થાત્ નિરર્થક થઈ જાય છે. એમ કહ્યું છે–

દે કહેતા ગુણ પંચ જે, તનથી નાશી જાય;
બુદ્ધિ, સંતોષ, કીર્ત્તિ, ગઈ, ગઇ લાજ, શોભાય. ૧

સર્વથી હળવું તણખલું, તેહથકી આકતૂલ;
યાચક હળવો તેહથી, સદા જેહ અનુકૂળ. ૨

વાય ન ઉડાડે તેહથી, રખે યાચંતો મોય;
મરણ દેવું તે સારિખું, તેણે નાસંતો સોય. ૩

'દે એમ કહેવાથી માણસના બુદ્ધિ, સંતોષ, કીર્ત્તિ, લાજ ને શોભા આ પાંચે ગુણ નાશ પામે છે. સર્વથી હલકું તૃણ છે, તે કરતાં આકડાનું તુલ હલકું હોય છે, યાચક તે કરતા પણ હલકો છે કે જેને નિરંતર અનુકૂળ વર્તવું પડે છે, તાબેદારી ઉઠાવવી પડે છે. યાચક જન હલકો છતાં તેને પવન ઉડાડી દેતો કેમ નથી? તેના ઉત્તરમા કવિ કહે છે કે–પવનને એમ ભય લાગે છે કે તેની પાસે જઇશ તો રખે તે મારી પાસે પણ માગશે, તેથી તે પણ નાસતો ફરે છે; કારણ કે કેટલાકને દેવું ને મરવું બે સરખું હોય છે.

આગળ કર્ત્તા કહે છે કે–'નિરંતરનો રોગી (વ્યાધિગ્રસ્ત) નિરંતર પરદેશમા ભટકનાર, પારકા અન્નના શરણવાળો અને પરવશ વસનારો–એ ચારે જીવતાં છતાં મરણ પામેલાની જેવા જ છે. જે માણસ ભીખ માગીને ખાય છે તેને આહાર ઘણો હોય છે, નિદ્રા ઘણી હોય છે, આળસ ઘણું હોય છે, દારિદ્રનો તો ત્યાં નિવાસજ હોય છે. એક ભીખારીના પાત્રમાં ખાવા માટે કોઇ ઘાંચીના બળદે મોઢું ઘાલ્યું એટલે ભીખારીએ પોકાર કરવા માંડયો. તે જોઇને કોઇએ પૂછયું કે–'આમ રાડો શા માટે પાડે છે?' ભીખારી બોલ્યો કે 'મને મારૂં ખાઇ જાય છે તેનું દુઃખ નથી. મને તો ભીખ ઘણી મળશે, પણ આ બળદ ભીખનું અન્ન ખાવાથી મારી જેવો ગળીયો થઇ જશે તો તેનું શું થશે? તેને માર ખાવો પડશે, તેટલા માટે રડું છું.'

ભીખથી કોઈ વ્યાપારી થઇ શકતો નથી, ભીખથી પેટ પણ પૂરૂં ભરાતું નથી, ધન તો વ્યાપારથી જ મળે છે, તેથી વ્યાપાર કરવો તેજ ધન મેળવવાનો શ્રેષ્ઠ ઉપાય છે. કમળા (લક્ષ્મી) કમળમાં વસનારી છે, તે કૃષ્ણના હૃદયમાં વસે છે એમ કહેવાય છે, તેને શોધી કાઢવાનો-મેળવવાનો ઉપાય વ્યાપાર જ છે. જે માણસ દેશ, કાળ, પોતાનું દ્રવ્ય, પોતાનું ભાગ્ય અને સામું માણસ જોઇને વ્યાપાર કરે છે તે ડાહ્યો માણસ ગણાય છે અને દ્રવ્ય મેળવે છે-સુખી થાય છે.

પાપથી ભય પામેલો-ભય પામતો વ્યાપારી પંદરે પ્રકારના કર્માદાનનો વ્યાપાર નથી કરતો. તેવો મનુષ્ય જેમાં લગાર પણ પાપ ન લાગે-હિંસા ન થાય તેવો સોનારૂપાનો ઝવેરાતનો, કાપડ, સુતરનો, તેમજ વ્યાજ વટાવનો વ્યાપાર કરે છે. દુર્ભિક્ષના વખતમાં તો જેથી આજીવિકા પ્રાપ્ત થાય તેવો કોઇ પણ વ્યાપાર કરે છે. તેલ, મીઠું, તલ, લીલાં શાક અને કણ (અનાજ)નો વ્યાપાર કદિ પણ તે કરતો નથી. કદાપિ કોઇ પ્રકારનો કુવણજ કરવો પડે તો પણ ઉત્તમ પુરૂષ તેથી લજાય છે, ભય પામે છે, સસુગપણે કરે છે, આત્માને નિંદતો જાય છે, અને બુદ્ધિ સારી રાખે છે, બુદ્ધિમાં બગાડ થવા દેતો નથી. ઋષભદાસજી કહે છે કે-'હે ભવ્ય પ્રાણીઓ જો તમારૂં મન ઠેકાણે રહે તો તમે કુવ્યાપાર-પાપાચાર કરશો નહીં' હવે કુવણજ કેટલા પ્રકારે થાય છે તે બતાવે છે, કારણકે પ્રથમ કુવણજ સમજાય તો પછી તે તજી શકાય છે અથવા કરાતા નથી, માટે તે વિવરીને બતાવે છે.

શ્રાવકને ન કરવા યોગ્ય વ્યાપાર તે કુવણજ કહેવાય. શાસ્ત્રકાર કહે છે કે–'શ્રાવકે કુવણજ કદાપિ ન કરવા અને ન્યાયથી દ્રવ્ય મેળવવું. કુવણજવડે ન્યાયથી મેળવેલું દ્રવ્ય પણ ન્યાયયુકત ગણાતું નથી; કારણ કે કુવણજ કરવામા અનેક પ્રકારના સંખ્યાબંધ ત્રસ સ્થાવર જીવોની હિંસા થઇ હોય છે. પોતાને માટે દ્રવ્ય ઉપાર્જન કરવા અનેક જીવોની હિંસા કરવી તેજ મોટો અન્યાય છે. એથી એવી રીતે [કર્માદાનાદિ વ્યાપારથી મેળવેલ દ્રવ્યને ભૂલેચૂકે ન્યાયનિષ્પન્ન સમજવું નહીં. જૈન દર્શન સિવાય અન્ય દર્શનોમાં આ હકીકત સમજાવેલી હોતી નથી, તેથી ત્રસ સ્થાવર ગમે તેટલા જીવોની વિરાધના થયા છતાં તવા વ્યાપારવડે સત્યતાથી મેળવેલા દ્રવ્યને તેઓ ન્યાયોપાર્જીત ગણે છે. જૈન શાસ્ત્રકાર કહે છે કે–"હે ભવ્ય પ્રાણી ! તેં દ્રવ્યોપાર્જન માટે અનેક જીવોના પ્રાણ લીધા યા લેવરાવ્યા. જેમ અસત્યથી કે અપ્રમાણિકપણાથી અથવા ચૌર્યાદિકથી મેળવેલ દ્રવ્ય અન્યાયોપાર્જિત છે, તેમ હિંસાવડે મેળવેલું દ્રવ્ય પણ અન્યાયોપાર્જિત છે. આ વાત ખાસ ખ્યાલમાં રાખવી.'

(સત્યની વ્યાખ્યા પણ જૈન શાસ્ત્રકારની અન્ય દર્શન કરતાં ઘણી ઉંચા પ્રકારની છે તે અન્ય પ્રસંગે જણાવીશું.)

અનેક પ્રકારના જીવોના હાડ, ચર્મ, નખ, શૃંગ વિગેરે અવયવો વેચવા તે પાપવ્યાપાર છે દ્વીપદ ને ચતુષ્પદને વેચવા તે પણ પાપવ્યાપાર છે. લાખ, ધાવડી, ટંકણખાર વિગેરે જીવ વિરાધના કરે તેવી વસ્તુઓ વેચવી તે પણ

પાપવ્યાપાર છે. ગાડાં અને તેના અંગો પૈડા વિગેરે વેચવા તે પણ પાપવ્યાપાર છે. હળ, મુશળ તથા શસ્ત્રાદિક વેચવા તે પણ પાપવ્યાપાર છે. મદિરા, માંસ, ને માખણ વિગેરે રસપદાર્થો તેમજ અભક્ષ્ય પદાર્થો વેચવા તે પણ પાપવ્યાપાર છે. અફીણ, સોમલ, વછનાગ વિગેરે ઝેરી પદાર્થો વેચવા તે પણ પાપવ્યાપાર છે. આવા પ્રકારના પાપવ્યાપારો કરવાથી જીવ દુર્ગતિમાં જાય મોક્ષ ગમન તેનાથી છેટુ જાય છે.

(આ સિવાય બીજા પણ કર્માદાન અનેક પ્રકારના છે તે અન્ય પ્રસંગે કહેવામાં આવશે.)

જે શ્રાવક વ્યાપારમાં ડાહ્યો હોય તે સર્વ પ્રકારના કરીયાણાને ઓળખે, સર્વ વસ્તુના ચાલતા ભાવ જાણે, સર્વ ભાષા બોલી જાણે, બધી જાતનું નાણું પરખી જાણે, હસ્તસંજ્ઞા કરી જાણે, હાથો લઇ દઇ જાણે, કરપલ્લવી સમજી શકે, નેત્રપલ્લવી પણ સમજી શકે એવો વ્યાપારી વ્યાપારવડે પુષ્કળ દ્રવ્ય ઉપાર્જન કરી શકે.

મિત્રાદિકનો સૌના દેખતાં સારી રીતે સત્કાર કરવો, પણ મિત્રની સાથે વ્યાપાર બનતા સુધી ન કરવો, કારણ કે તેથી મિત્રાઇ ત્રુટવાનો વખત આવે છે શસ્ત્રધારી સાથે વ્યાપાર ન કરવો, કારણ કે તેમાં કોઇકિ વખત શસ્ત્ર સંબંધી ભયમાં પડવું પડે છે. બ્રાહ્મણ કે ભાટ સાથે વ્યાપાર ન કરવો, તેમજ કોઇ પ્રકારના દ્રવ્યલિંગી (બાવા, જોગી, અતીત, સન્યાસી, ફકીર વિગેરે)ની સાથે વ્યાપાર ન

કરવો. નટ, વીટ, વેશ્યાને જુગટીઆ સાથે બનતા સુધી વ્યાપારજ ન કરવો, કદી કરવો પડે તો ઉધારો તો નજ કરવો. કોઇ પણ પ્રકારે પોતાનો ન ધર્મ નિંદાય એટલી સાવચેતી રાખીને કોઇ પણ વ્યાપાર કરવો.

વ્યાપારમાં ખોટાં કાટલાં, તોલાં, માન, માપ, વિગેરે કરવા નહીં અને વાપરવા નહીં, એ માર્ગજ તજી દેવો. એમાં કોઇ વખત કદી દેખીતો લાભ લાગે છે, પણ પરિણામે તેમાં નુકશાનજ થાય છે એ ચોક્કસ સમજવું. કોઇની સાથે ખોટો ક્લેશ કરવો નહીં, ખોટો વાંધો પાડવો નહીં. એમાં વ્યાપારીઓની અંદર શોભા ઘટે છે. વેપારની અંદર સોગન ખાવાની ટેવ બીલકુલ ન રાખવી, તેમાં પણ દેવ, ગુરૂ કે ધર્મના સોગન તો કદી પણ ખાવા નહીં. પરને ધૂતીને પેટ ભરવાની કે એવી રીતે મેળવેલા દ્રવ્યથી પરમાર્થ કરવાની ઈચ્છા પણ કરવી નહિં. વળી વેચેલી વસ્તુ બદલીને કદી પણ આપવી નહીં. એમ કરવાથી એકવાર તો કદી લાભ લેવાય છે પણ પરિણામે દુધ પીવા જનાર બીલાડી માથાપર લાકડીનો પ્રહાર ખમે છે તેમ એવા અન્યાયીને નુકશાન ખમવાનો વખત આવે જ છે.

જેમ બને તેમ સત્યને ચીલે ચાલવું. વસ્તુઓમાં ભેળસંભેળ ન કરવો. બનતા સુધી સત્ય વચનજ બોલવું અને જેણે આપણે ખોળે માથું મૂક્યું હોય તેનું કદી પણ અહિત ન કરવું. ધર્મી પુરૂષને કદાપિ ઠગવા નહીં તેને ઠગવાથી તો આ સંસારમાં બુડવુંજ પડે છે. દેવ, ગુરૂ, ઠાકોર, સુંવાળો માણસ, સ્ત્રી કે બાળક એટલાને તો કદી પણ ઠગવા નહીં

કોઈ જગ્યાએ બહુ ડાહ્યા થવું નહીં. સાક્ષી પૂરવી નહીં, સમ ખાવા નહીં અને ધીજ પણ કરવું નહીં. દુર્મતિને દૂર કરીને આ પ્રમાણે જે વ્યાપાર કરે તે અવશ્ય લક્ષ્મીને મેળવે અને જગતમાં પણ તેનો યશવાદ બોલાય.

ઉપર પ્રમાણે વ્યાપાર કરીને દ્રવ્ય ઉપાર્જન કર્યા પછી તે દ્રવ્યવડે અવશ્ય જીવ છોડવવા, અનેક મનુષ્યોને અન્ન વસ્ત્ર આપવાં, રોગીને ઔષધ આપવું અને દુઃખિયાનું દુઃખ કાપવું જે પ્રાણી મેળવેલ દ્રવ્યનો આ પ્રમાણે સદુપયોગ કરે છે તેનીજ લક્ષ્મી દીર્ઘ કાળ ટકે છે, નહીં તો ગમે તેટલી સાવચેતી રાખ્યા છતા તે માણુસ પાપવડે લેપાય છે અને તેની લક્ષ્મી પણ થોડા કાળમાં નાશ પામે છે, ઉત્તમ પુરૂષો તે મેળવેલ લક્ષ્મીનો ચોથો ભાગ સારા કાર્યમાં ખર્ચે છે; આ પ્રમાણે પુણ્યનો માર્ગ રાખવો તેજ યોગ્ય છે. કારણુ કે ગમે તેટલો વિવેક જાળવ્યા છતા વ્યાપારમાં પાપ તો બંધાયજ છે, તેથી લક્ષ્મી મેળવ્યા પછી તેના ઉપયોગમાં અવશ્યક વિવેક વાપરવો.

કેટલાક મનુષ્યો વ્યાપારદ્વારા લક્ષ્મી મેળવવા માટે પરદેશમાં જાય છે, ત્યાં વ્યવહાર શુદ્ધિ બીલકુલ જાળવતા નથી જીવતી માખી ગળે છે, લાખો સાચાં ખોટાં કરે છે, દાણચોરી કરે છે, ગાયના ગળે હાથ મૂકે છે, સોનું લઈ માટી આપે છે, આમ અનેક પ્રકારના અધર્મ કરે છે, તેથી કદી દ્રવ્ય મેળવે છે પણ સાથે પાપનો પોટલો એવો બાંધે છે કે જેથી આગામી ભવે તે જીવની સદ્ગતિ તો થતીજ નથી.

વ્યાપાર કરતાં કીડી કુંથુઆ વિગેરે અનેક સૂક્ષ્મ જીવોની વિરાધના જયણા જાળવતાં છતાં પણ થાય છે. ચોમાસામાં તો એટલી વિરાધના થાય છે કે તેની ગણત્રી થઈ શકતી નથી. સંગ્રહેલી વસ્તુઓ પૈકી કેટલીકમાં જીવ પડે છે અને તેની વિરાધના થાય તેવી રીતે તે વસ્તુ વેચવી પડે છે. માટે સત્પુરૂષોએ વ્યાપાર કરતાં બહુ પ્રકારે ચેતીને ચાલવાની આવશ્યકતા છે

રાસનો કર્ત્તા કહે છે કે—'હે ભવ્ય પુરૂષો ! તમે વ્યાપાર કરો તે બુદ્ધિપૂર્વક કરજો નિર્બુદ્ધિથી વ્યાપાર કરનાર ભોળો માણસ લાભ મેળવવાને બદલે ઉલટો દ્રવ્ય ગુમાવે છે. તેની ઉપર જીર્ણદત્ત શેઠના પુત્રનું દ્રષ્ટાંત છે. તેનું નામ ભોળો હતું. તેને તેના પિતાએ કેટલીક શીખામણ આપી હતી પણ તેનો તાત્પર્ય તે મૂર્ખ સમજી ન શકવાથી તેણે દ્રવ્યાદિકની હાનિ કરી હતી. પછી તેના પિતાએ કષ્ટને વખતે પોતાના મિત્ર સોમદત્તને પૂછવા જવાનું કહ્યું હતું. તેને પૂછવા જતા તેણે જીર્ણદત્ત શેઠે કહેલી બધી શીખામણનું રહસ્ય સમજાવ્યું, એટલે તે પ્રમાણે વર્તવાથી ભોળો સુખી થયો તે કથા આ પ્રમાણે છેઃ—

જીર્ણદત્ત શેઠે પોતાની અંત અવસ્થાએ પોતાના પુત્ર ભોળાને કહ્યું કે—'તું ઘર ફરતી દાંતની વાડ કરજે, દ્રવ્ય આપીને લેવા જઈશ નહીં, સ્ત્રીને બાંધી મારજે, મિષ્ટાન્ન જમીને સુખે સુજે, ગામે ગામ ઘર કરજે, દુઃખ પડે તો ગંગાનો કાંઠો ખણજે અને સંદેહ પડે તો પાટલીપુર જઇ મારા મિત્ર સોમદત્તને પૂછજે." આ પ્રમાણે કહ્યા પછી શેઠ તો સ્વર્ગવાસી થયા. ભોળાએ તેના પિતાના કહેવા

પ્રમાણે બધું કર્યું પણ તેથી તો તેનું દ્રવ્ય ગયું ને તે દુ:ખી થયો આ પ્રમાણે થવાથી તે પાટલીપુરે સોમદત્ત શેઠ પાસે ગયો અને કહ્યુ કે–" હે વડીલ શ્રી ! મારા પિતાએ કહ્યા પ્રમાણે કર્યું તેથી તો હું દુ:ખી અને નિર્ધન થયો. "

સોમદત્તે પૂછ્યું કે–"તારા પિતાએ શું શું કહ્યું હતું અને તે તેં કેવી રીતે કર્યું એ વિસ્તારથી કહે."

ભોળો–મારા પિતાશ્રીએ કહ્યું હતું કે 'તું ઘર ફરતી દાંતની વાડ કરજે.' મેં હાથીદાંત મંગાવી મારા ઘર ફરતી તેની વાડ કરી, તેમાં હજારોનો ખર્ચ થયો અને દાંત તો કાઢીને લોકો લઈ ગયા.

મારા પિતાએ 'લક્ષ્મી આપીને લેવા જઇશ નહીં' એમ કહ્યું હતું, તે પ્રમાણે કરવાથી કોઇ મને આપવા આવ્યું નહીં અને લેણું તમામ ખોટું થયું.

'સ્ત્રીને બાંધી મારવાનું' કહ્યું હતું તે પ્રમાણે બાંધીને મારતાં તે ઘરમાંજ રહી નહિ, તેને પિયર ચાલી ગઇ.

'મીઠું ખાવાનું કહ્યું હતું તે ખાવાથી શરીરમાં રોગ થયો. અને 'ખાઇને સુઇ રહેવાનું' કહ્યું હતું તે પ્રમાણે કરવાથી કાર્યનો વિનાશ થયો. ગામે ગામ ઘર કરવાનું કહ્યું હતું, તે પ્રમાણે કર્યાં તો લોકો બથાવી પડ્યા અને 'ગંગાને કીનારે જઇને ખોદવાનું' કહેલું હોવાથી ત્યાં જઇ ઘણું ખોદ્યું પણ કાંઇ દ્રવ્ય નીકળ્યું નહીં.

આ પ્રમાણે બુદ્ધિહીન એવા મેં દ્રવ્ય ગુમાવી દીધું, એટલે લોકો પણ મારૂં અપમાન કરવા લાગ્યા, કારણ કે રામચંદ્ર પણ ધન વિના પૂજાતા નથી." કહ્યું છે કે–

તેહજ રામ તે તાપસા, તેહજ આ આશ્રમ;
હવણાં આદર બહુ કરે, પહેલા નાઠા કયમ ૧

દોલત દેખી જગ નમે, કરે કહ્યા વિણ કામ;
તિણ કારણ ઋદ્ધિ મેળિયે, સીતાના પતિ રામ. ૨

ઋદ્ધિએ પૂજા પામીએ, ધન સાથે ગુણ જાય;
દ્રવ્ય વિહુણા માનવી, મૃતક સમ તોળાય. ૩

ગિરિજાકંતતણું આભરણ, તસ રિપુ સ્વામી જેહ;
તસ રામા જસ ઘર નહીં, ખરો વિગૂતો તેહ. ૪

દો જિન્હા ગતિ વાંકડી, તસ રિપુસ્વામી નારી;
તિણ નારે જે પરિહર્યા, ભૂલ્યા ભમે સંસાર. ૫

"તેજ રામ, તેજ તાપસ ને તેજ આશ્રમ છતાં જ્યારે પહેલા વનવાસ વખતે રામચંદ્ર આવ્યા હતા ત્યારે આદર નહોતો કર્યો ને અત્યારે કરે છે તેનું કારણ શું? ઉત્તર–દોલતને દેખી જગત બધું નમે છે અને કહ્યા વિના કામ કરવા મંડી જાય છે, માટે હે સીતાપતિ રામ! દ્રવ્ય મેળવવું તેજ કર્તવ્ય છે. ઋદ્ધિવડેજ પૂજા પામી શકાય છે અને ધન જવાની સાથે ગુણ પણ જાય છે. દ્રવ્ય વિનાના મનુષ્યો મૃતક સરખા ગણાય છે. ગિરિજાકંત–શિવ, તેનું આભરણ સર્પ, તેનો શત્રુ ગરૂડ, તેનો સ્વામી કૃષ્ણ, તેની રામા–સ્રી

લક્ષ્મી તે જેના ઘરમાં હોતી નથી તેજ ખરેખરો જગમાં વગોવાય છે. એ જેને જીભ છે અને જેની ગતી વાંકી છે એવો જે સર્પ, તેનો રિપુ ગરૂડ, તેના સ્વામી કૃષ્ણ, તેની નારી લક્ષ્મી, તે નારીએ-લક્ષ્મીએ જેને પરિહર્યા તજ્યા તે આ સંસારમા ભૂલા ભમે છે-રખડે છે.” ૧-૫

એક માણસ મિત્રને કહે છે કે-‘હે મિત્ર! હું ધન વિના ભૂલો ભમું છું માટે તું મારી સંભાળ લે. કામ પડયે જે સંભાળ ન લે-અળગો રહે તે ગમાર મિત્ર શા કામનો? વળી એવા મિત્ર શા કામના કે જે ભીડ ન ભાંગે? તે તો બકરીના ગળાના સ્તન જેવા ફોગટના છે કે જેમાંથી દુધ મેળવી શકાતું નથી’ ઉત્તર-‘હે પુરૂષ! તું મિત્ર કર તો અગરની જેવા કરજે કે જે પોતે દહે અને બીજાને સુગંધ આપે સજ્જનો તો એવાજ હોય છે. એક કવિએ કહ્યુ છે કે-‘હે સરોવર! તું હંસની સાથે મિત્રાઇ કરીશ નહિ, કે જે તું ભરપુર હઈશ ત્યાંસુધી જ તારે કીનારે ફરશે ને ચણ કરશે; મિત્રાઈ તો પોયણીની સાથે કરજે કે જે તું સૂકાય ત્યારે તારી સાથે સૂકાય અને તું વધે ત્યારે તારી સાથે વૃદ્ધિ પામે.’

અહીં ભોળો સોમદત્ત શેઠને કહે છે કે-‘તમે તો કમળ કપૂર ને ચંદન જેવા છો અને મારા પિતાના મિત્ર છો, તેથી મને પોતાનો બાળક જાણીને મારી સંભાળ લ્યો.”

હવે સોમદત્ત ભોળાને કહે છે કે-“હે વત્સ! તું તારા પિતાના કહેલા વાકયોનું રહસ્ય સમજ્યો નહીં, તેથી તેં બધું વિપરિત કર્યું અને હેરાન થયો તારા પિતાના કહેલાં વચનોનું રહસ્ય શું હતું તે સાંભળ—

૧ ઘર ફરતી દાંતની વાડ કરવાની કહી હતી તે મીઠા વચનરૂપ વાડ સમજવી. મીઠા વચન બોલવાથી સર્વ પાડોશીઓ મિત્રરૂપ થઇ જાય છે અને આપણું રક્ષણ કરે છે.

૨ દઇને લેવા ન જવાનું કહ્યું હતું, તેની મતલબ એ હતી કે દોઢું ઘરેણું રાખીને પૈસા આપજે કે જેથી આપ્યા પછી તારે લેવા જવું ન પડે, પણ તે ઘર પૂછતો દેવા આવે.

૩ સ્ત્રીને બાંધી મારવાનું રહસ્ય એ છે કે તેને પુત્ર પુત્રીથી પરવરેલી કરજે કે જેથી તે ઘર મૂકીને કાંઇ જઇ શકે જ નહીં.

૪ મીઠી વસ્તુ ખાવાની મતલબ એ છે કે જ્યાં માન હોય ત્યાં ભોજન કરજે; કારણ કે માન સહિત ભોજન તેજ મીઠું ભોજન છે.

૫ ખાઇને સુઇ રહેવાનું કહ્યું હતું તેનો સાર એ હતો કે એવા સારા સ્થાનમાં સુવાનું રાખજે કે જ્યાં નિદ્રા આવે. વળી ખરી નિદ્રા આવે ત્યારે જ સુજે કે પછી નકામું આળોટવું ન પડે.

૬ ગામેગામ ઘર કરવાનું કહ્યું હતું તેની મતલબ એ હતી કે ગામોગામ મિત્ર કરવા, જેથી જ્યાં જઇએ ત્યાં સત્કાર થાય.

૭ ગંગાને કાંઠે ખોદવું એટલે તારે ત્યાં ગંગા નામે ગાય છે, તેની ગમાણ પાસે ખોદજે. ત્યાં તારા પિતાએ-

કષ્ટ વખતે કામ આવવા સારૂં દ્રવ્ય દાટેલું છે, તેથી તારૂં નિર્ધનપણું દૂર થશે.” ઉપર પ્રમાણે ખુલાસો મેળવ્યા પછી સોમદત્તના કહેવા પ્રમાણે ભોળાએ કર્યું જેથી તે પાછો ધનવાન અને સુખી થયો.

ઘરેણું વધારે કિંમતનું રાખીને દ્રવ્ય આપવું તે ઉધારો કહેવાતો નથી.

કદાચિત્ કોઈ ઉત્તમ પુરૂષને દ્રવ્યનો ખપ પડે તો વ્યાજ વધારે લેવું નહીં; કેમકે તેનું વ્યાજ વધારે લેવાથી આપણે અસંતોષી અને લોભી કહેવાઈએ છીએ, લોકોમાં માન ઘટે છે, લેનાર પણ વ્યાજ ઓછું હોવાથી તરતજ દ્રવ્ય પાછું આપી જાય છે.

આપણે કદી દ્રવ્યનો ખપ પડે તો એટલું દેવું ન કરવું કે જે આપી ન શકાય; કદાચિત્ ત્યારપછી પણ બીજી ધનની હાનિ થાય તો મુશ્કેલી પડે. માટે લીધેલામાંથી થોડું થોડું પણ આપવું-ઋણ રાખવું નહીં કેમકે ઋણ તો આગામી ભવે પણ આપવું પડે છે. વળી આ પરભવમાં પણ દુઃખ આપનાર થાય છે.

ઋણ ઘટાડવામાં, શત્રુના નિગ્રહમાં, અગ્નિને બુઝાવવામાં રોગને મટાડવામાં, કન્યાદાન આપવામાં અને ધન ભેળું કરવામાં ( ઉઘરાણી વસુલ કરવામાં ) વિલંબ કરવો નહીં.

રાસના કર્ત્તા ઋષભદાસજી કહે છે કે —

પુત્રીમરણ ઋણછેદ ને, વિદ્યા ઔષધ ધર્મ;
ઋષભ કહે દુઃખ તે નથી, પછી દિયે સુખ પર્મ.

"પુત્રીનું મરણ થવું, ઋણ આપી દેવું, વિદ્યાભ્યાસ કરવો, ઔષધ કરવું ને ધર્મ કરવો, તેમાં પ્રથમ ખ લાગે છે પણ વાસ્તવિક તે દુઃખ નથી; પાછળ તે પરમ સુખને આપનાર થાય છે." અને

કુપથ્ય પરિગ્રહ શ્વાનમિથુન, પાપ કરજ ને ઘાય,
રણ કરવાં છે સોહિલાં, નિર્વહતાં દુઃખ થાય.

"કુપથ્ય કરવું, પરિગ્રહ મેળવવો, શ્વાને મૈથુન સેવવું, પાપ કરવું, કરજ કરવું, કોઇની ઉપર ઘા કરવો અને રણ તે યુદ્ધ કરવું, પ્રથમ તો સુલભ લાગે છે; પરંતુ તેના પરિણામે તેનો નિર્વાહ કરતાં અત્યંત દુઃખ થાય છે."

કોઇનું દેવું કર્યા પછી જો તે પાછું દઇ શકાય નહીં તો તેના ઘરનું દાસપણું કરીને પણ તેના ઋણમાંથી છુટવાનો પ્રયાસ કરવો, નહીં તો પરભવમાં દુઃખી થઇને પણ તેનું કરજ ફીટાડવું પડે છે. એવા જીવો આગામી ભવે પાડા, ઉંટ, ગધેડા, બળદ અથવા દાસ (ચાકર) થઇને તેની મજુરી કરે છે. જો બળદ થાય તો ખાંધે ધોસરૂં ઉપાડવું પડે છે, માર ખમવો પડે છે, વિંધાય છે અને ધીમો ચાલે તો પરોણાની આર પણ શરીરમાં ઘોંચાય છે. આ બધું પરભવમાં કરેલા ઋણનુંજ પરિણામ છે.

ઉત્તમ લેણદારો તો દેવાદારની સ્થિતિ દેવુ આપવા જેવી દેખતા નથી ત્યારે ઉલટા તેનાપર કરૂણા લાવે છે, લેણું માગતા નથી પણ ઉલટી મદદ કરે છે અને લેણું કાયમ ન રાખતા માંડી વાળે છે અથવા પુણ્યાર્થે ફેરી દે છે, તેની સાથે વૈરભાવ પણ રાખતા નથી, કે જેથી આગલે

**ભવે** વૈર લેવા વખત આવે. આ પ્રસંગ ઉપર **ભાવડ શેઠની** કથા છે તે નીચે પ્રમાણે:—

એક શહેરમાં **ભાવડ** નામે શેઠ રહેતા હતા, તે બહુ દ્રવ્યવાન હતા. તેની સ્ત્રીને અન્યદા માઠું સ્વપ્ન આવ્યું ને ગર્ભ રહ્યો. તેનો પ્રસવ થયો ત્યારે તે બાળકને દુઃખનો આપનાર જાણીને બહાર ઉદ્યાનમાં કાઇ સૂકાં ઝાડ નીચે મૂકવા મોકલ્યો. ત્યાં મૂકી દેતાં તે પ્રથમ રોયો ને પછી બહુ હસ્યો; એટલે મૂકવા જનારી બાઈએ તેને રોવાનું ને હસવાનું કારણ પૂછ્યું બાળક બોલ્યો કે:—"મારો પિતા મૂર્ખ શા માટે થાય છે ? હું તેની પાસે એક લાખ ટકા માગું છું તે લેવા આવ્યો છું, લીધા વિના જવાનો નથી, તે મને અટવીમાં શા માટે મૂકાવે ? વળી જો મને લાખ ટકા નહીં આપે, અર્થાત્ મારે નિમિત્ત લાખ ટકાનો વ્યય નહીં કરે તો તેના ઘરમાં બહુ નુકશાન થશે. આ કારણે હું રોયો છું ને હસ્યો છું." આ હકીકત બાઇએ શેઠને કહી, એટલે તેને પાછો લઇ આવવા કહ્યું અને તેનો જન્મ-મહોચ્છવ વિગેરે કરવામાં લાખ દ્રવ્ય ખરચ્યું. છઠ્ઠે દિવસે લેણું પૂરૂં થવાથી તે મરણ પામ્યો.

ત્યારપછી બીજો પુત્ર તેવીજ રીતે માઠા સ્વપ્નવડે સૂચિત જન્મ્યો. તેને અટવીમાં મૂકી દેતાં ત્રણ લાખ દ્રવ્ય લેણા છે તે લેવા માટે આવવાનું કહ્યું. તેને પાછો લાવી જન્મમહોત્સવાદિમાં ત્રણ લાખ દ્રવ્ય ખરચ્યું, એટલે છ દિવસે તે મરણ પામ્યો

ત્યારપછી ત્રીજો પુત્ર સારા સ્વપ્ને સૂચિત આવ્યો. તેને પણ વનમાં મૂકી દેવા માંડ્યો, એટલે તે બોલ્યો કે

"મને શા માટે તજી દ્યો છો? હું તો ઓગણીશ લાખનો દેવાદાર છું, તે દેવા આવ્યો છું." તે સાંભળી તેને પાછો લાવ્યા. તેનું જાવડ નામ પાડયું. તે યૌવનાવસ્થા પામ્યો. ઘણો ગુણવાન થયો. માતાપિતાને ઘણું સુખ આપ્યું. અનુક્રમે માતાપિતા મરણ પામ્યા ત્યારે તેની પાછળ ૧૯ લાખ દ્રવ્ય ખરચવાનો સંકલ્પ કર્યો. તેણે ત્રણ પ્રતિમા–ઋષભદેવની, પુંડરીક સ્વામીની અને ચક્રેશ્વરી દેવીની નવી ભરાવી. તેમાં નવલાખ ખરચ્યા અને દશ લાખ દ્રવ્ય ખરચીને તેની પ્રતિષ્ટા કરી. શ્રી સિદ્ધાચળ ઉપર તેણે ઉદ્ધાર કર્યો તે વખતે તે ૧૮ વહાણ ભરીને દ્રવ્ય લાવ્યો હતો અને પુષ્કળ સુવર્ણ લાવ્યો હતો. તેણે મણિમય બિંબની પ્રતિષ્ટા કરી માતાપિતાનું નામ રાખ્યું અને ઋણરહિત થયો. બીજાં પણ અનેક પુણ્યનાં કાર્યો તેણે કર્યાં. જે પ્રાણીમાં વિવેક હોય છે તેને ઋણ ગમતું જ નથી.

ઋણના કારણથી ક્લેશ વૈર વધે છે અને તેને લીધે આ ભવમાં ને પરભવમાં જીવ દુઃખી થાય છે. તેથી જે દેવું હોય તે આ ભવમાંજ આપી દેવું, બનતા સુધી ઉધારે લેવું જ નહીં. વળી માળી, તંબોળી, સુખડીઓ, સુગંધી વેચનાર (સૌગંધિક), રાજા, ભાટ, બ્રાહ્મણ, શસ્ત્રધારી, સ્રી અને બીજા હલકા માણસો સાથે ઉધારે આપવાનો વ્યવહાર પણ કરવો નહીં. એમાં પરિણામ સારૂં આવતું નથી. માળી, તંબોળી, સુખડીઆ ને સૌગંધિક પાસેનું લેણું અંતે તેની વસ્તુ લઇને વાળવું પડે છે અને તેના દોઢા દામ દેવા પડે છે. રાજા સાથે ઉધારો કરતાં વખત ગામ કે નગર છોડવાનો વખત આવે છે, ભાટ બ્રાહ્મણ

ઉઘરાણી કરતાં જ્યાં ત્યાં વાંકું બોલનારા થાય છે. શસ્ત્રધારી પાસે સખ્ત ઉઘરાણી કરતાં કોઇક વખત પ્રાણસંકટ આવી પડે છે. સ્ત્રીજાતિ સાથેના વધારે સંબંધમાં આવતાં કલંક આવે છે અથવા બુદ્ધિ બગડવાનું કારણ ઉત્પન્ન થાય છે, માટે તેની સાથે એવા પ્રકારનો સંબંધ જ જોડવો નહીં.

ધર્મી પુરૂષની સાથે વ્યાપાર કરવો, સાધર્મિકની સંભાળ લેવી, તેને બે પૈસા પેદા કરાવવા, તે લાભ મેળવે તેવી વસ્તુ વહોરાવવી, માલ નાખવાની સગવડ કરી આપવી. તેને ધન આપતાં–ધીરતાં એવો વિચાર કરવો કે 'આ પૈસા પાછા આવશે જ પણ કદી રહેશે તોપણ ઠેકાણે છે. એ દ્રવ્યથી અનર્થ નહીં થાય. શ્રાવકના ઘરમાં લક્ષ્મી હશે તો તે સાત ક્ષેત્રમાં વાપરશે.' તેથી મોં મચકોડ્યા સિવાય તેની સાથે વ્યાપાર કરવો, તેને લક્ષ્મી આપવી, એટલે સુધી વિચાર કરી રાખવો કે અહીં રહેશે તોપણ મારે પુણ્યને–ધર્મને લેખે છે.' આ સંસારમાં બીજા બધાં સગપણ કરતાં સાધર્મિકનું સગપણ શ્રેષ્ઠ–ઉંચું જાણવું. તે સગપણ જેમ શોભે તેમ વ્યવહાર કરવો. તેમાં છતી શક્તિએ કિંચિત્ પણ સંકોચ ન કરવો.

મ્લેચ્છાદિકને દ્રવ્ય ધીર્યું હોય ને તે પાછું ન આપે તેવું હોય તો તેને વોસિરાવી દેવું–તે દ્રવ્ય સાથેનો સંબંધ છોડી દેવો. તે દ્રવ્ય કદી પાછું આપે તો તે ધર્મકાર્યમાં જ વાપરી દેવું–પોતાના ઉપયોગમાં ન લેવું. આમ કરવાથી આ ભવમાં ને પરભવમાં સુખની પ્રાપ્તિ થાય છે. નહીં તો તેની સાથેનો સંબંધ બન્યો રહેવાથી આગામી ભવે અનર્થ આપનાર થાય છે.

પોતાની કોઇ વસ્તુ પડી ગઇ હોય અને તે આરંભના-પાપના કારણભુત-અધિકરણરૂપ થાય તેવી હોય તો તે જરૂર વોસિરાવી દેવી. બીજી વસ્તુ પણ પડેલી વોસિરાવવી. તેની સાથેનો સંબંધ તજી દેવો, જેથી તે વસ્તુથી થતું પાપ પોતાને ન લાગે. અનંતા ભવના દેહ તથા ઘર કુટુંબ વગેરે પણ તે જ રીતે વોસિરાવવા. અનેક પ્રકારના પાપોપકરણ મિચ્છામિ દુક્કડં પૂર્વક વોસિરાવી દેવા. નહિ તો તેવા અધિકરણોથી અથવા તેવા અધિકરણપણે પોતાનો દેહ થયેલો હોય તો તેનાથી પણ પાપ પાછળ આવે છે. આ હકીકતના સંબંધમાં **શ્રી ભગવતી સૂત્ર**માં કહ્યુ કે-'કોઈ પારધીએ બાણવડે મૃગને હણ્યો, તેની ક્રિયા ચાર વસ્તુને લાગે-ધનુષ્યને, પણછને, ફળકને અને બાણને.' આ હકીકત બારીકીથી સમજવા જેવી છે.

ઉત્તમ મનુષ્ય કદી લાભાંતરાયનો ઉદય થવાથી પ્રાપ્ત થયેલ ધન ખોવે તોપણ દિલગીર ન થાય, તેના કારણોનો વિચાર કરી તેવા તેવા કારણ તજે અને લક્ષ્મી મેળવવાના સદુપાયો ચિંતવી તદ્યોગ્ય પ્રયત્ન કરે; કારણકે લક્ષ્મી ઉદ્યમવંતની દાસી છે. ઉદ્યમવંત જ તે મેળવી શકે છે; પરંતુ તે ઉદ્યમ ધર્મી જીવોને સત્વર ફળીભૂત થાય છે, માટે દરેક રીતે ધર્મ કરવો. જે વખતે સંપત્તિ ઘટે ત્યારે વિચાર કરે કે 'કાપેલું વૃક્ષ પણ પાછું ફળે છે-વધે છે; ચંદ્ર કૃષ્ણપક્ષમાં ક્ષીણ થયેલો શુકલપક્ષમાં પાછો વધે છે; તેમ આપત્તિ પણ આવેલી પાછી જાય છે ને સંપત્તિ પ્રાપ્ત થાય છે.' માટે ઉત્તમ પુરૂષે તો આપત્તિમાં ને સંપત્તિમાં-બંનેમાં સમાન વૃત્તિ રાખવી-સંપત્તિ આવ્યે હરખાઇ જવું નહીં અને વિપત્તિ આવ્યે અકળાઇ જવું નહીં.

વળી આપત્તિ ને સંપત્તિ બંને મોટાને જ હોય છે. ગ્રહણ ચંદ્ર ને સૂર્યનું જ થાય છે, બીજા જ્યોતિષચક્રનું થતું નથી. મૂળથી દરિદ્રીને આપત્તિ સંપત્તિ હોતી જ નથી. વળી ચિંતા પણ સુજ્ઞને હોય છે, મૂર્ખને હોતી નથી. મૂર્ખ તો સદા નચિંત જ હોય છે. તેની ઉપર એક દૃષ્ટાંત આપે છે. એકદા વૃક્ષોમાં શ્રેષ્ઠ એવા આંબાને 'ચિંતાતુર કેમ છો ?' એમ કોઈ પંડિતે પૂછયું. આંબાએ કહ્યું કે– 'આ ફાગણ માસે તો મારી બધી શોભા લઇ લીધી.' ત્યારે પંડિતે કહ્યું કે–'હે આમ્ર ! તું ચિંતા ન કર. ચૈત્ર વૈશાખ આવશે એટલે તને પંચવર્ણા સુંદર પાંદડાં આવશે અને અતિ મધુર એવાં લાખો ફળ થશે. તું સર્વ પ્રકારની સંપત્તિ તે વખતે પામીશ.' આવા દિલાસાથી આમ્ર સંતુષ્ટ થયો.

આ પ્રસંગ ઉપર **આભડ** શેઠની કથા જાણવા યોગ્ય છે તે આ પ્રમાણે—

પાટણશહેરમાં શ્રીમાળી જ્ઞાતિના નાગરાજ નામે શેઠ હતા. લોકો તેને કોટીધ્વજ કહેતા હતા. તેને મેલાદેવી નામે સ્ત્રી હતી. અન્યદા તે સગર્ભા થઇ, તેવામાં નાગરાજ શેઠ મરણ પામ્યા, એટલે રાજાએ તેને અપુત્રીઓ જાણીને તેનું સર્વ દ્રવ્ય લઇ લીધું મેલાદેવી પોતાને પીયર ધોળકે ગઈ ત્યાં તેને અમારી પડહ વગાડવાનો દોહલો થયો. તેના પિતા દ્રવ્યવાન હોવાથી તેણે અમારીપડહ વગડાવી, જીવ-હિંસા અમુક દિવસો સુધી બંધ રખાવી, તેનો દોહલો પૂર્યો. અનુક્રમે તેને પુત્રનો પ્રસવ થયો. તેનું નામ તેના માતામહે અભય રાખ્યું, પરંતુ લોકોમાં તો તે આભડ

નામથી પ્રસિદ્ધ થયો. તે પાંચ વર્ષનો થયો, એટલે તેને નિશાળે ભણવા મૂકયો. છોકરાઓ 'નબાપો' કહીને તેને ખીજવવા લાગ્યા. અત્યારસુધી તો તે પોતાના માતામહને જ પોતાના પિતા સમજતો હતો. છોકરાંઓથી તેણે જાણ્યું કે તે તો તેની માતાના પિતા છે. માતા પાસે આવીને તેણે પોતાના પિતા વિષે પૂછયું. બાળકના બહુ આગ્રહથી માતાએ તેના પિતા સંબંધી બધી વાત કહી એટલે આભડ માતાની રજા લઇને યોગ્ય ઉમરે પાટણ ગયો. ત્યાં પોતાના જીર્ણ ગૃહમાં રહેતાં તેમાંથી તેના પુણ્ય-યોગે દ્રવ્ય પ્રગટ થયું. ત દ્રવ્યવાન થઇને વ્યાપાર કરવા લાગ્યો, અને લાછલદે નામની સ્ત્રી પરણ્યો. અનુક્રમે કોટીધ્વજ થયો અને તેને પુત્ર થયા. વળી પાછો અશુભ કર્મનો ગાઢ ઉદય થવાથી તે નિર્ધન થઇ ગયો, એટલે તેની સ્ત્રી ત્રણે પુત્રને લઇને પોતાને પીયર ગઇ. આભડ ઘરમાં એકલો રહ્યો તે પોતાને ન છાજે તેવા ચર્મની કોથળી ઘસવી વિગેરે ઉદ્યોગ પેટને માટે કરવા લાગ્યો. એમ કરતાં એક માણું અનાજ મળે એટલે તે પોતાના હાથે દળે, હાથે રાંધે અને એકલો જમે. આ પ્રમાણે દુઃખમાં દિવસો વ્યતિક્રમાવવા લાગ્યો કર્ત્તા કહે છે કે—

ક્ષણુ ખાંડો ક્ષણુ વાટલો, ક્ષણુ લાંબો ક્ષણુ લીહ;
દરે ન દીધા ચંદને, સર્વે સરિખા દીહ. ૧

જગશિર અખ્ખર વિધી લાખે, વિધિશિર લખિયા કોણુ;
રાવણુ ઘર કોદ્રવ દળે, એમ પૂછયું હણુંએણુ. ૨

નલિની સરોવર ઘર કિયો, દ્વવ દાઝણા ભયેણ;
તે દાધી ત્યાં હિમજળે, પુરવ દત્ત ફલેણ. ૩

ના કીધી તે નવિ રહે, દૈવ કરે તે થાય;
મચ્છ રયણાયર ઘર કરે, સાંઝે સાથ વેચાય. ૪

અવળી ગતિ છે દૈવની, રખે પતીજો કોઇ;
આરંભ્યા ચુંહી રહે, અવર અચિંત્યા હોઇ. ૫

સુકુળે ઉપજ્યો શું કરે, જો શિર કર્મ ન હોય;
નાઠ્યો વિંધ્યો ને હણ્યો, શંખ ભમંતો જોય. ૬

શંખ સરિખો નર ભમે, આભડ કોટિધ્વજ;
પુરૂષાં માન ન કીજીએ, કાલ તિસ્યું નહિ અજ્જ. ૭

સુખીયા મ કરીશ ગારવો, નિર્ધન પાય મ ઠેલ;
કોઇ કુવાયો વાયશે, જ્યું તુંબડીને વેલ ૮

ગયવર કાં તું ગરવિયો, દેખી વડવડ દંત;
એહજ દંતહ જોગથી, તું ખડ્ડ માંહિ પડંત. ૯

ભાવાર્થ—ચંદ્રમાં એક દિવસ ખાંડો એક દિવસ ગોળ, એક દિવસ લાંબો, ને એક દિવસ માત્ર ટીંટી જેવો દેખાય છે; તેના પણ સરખા દિવસો જતા નથી. જગતના મસ્તક પર (કપાળપર) વિધાત્રા લેખ લખે છે, પણ તેના કપાળમાં

કોણે લેખ લખ્યો કે જેથી તેને રાવણને ઘેર કોદરા દળવા રહેવું પડ્યું ? આમ હનુમાને પૂછયું. ( આ વાત અન્ય મતના રામાયણની છે. ) કમલિનીએ સરોવરમાં ઘર કર્યું કે જેથી દવમાં બળવું ન પડે, પણ ત્યાં પાણીના હિમથી (ઠંડકથી) જ બળી ગઈ–પૂર્વ કર્મનાં ફળ ત્યાં ભોગવવા પડ્યાં. કર્મનાઠીધાથી અટકે તેમ નથી, તેનું કર્યું તો થાયજ છે. જુઓ મચ્છે રત્નાકરમાં નિવાસ કર્યો, છતાં ત્યાંથી પણ પકડાઈને વેચાવા વખત આવ્યો. દૈવની ગતિજ અવળી છે; માટે કોઈ તેનો વિશ્વાસ કરશો નહીં, કેમકે તેના વિપરીતપણાથી આરંભેલા કામ એમના એમ પડ્યા રહે છે અને અણચિંતવ્યા થઈ જાય છે. સારાકુળમાં ઉપજેલ પણ કર્મ સારાં ન હોય તો શું કરે ? શંખ ઘણો રત્નાકર જેવા સુકુળમાં ઉત્પન્ન થયો છતાં નથાણો, વિંધાણો, હણાણો, તેને ઘેરઘેર ભટકવું પડયું. આ આભડશેઠ પણ કોટીધ્વજ હતો, છતાં નિર્ધન થઈ જવાથી શંખની જેમ જ્યાં ત્યા ભટકે છે; માટે હે પુરૂષ ! માન કરીશ નહીં, કેમકે જેવી કાલ છે,એવી આજ નથી. હે સુખી મનુષ્ય ! તું તારા સુખનો ગર્વ કરીશ નહીં અને નિર્ધનને પગે ઠેલીશ નહીં, કારણ કે કોઇક માઠો પવન વાય છે તો તુંબડીનો વેલો મીઠાનો કડવો થઈ જાય છે તેમ થઇ જશે. હે હાથી ! તું તારા મોટા મોટા દાંત જોઈને ગર્વ કરીશ નહીં, કારણ કે એ દાંતના કારણથી જ તારે ખાડામાં પડવું પડશે.”

આ લક્ષ્મી કોઇની થઇ નથી ને થવાની નથી, સમુદ્ર જેવા પિતાને પણ તેણે તજી દીધો છે. નારાયણને તેના ઉપર પૂર્ણ પ્રેમ હતો છતાં ત્યાંથી તે નીકળી ગઈ છે.

બીજા પુરૂષો તો લક્ષ્મીને પામીને ખરચે છે, ખાય છે, ઉપભોગ લે છે, તેવું કાંઇ ન કર્યું છતાં ત્યાં સ્થિર થઇને રહી નહીં. મૂર્ખ માણસો તો તે જોઇને વિસ્મય પામ્યા; પણ સમજુને તેની અસ્થિરતા ભાસેલી હોવાથી તેમાં કાંઈ આશ્ચર્ય થયું નહીં. અન્યદા આભડશેઠ હેમચંદ્રાચાર્ય પાસે ગયા અને તેમની પાસે શ્રાવકનાં બાર વ્રત ઉચ્ચાર્યાં. તેમાં પાંચમા વ્રતમા પરિગ્રહનું પરિણામ કરતાં તેણે સો પચાસ રૂપિયા રાખવા ધાર્યું. ગુરૂમહારાજાએ કહ્યું કે— "આટલા દ્રવ્યથી તારૂં મન સ્થિર નહીં રહે; કારણ કે આગળ ઉપર તને ઘણી લક્ષ્મી મળવાની છે." તેણે હજાર રાખવા કહ્યું, ગુરૂએ તો પણ ના કહી, એટલે લાખ રાખવા ઇચ્છા જણાવી, લોકો તેને હસવા લાગ્યા, પણ ગુરૂમહારાજે 'તેટલાથી પણ નહીં સરે' એમ કહ્યું એટલે નવ લાખ રાખ્યા અને 'તેનાથી વધારે પણ થાય તો પુણ્યકાર્યમાં ખરચીશ' એમ કહ્યું, ગુરૂએ તેને તે પ્રમાણે નિયમ કરાવ્યો.

હવે તેની પાસે પાંચ દામ હતા. તેટલાવડે એક બકરીના ગળામાં ઇંદ્રનીલમણી બાંધેલું હતું તે ખરીદ્યું. પછી તેના ઘણા મણુકા કર્યા અને લાખ લાખ રૂપિયે એકેક મણુકો વેચાણો, તેથી તેની પાસે ઘણું દ્રવ્ય થયું. પાછો અનુક્રમે કોટીધ્વજ થયો, એટલે સ્ત્રી, પુત્ર પણ આવીને મળ્યા. તેણે નગરમાં દુઃખીઓનું દુઃખ ટાળવા પડહ વગડાવ્યો અને મુનિરાજને ઘૃત વિગેરેનું દાન દેવા લાગ્યો.

કર્ત્તા કહે છે કે—સાહસિકને લક્ષ્મી મળે, કાયરને ન મળે અને વસ્તુ પણ ભાગ્ય પ્રમાણે પ્રાપ્ત થાય કાનને

સોનાના કુંડળ મળે ત્યારે આંખને માત્ર કાજળ જ મળે. સત્યવાન માણુસે સત્ય ન છોડવું, સત્ય છોડવાથી પત–આબરૂ જાય છે અને તે પાછી આવતી નથી. જો સત્ય હોય છે તો ગયેલી લક્ષ્મી પણ સત્યથી આકર્ષાઇને પાછી આવે છે–ઘણી લક્ષ્મી મળે છે ભ્રમરને એક કવિએ કહ્યું છે કે 'તું અત્યારે શોભા વિનાના કેતકીના ઝાડને ઠેલીશ નહીં, કારણુ કે કાલે કેતકી ફુલશે ને રંગ રેલ થઇ જશે.'

આભડશેઠને લક્ષ્મી મળી એટલે આનંદથી સ્વામીવચ્છળ કરવા લાગ્યા. જિનેશ્વરની પૂજા–ભકિત કરવા લાગ્યા. દાનશાળા મંડાવી. શ્રી સંઘની (તમામ જૈનબંધુની) વર્ષમાં બે વાર ભકિત કરવા લાગ્યા. જિર્ણોદ્ધાર ચૈત્યોનો તેમજ પુસ્તકોનો કરાવ્યો આ પ્રમાણે તેના ૮૪ વર્ષના આયુષ્યમાં કુલ સરવાળો કરતાં તેણે ૯૮ લાખ દ્રવ્ય ખચ્યું. અંતસમયે તે સરવાળો જાણી તેને ખેદ થયો કે 'હું એક કરોડ પૂરા ખર્ચી ન શકયો?' તે સાંભળીને તેના પુત્રે તેના શ્રેયાર્થે આઠ લાખ બીજા ખર્ચવાનું કર્યું. અને દશ લાખ ખર્ચી એક ક્રોડને આઠ લાખનો સરવાળો કર્યો. આભડ શેઠ અનશન કરી મૃત્યુ પામીને સ્વર્ગે ગયા.

આ પ્રમાણેનો આભડશેઠનો પ્રબંધ સાંભળીને ઉત્તમ પુરૂષે ધન જાય ત્યારે ધૈર્ય ને ધર્મ છોડવો નહીં, ધન આવે ત્યારે ગર્વ કરવો નહીં. કદી પાછું ન આવે તો પણ હૃદયમાં ખેદ કરવો નહીં, સમભાવમાં રહેવું, કારણ કે જગતમાં સંતોષ જ સર્વ કરતાં વડો છે, શ્રેષ્ઠ છે, કલ્પવૃક્ષ સમાન છે. જુઓ પવનનું ભક્ષણ કરતાં સર્પ પુષ્ટ થાય છે.

તૃણને ચર્યા છતા હાથી પુષ્ટ થાય છે, વનના કંદમૂળ ખાય છે છતાં તાપસો સુખી રહે છે. આ સર્વ સંતોષનો પ્રતાપ છે. વળી પોત ને જે મળ્યું હોય તે ઉપર સંતોષ માનવો. આપણા દેશમાં મીઠો કે કડવો જે લીંબડો હોય તો તે કામનો. પરદેશમા ભલે દ્રાક્ષના મંડપો હોય પણ તે આપણે શું કામના ? માટે પારકી ઋદ્ધિ દેખીને મત્સર ન કરવો. અદેખાઇ ન કરવી જેવું તેં વાવ્યું હશે તેવુંજ લણીશ. ગત ભવમાં જેવું કર્યું હશે તેવું અહીં મળશે. માટે જે મળે તેમાં સંતોષી રહેવું.

મનુષ્ય જ્યારે દ્રવ્યહીન થાય ત્યારે તેણે ભાગ્યવંતની સેવા કરવી. તેથી દુઃખ દારિદ્ર નાશ પામે છે અને પાછો ધનવંત અને સુખી થાય છે.

લક્ષ્મી પામ્યા પછી અધમમાં ને ઉત્તમમાં તે જુદી જુદી રીતે પરિણામ પામે છે. અધમને લક્ષ્મી મળે એટલે તે નિર્દય થાય અહંકારી થાય. પાત્રને દેખીને ઉલટી અપ્રીતિ કરે, વાણીમાં કટુતા આવે અને તૃષ્ણા વધે.

ઉત્તમ પુરુષ આપત્તિ પાસ થયે દીન ન થાય, વિદ્યાવંતની પાસે નમતો જાય, માથે આવેલ ઉપાધિ સારી રીતે સહન કરે, પરને પીડિત જુએ તો પોતે દુઃખી થાય, પોતાને દુઃખ આવી પડે ત્યારે ઉલટો ખુશી થાય, અને દ્રવ્ય પામે તો કદી પણ ગર્વ ન કરે, દયાળુ થાય, સુપાત્રમાં દાન આપે, વાણીમાં મીઠાશ વધે, અને તૃષ્ણાને વૃદ્ધિ પામવા ન દે. દેવતાઓ પણ આવા પુરુષના ચરણ ધોઇને પીવા ઇચ્છે છે.

ઉત્તમ પુરૂષ પોતે ધનવંત થાય ત્યારે ઉલટો બીજાનો ઘસારો ખાય અને કોઇની સાથે લડે વઢે નહીં. જે મનુષ્ય દ્રવ્યવાન થાય ત્યારે બીજાને ઉલટો ઘસવે છે અને જેની તેની સાથે લડે વઢે છે તેની લાજ લોકમાં ઘટે છે. પરિણામે તેનું દ્રવ્ય પણ જાય છે અને લોકમાં મૂર્ખ કહેવાય છે.

જગતમાં ચાર મનુષ્યો મૂર્ખ કહેવાય છે: ૧ રોગી છતાં ખાવાનો લોલુપી, ૨ ખાંસીનો વ્યાધિ છતાં ચોરી કરવાનો વ્યસની, ૩ નિદ્રાળુ છતાં પરસ્ત્રીને ત્યાં જઇને સેવનારો અને ૪ ધનવંત છતાં કલેશનો અર્થી. આ ચારેની મૂર્ખતાના કારણો સ્પષ્ટ છે. રોગી હોય ને ઉલટો કુપથ્ય સેવે તો વધારે રોગી થાય, ઉધરસના વ્યાધિવાળાને ચોરી કરતાં ઉધરસ આવે તો તરત પકડાઈ જાય, પરસ્ત્રીલંપટ પરસ્ત્રીને ત્યાં ઉંઘી જાય ને જાગી ન શકે તો ફજેતી થાય, અને ધનવંત કલેશ કરવાની ટેવવાળો હોય તો કલેશને લીધે દ્રવ્ય નાશ પામે. આ કારણથી તેવા ચારેને મૂર્ખ કહેલ છે. ઉપરાંત ધનવાનની સાથે વાદ કરે તે પણ મૂર્ખ ગણાય છે, ગુરૂ સાથે લડે તે પણ મૂર્ખ કહેવાય છે, ઉત્તમ પુરૂષ ગુરૂ સાથે કદાપિ કલેશ કરતા નથી. તપસ્વી સાથે, ચોર સાથે અને રીસાળવા સાથે જે વઢે તે પણ મૂર્ખ ગણાય છે. મોટા સાથે કામ પડ્યું હોય તો સુજ્ઞ મનુષ્ય વિનયવાળા વચનોથી કામ કરી લે છે. પંચોપાખ્યાનમાં કહ્યું છે કે— "ઉત્તમને નમસ્કાર કરીએ, બળવંત સાથે ભેદ કરીએ, નીચ સાથે કાંઇક આપીને કામ લઇએ અને બરાબરીઆની સાથે પરાક્રમ બતાવીને કામ [illegible]" આ પ્રસંગ ઉપર એક દૃષ્ટાંત છે તે નીચે [illegible]

"એક શિયાળે મરી ગયેલ હાથીને જોઇને વિચાર કર્યો કે–'આ ભક્ષ્ય ઠીક મળ્યું છે! તેથી બહુ દિવસ સુધી ખોરાક ચાલશે.' આમ વિચારે છે તેવામાં ત્યાં સિંહ આવ્યો અને હાથીને ખેંચી જવા લાગ્યો. એટલે શિયાળે તેને વિવેકપૂર્વક કહ્યું કે–'સ્વામી! આ તો મૃતક છે, મૃતકને ખાવું તે આપને યોગ્ય નથી.' આમ કહેવાથી સિંહ ચાલ્યો ગયો ઉત્તમ સાથે શિયાળે આવી રીતે વિનયથી કામ લીધું. ત્યારપછી વાઘ આવ્યો એટલે તેને કહે કે–'સિંહ આને મારીને ન્હાવા ગયો છે, અને મને જાળવવા બેસાડી ગયો છે' એટલે વાઘ પણ ચાલ્યો ગયો. તેની સાથે શિયાળે ભેદ કર્યો ત્યારપછી ચિત્તો આવ્યો એટલે તેને કહે કે–'આ વાઘનું ભક્ષ્ય છે, તે મને સોંપી ગયેલ છે, પણ થોડુંક તમે લેતા જાઓ' આમ કહી કાંઇક ભાગ આપીને તે નીચને જતો કર્યો. એટલામાં બીજો શિયાળ આવ્યો એટલે બરોબરીઓ જાણી તેની સામે થયો ને મારીને કાઢ્યો." આ દૃષ્ટાંત અન્ય પ્રસંગમાં પણ ઘટાવવું.

મોટા સાથે પ્રણામ કરીને કામ લેવું, ધનવંત છતાં ધનની આશાવાળો હોય તેને આશા આપીને કામ લેવું અને બીજા સાથે નરમાશથી કામ લેવું

જે ઘરમાં વારંવાર દંતકલહ થતો હોય, જુગટું રમાતું હોય, ધાતુર્વાદમણું થતું હોય, સજ્જનનો દ્વેષ કરાતો હોય, આળસુપણું વધારે હોય, આવક ને ખર્ચ જોવાતો ન હોય અને ભાંગ વિગેરે કેફી પદાર્થો પીવાતા હોય–તે ઘરમાં દારિદ્રયનો નિવાસ થાય છે, અર્થાત્ દરિદ્રતા આવે છે ને લક્ષ્મીનો વાસો રહેતો નથી. જ્યાં વડીલોની પૂજા થતી હોય,

સન્માન જળવાતું હોય, ન્યાયોપાર્જિત દ્રવ્ય આવતું હોય અને માંહોમાંહે પ્રીતિભાવ વધતો હોય ત્યાં લક્ષ્મીનો વાસો થાય છે.

લેણું લેવા જનારા માણુસે મીઠું બોલવાની ટેવ રાખવી, કઠીન વચન કહેવાની ટેવ ન રાખવી, તેમજ કોઈની એબ ખોલવી નહીં. કઠીન વચન કહેવાથી સામા માણસને રીસ ચઢે છે અને તેમાંથી વઢવાડના બીજ રોપાય છે. એમ કરતા વાત વધે છે એટલે વઢવાડ થાય છે, તેમાં દ્રવ્યની હાનિ થાય છે ને લાજ ઘટે છે. વળી કોઇની પાસે લેણું લેવા જતાં લાંઘણ ન કરવી–તેને ત્યાં લાંઘવું નહીં, તેમજ સામા માણસને જમવા દેવો–તેને જમતાં અટકાવવો નહીં. કેટલાક માણસો છાના જમીને પછી લાંઘણનો દેખાવ કરે છે અને દેવાદારને જમવા દેતા નથી, એવો પ્રપંચ ન કરવો. એનું પરિણામ સારૂં આવતું નથી અને અંતરાય કર્મ બધાય છે. કર્મ બાંધતી વખત ખબર પડતી નથી પણ તે ભોગવવા પડે છે, ત્યારે બહુ આકરા લાગે છે. જુઓ ઢંઢણકુમારે પૂર્વે અંતરાય કર્મ બાંધ્યું હતું તો મુનિપણામાં પણ આહાર મળી શકયો નહીં.

લેણું લેવામાં જેટલું સુંવાળપથી કામ થાય છે, જેટલું લેણું વસુલ આવે છે, તેટલું કર્કશ થવાથી કે વાંકુ બોલવાથી આવતું નથી. જે માણુસ સુકુમાળ વચનો બોલે છે, તેને પોતાના દાંતની રક્ષા કરનારો કહ્યો છે. કોઈ વખતે લેણું કે દેવું ભૂલી પણ જવાય તો તેથી અકળાઇ જવું નહીં અને ચાર માણુસ વચ્ચે વઢી પડીને ઇજ્જત ગુમાવવી

નહીં માણસોની વચ્ચે તો દરેક જણે સીધાજ વર્તવું. જુઓ કેશ ગમે તેવા વાંકાચુંકા થઇ ગયા હોય પણ કાંકસીની વચ્ચે આવતાં સીધા થઇ જાય છે.

આવા પ્રસંગમાં કદી ન્યાય કરવાનું કામ આપણને સોંપવામાં આવે તો ધર્મનો વિચાર રાખીને ન્યાય કરવો પક્ષપાત કરવો નહિ. કોઇની ઉપરના રાગથી કે દ્વેષથી અન્યાય કરવો નહીં. એમ કરવાથી આ ભવમાં ને પરભવમાં દુઃખની પ્રાપ્તિ થાય છે. વળી સર્વનો ન્યાય કરવામાં ઉત્સુક થવું નહીં. એમાં બહુ લાભ નથી, પરંતુ સગા વહાલાનો કે સ્વામીભાઇનો ન્યાય તો કરવો પડે–તેમાં વચ્ચે પડીને સમાધાની કરાવવીજ પડે. ન્યાય કરવામા ગુણ ઘણા છે, તેથી લોકમાં માનનીય થવાય છે, પરંતુ તેની સાથે અવગુણ પણ રહેલા છે, કેમકે ઘણાનો ન્યાય કરવા જતાં જેના ગેરલાભમાં થાય છે, તે પોતાનો અન્યાય હોય તે છતાં પણ ન્યાય કરનાર પ્રત્યે દ્વેષ ધરાવે છે ને દાંત પીસે છે. માટે ઋષભદાસજી કહે છે કે 'ભાઇ ન્યાય કર તો બહુ વિચારીને કરજે, નહીં તો તેમાં અણદેણાનું પણ દેણું ઠરાવી દેવાય છે.' એની ઉપર એક દૃષ્ટાંત છે તે આ પ્રમાણે—

"વસંતપુર નામના નગરમાં સુબુદ્ધિ નામે શેઠ રહેતો હતો તેને મહત્ત્વ મેળવવાની ઇચ્છા બહુ હતી, એટલે જેનો તેનો ન્યાય કરવા જતા હતા. હવે જ્યાં ન્યાય કરવા જાય ત્યાં બોલવું પડે, કહેવું પડે, દુઃખ મનાવવું પડે વળી કેટલીક જગ્યાએ ખરો ન્યાય થાય અને કેટલીક જગ્યાએ ખોટો ન્યાય પણ થઇ જાય; કારણ કે એમાં મોટો આધાર ન્યાય

લેવા આવનારની વાક્ચાતુરી ઉપર રહે છે. બહુ અસર કરે તેવી દલીલ કરનારો માણશ ખોટો હોય છતાં ફાવી જાય છે.

તે શેઠને એક પુત્રી હતી, તે બાળ વિધવા થયેલી હતી બહુ ડાહી હતી અને ધર્મિષ્ટ હતી. તે પોતાના પિતાની ન્યાયની સ્થિતિ જોઇનેપોતાના પિતાને વારંવાર વારતી હતી. તે કહેતી હતી કે—" આવો પારકો સંતાપ ઘરમાં શું કામ ઘાલો છો ?. એમાં આપણને લાભ શું છે ને એમાં મહિમા પણ શું વધે છે ? તમારે મોઢે તો ઘણા મીઠું બોલે છે પણ પાછળથી વાંકું બોલે છે અને વેર પણ ધરાવે છે, માટે એ ટેવ છોડી દેવી ઠીક છે. " આ પ્રમાણે બહુ વખત કહેતાં છતાં પણ તેના પિતાએ માન્યું નહીં. તે કહે કે—'અમે તો જ્યાં જઇએ છીએ ત્યાં ન્યાયજ કરીએ છીએ, કોઇ દિવસ અન્યાય કરતા નથી.' દીકરી કહે કે—' બાપાજી! બવ ન્યાય થતો નથી. ' આ વાત શેઠના માનવામાં ન આવવાથી શેઠને ખરેખરા સમજાવવા માટે એક દિવસ પોતે સવારના પહોરથી લાંઘવા બેઠી અને પિતાની સાથે ઝગડો કરવા લાગી. લોકો એકઠા થઇને પૂછવા લાગ્યા કે—' બહેન ! છે શું ? વાત તો કર.' એટલે તે બોલી કે—' હું અભાગણી શું કહું ? મેં હાથે કરીને વેર વસાવ્યું છે. મને શી ખબર કે મારા બાપ આવા થશે મેં તો તેના વિશ્વાસથી એક હજાર સોનૈયા છાનામાના ગણી આપ્યા, હવે એ ચોખી નાજ કહે છે હું વહાલી મટીને વેરણ થઇ છું, પણ મારે તો મારા એક હજાર સોનૈયા આપે તોજ ખાવું છે, ત્યાં સુધી ખાવું હરામ છે. મારા પિતાની દાનત ખોટી થઇ લાગે છે, એટલે હવે એની ઉપર મારૂં મન માનતું નથી.' આમ કહીને રોઇ પડી, અને કાંગામુંડા કરવા લાગી; એટલે

લોકોને બીચારી બાળવિધવા ઉપર દયા આવી. લોકો શેઠને કહેવા લાગ્યા કે 'દીકરીને શા માટે કરગરાવો છો, એના પૈસા એને આપી દ્યો.' શેઠ તો મુંઝાણા, એટલે ચાર ન્યાય કરનારા પાસે ગયા અને કહ્યું કે–'તમે ઘેર આવીને મારો ન્યાય કરો, મારી દીકરી મારે ગળે પડે છે. હું સોનૈયાની વાતમાં બીલકુલ જાણતો નથી. એણે મને આપ્યા જ નથી.' ન્યાય કરનારા શેઠને ઘરે આવ્યા, એટલે છોકરી તો તેની પાસે રોઇ પડી અને બધી વાત કહીને બોલી કે– 'હું તો રાંક છું, અબળા છું, બાળરાંડ છું, મારા ઉપર દયા કરીને વ્યાજબી ઇન્સાફ કરજો.' ન્યાય કરનારાઓએ વિચાર્યું કે–'આ છોકરી ખોટી જણાતી નથી. છોકરી ડાહી છે, સમજુ છે, તે કાંઇ બાપને ગળે પડે નહીં, માટે આમાં શેઠનો જ અન્યાય જણાય છે.' આમ વિચારીને શેઠને કહ્યું કે–'શેઠ! આમાં તમારો અન્યાય ચાલે તેમ નથી, માટે એના સોનૈયા આપી દ્યો.' શેઠ કહે કે–'મેં લીધા નથી ને શેના આપું?' ન્યાયકારકો કહે કે–'તમે માનો કે ન માનો પણ આમાં તમારી લાજ વધવાની નથી, આ તમારી દીકરી છે, બાળવિધવા છે, ડાહી છે, ધર્મિષ્ટ છે, એ ખોટું બોલે એવી લાગતી નથી, માટે દયા કરીને, ઉપકાર કરીને કે ગમે તે રીતે પણ હજાર સોનૈયા એને આપી દ્યો, એમાં તમારી શોભા છે.' શેઠે અવસર જોઇને હજાર સોનૈયા ગણી આપ્યા. પણ તેના હૃદયમાં ખેદ બહુ થયો કે–'એક તો સોનૈયા ખોટી રીતે આપવા પડ્યા ને લોકોમાં લાજ ગઇ.' લોકોમાં 'આવો સારો શેઠ પણ પૈસા લઇને ફરી ગયો' એવી નિંદા વિસ્તાર પામી. આ શેઠ બીજાનો ન્યાય કરવા જતા હતા ને પોતે આવા અન્યાયી છે એમ કહેવાયું.

આવી રીતે લોકોમાં હાંસી થવાથી. અને નિંદા વિસ્તાર પામવાથી શેઠે ન્યાય કરવા જવાનું તો છોડી દીધું પણ બહાર જવાનું પણ બંધ કર્યું. પછી દીકરી તેની પાસે આવીને બોલી કે–' પિતાજી! મારી વાત હવે ગળે ઉતરી? તમે કહેતા હતા હતા કે અમે બધે ન્યાય-જ કરીએ છીએ, પણ જુઓ, ન્યાય તો આવા થાય છે.' એમ કહીને તેણે સોનૈયા પાછા આપ્યા અને હવે પછી કોઇ જગ્યાએ ન્યાય કરવા ન જવું એવી પ્રતિજ્ઞા કરાવી. લોકોમાં પણ ખરી વાત બહાર પડી એટલે શેઠની અપકીર્ત્તિ નાશ પામી."

આ વાત ઉપરથી વાંચકવર્ગે સ્વયોગ્ય હિતશિક્ષા ગ્રહણ કરવી.

હવે રાસના કર્ત્તા અનુભવી મહાત્મા આગળ હિતશિક્ષા આપે છે કે—"હે બંધુઓ! તમે પારકી લક્ષ્મી જોઇને મનમાં તેની અદેખાઇ–મત્સર ન કરશો; કેમકે દ્રવ્યની પ્રાપ્તિ થવી તે તો કર્માધીન છે, તમે લાભાંતરાય તોડ્યો હશે તો તમને પણ પ્રાપ્ત થશે, માટે તમે ફોગટ બીજાની અદેખાઇ કરીને મનને મલીન શા માટે કરો છો? મત્સર આ ભવમાં ને પરભવમાં દુઃખદાયી છે. જે પારકું ભૂંડું–અહિત ચિંતવે છે તેનું પોતાનું ભૂંડું–અહિત થાય છે. માટે મનને વશ રાખો, કઠોર વચન ન બોલો, અને કાયાને પણ વશ રાખો."

હવે વ્યાપારને અંગે હિતશિક્ષા કહે છે—

કદી અનાજનો વ્યાપાર કરો–જો કે શ્રાવકે બનતા સુધી તેમાં હિંસા વિશેષ હોવાથી તે કરવા યોગ્ય નથી, છતાં

તૃણને ચર્યા છતાં હાથી પુષ્ટ થાય છે, વનના કંદમૂળ ખાય છે છતાં તાપસો સુખી રહે છે. આ સર્વ સંતોષનો પ્રતાપ છે. વળી પોત ને જે મળ્યું હોય તે ઉપર સંતોષ માનવો. આપણા દેશમાં મીઠો કે કડવો જે લીંબડો હોય તો તે કામનો. પરદેશમાં ભલે દ્રાક્ષના મંડપો હોય પણ તે આપણે શું કામના ? માટે પારકી ઋદ્ધિ દેખીને મત્સર ન કરવો. અદેખાઇ ન કરવી. જેવું તેં વાવ્યું હશે તેવુંજ લણીશ. ગત ભવમા જેવું કર્યું હશે તેવું અહીં મળશે. માટે જે મળે તેમાં સંતોષી રહેવું

મનુષ્ય જ્યારે દ્રવ્યહીન થાય ત્યારે તેણે ભાગ્યવંતની સેવા કરવી. તેથી દુઃખ દારિદ્ર નાશ પામે છે અને પાછો ધનવંત અને સુખી થાય છે.

લક્ષ્મી પામ્યા પછી અધમમાં ને ઉત્તમમાં તે જુદી જુદી રીતે પરિણામ પામે છે. અધમને લક્ષ્મી મળે એટલે તે નિર્દય થાય. અહંકારી થાય. પાત્રને દેખીને ઉલટી અપ્રીતિ કરે, વાણીમાં કટુતા આવે અને તૃષ્ણા વધે.

ઉત્તમ પુરુષ આપત્તિ પાસ થયે દીન ન થાય, વિદ્યાવંતની પાસે નમતો જાય, માથે આવેલ ઉપાધિ સારી રીતે સહન કરે, પરને પીડિત જુએ તો પોતે દુઃખી થાય, પોતાને દુઃખ આવી પડે ત્યારે ઉલટો ખુશી થાય, અને દ્રવ્ય પામે તો કદી પણ ગર્વ ન કરે, દયાળુ થાય, સુપાત્રમાં દાન આપે, વાણીમાં મીઠાશ વધે અને તૃષ્ણાને વૃદ્ધિ પામવા ન દે. દેવતાઓ પણ આવા પુરૂષના ચરણ ધોઇને પીવા ઇચ્છે છે.

ઉત્તમ પુરૂષ પોતે ધનવંત થાય ત્યારે ઉલટો બીજાનો ઘસારો ખાય અને કોઇની સાથે લડે વઢે નહીં. જે મનુષ્ય દ્રવ્યવાન થાય ત્યારે બીજાને ઉલટો ઘસવે છે અને જેની તેની સાથે લડે વઢે છે તેની લાજ લોકમાં ઘટે છે. પરિણામે તેનું દ્રવ્ય પણ જાય છે અને લોકમાં મૂર્ખ કહેવાય છે.

જગતમાં ચાર મનુષ્યો મૂર્ખ કહેવાય છે: ૧ રોગી છતાં ખાવાનો લોલુપી, ૨ ખાંસીનો વ્યાધિ છતાં ચોરી કરવાનો વ્યસની, ૩ નિદ્રાળુ છતાં પરસ્ત્રીને ત્યાં જઇને સેવનારો અને ૪ ધનવંત છતાં કલેશનો અર્થી. આ ચારેની મૂર્ખતાના કારણો સ્પષ્ટ છે. રોગી હોય ને ઉલટો કુપથ્ય સેવે તો વધારે રોગી થાય, ઉધરસના વ્યાધિવાળાને ચોરી કરતાં ઉધરસ આવે તો તરત પકડાઈ જાય, પરસ્ત્રીલંપટ પરસ્ત્રીને ત્યાં ઉંઘી જાય ને જાગી ન શકે તો ફજેતી થાય, અને ધનવંત કલેશ કરવાની ટેવવાળો હોય તો કલેશને લીધે દ્રવ્ય નાશ પામે. આ કારણથી તેવા ચારેને મૂર્ખ કહેલ છે. ઉપરાંત ધનવાનની સાથે વાદ કરે તે પણ મૂર્ખ ગણાય છે, ગુરૂ સાથે લડે તે પણ મૂર્ખ કહેવાય છે, ઉત્તમ પુરૂષ ગુરૂ સાથે કદાપિ કલેશ કરતા નથી. તપસ્વી સાથે, ચોર સાથે અને રીસાળવા સાથે જે વઢે તે પણ મૂર્ખ ગણાય છે. મોટા સાથે કામ પડ્યું હોય તો સુજ્ઞ મનુષ્ય વિનયવાળા વચનોથી કામ કરી લે છે. પંચોપાખ્યાનમાં કહ્યું છે કે— 'ઉત્તમને નમસ્કાર કરીએ, બળવંત સાથે ભેદ કરીએ, નીચ સાથે કાંઇક આપીને કામ લઇએ અને બરાબરીઆની સાથે પરાક્રમ બતાવીને કામ લઇએ.' આ પ્રસંગ ઉપર એક દૃષ્ટાંત છે તે નીચે પ્રમાણે—

" એક શિયાળે મરી ગયેલ હાથીને જોઇને વિચાર કર્યો કે–' આ ભક્ષ્ય ઠીક મળ્યું છે! તેથી બહુ દિવસ સુધી ખોરાક ચાલશે.' આમ વિચારે છે તેવામાં ત્યાં સિંહ આવ્યો અને હાથીને ખેંચી જવા લાગ્યો. એટલે શિયાળે તેને વિવેકપૂર્વક કહ્યુ કે–' સ્વામી! આ તો મૃતક છે, મૃતકને ખાવું તે આપને યોગ્ય નથી.' આમ કહેવાથી સિંહ ચાલ્યો ગયો. ઉત્તમ સાથે શિયાળે આવી રીતે વિનયથી કામ લીધું. ત્યારપછી વાઘ આવ્યો એટલે તેને કહે કે–' સિંહ આને મારીને ન્હાવા ગયો છે, અને મને જાળવવા બેસાડી ગયો છે' એટલે વાઘ પણ ચાલ્યો ગયો. તેની સાથે શિયાળે ભેદ કર્યો. ત્યારપછી ચિત્તો આવ્યો એટલે તેને કહે કે–' આ વાઘનું ભક્ષ્ય છે, તે મને સોંપી ગયેલ છે, પણ થોડુંક તમે લેતા જાઓ' આમ કહી કાંઇક ભાગ આપીને તે નીચને જતો કર્યો એટલામાં બીજો શિયાળ આવ્યો એટલે બરોબરીઓ જાણી તેની સામે થયો ને મારીને કાઢ્યો " આ દૃષ્ટાંત અન્ય પ્રસંગમાં પણ ઘટાવવું.

મોટા સાથે પ્રણામ કરીને કામ લેવું, ધનવંત છતાં ધનની આશાવાળો હોય તેને આશા આપીને કામ લેવું અને બીજા સાથે નરમાશથી કામ લેવું.

જે ઘરમાં વારંવાર દંતકલહ થતો હોય, જુગટું રમાતું હોય, ધાતુર્વાદમણું થતું હોય, સજ્જનનો દ્વેષ કરાતો હોય, આળસુપણું વધારે હોય, આવક ને ખર્ચ જોવાતો ન હોય અને ભાંગ વિગેરે કેફી પદાર્થો પીવાતા હોય–તે ઘરમાં દારિદ્ર્યનો નિવાસ થાય છે, અર્થાત્ દરિદ્રતા આવે છે ને લક્ષ્મીનો વાસો રહેતો નથી. જ્યાં વડીલોની પૂજા થતી હોય,

સન્માન જળવાતું હોય, ન્યાયોપાર્જિત દ્રવ્ય આવતું હોય અને માંહોમાંહે પ્રીતિભાવ વધતો હોય ત્યાં લક્ષ્મીનો વાસો થાય છે.

લેણું લેવા જનારા માણસે મીઠું બોલવાની ટેવ રાખવી, કઠીન વચન કહેવાની ટેવ ન રાખવી, તેમજ કોઈની એબ ખોલવી નહીં. કઠીન વચન કહેવાથી સામાં માણસને રીસ ચઢે છે અને તેમાંથી વઢવાડના બીજ રોપાય છે. એમ કરતા વાત વધે છે એટલે વઢવાડ થાય છે, તેમાં દ્રવ્યની હાનિ થાય છે ને લાજ ઘટે છે. વળી કોઇની પાસે લેણું લેવા જતાં લાંઘણ ન કરવી–તેને ત્યાં લાંઘવું નહીં, તેમજ સામા માણસને જમવા દેવો–તેને જમતાં અટકાવવો નહીં. કેટલાક માણસો છાના જમીને પછી લાંઘણનો દેખાવ કરે છે અને દેવાદારને જમવા દેતા નથી, એવો પ્રપંચ ન કરવો એનું પરિણામ સારૂં આવતું નથી અને અંતરાય કર્મ બંધાય છે. કર્મ બાંધતી વખત ખબર પડતી નથી પણ તે ભોગવવા પડે છે, ત્યારે બહુ આકરા લાગે છે. જુઓ ઢંઢણકુમારે પૂર્વે અંતરાય કર્મ બાંધ્યું હતું તો મુનિપણામાં પણ આહાર મળી શકયો નહીં.

લેણું લેવામાં જેટલું સુંવાળપથી કામ થાય છે, જેટલું લેણું વસુલ આવે છે, તેટલું કર્કશ થવાથી કે વાંકુ બોલવાથી આવતું નથી જે માણસ સુકુમાળ વચનો બોલે છે, તેને પોતાના દાંતની રક્ષા કરનારો કહ્યો છે. કોઈ વખતે લેણું કે દેવું ભૂલી પણ જવાય તો તેથી અકળાઇ જવું નહીં અને ચાર માણસ વચ્ચે વઢી પડીને ઇજ્જત ગુમાવવી

નહીં માણસોની વચ્ચે તો દરેક જણે સીધાજ વર્તવું. જુઓ કેશ ગમે તેવા વાંકાચુંકા થઇ ગયા હોય પણ કાંકસીની વચ્ચે આવતાં સીધા થઇ જાય છે.

આવા પ્રસંગમાં કદી ન્યાય કરવાનું કામ આપણને સોંપવામાં આવે તો ધર્મનો વિચાર રાખીને ન્યાય કરવો પક્ષપાત કરવો નહિ. કોઈની ઉપરના રાગથી કે દ્વેષથી અન્યાય કરવો નહીં. એમ કરવાથી આ ભવમાં ને પરભવમાં દુઃખની પ્રાપ્તિ થાય છે. વળી સર્વનો ન્યાય કરવામાં ઉત્સુક થવું નહીં એમાં બહુ લાભ નથી; પરંતુ સગા વહાલાનો કે સ્વામીભાઇનો ન્યાય તો કરવો પડે–તેમાં વચ્ચે પડીને સમાધાની કરાવવીજ પડે. ન્યાય કરવામાં ગુણ ઘણા છે, તેથી લોકમાં માનનીય થવાય છે, પરંતુ તેની સાથે અવગુણ પણ રહેલા છે, કેમકે ઘણાનો ન્યાય કરવા જતાં જેના ગેરલાભમાં થાય છે, તે પોતાનો અન્યાય હોય તે છતાં પણ ન્યાય કરનાર પ્રત્યે દ્વેષ ધરાવે છે ને દાંત પીસે છે. માટે ઋષભદાસજી કહે છે કે 'ભાઇ ન્યાય કર તો બહુ વિચારીને કરજે, નહીં તો તેમાં અણદેણાનુ પણ દેણું ઠરાવી દેવાય છે.' એની ઉપર એક દ્દષ્ટાંત છે તે આ પ્રમાણે—

"વસંતપુર નામના નગરમાં સુબુદ્ધિ નામે શેઠ રહેતો હતો તેને મહત્ત્વ મેળવવાની ઇચ્છા બહુ હતી, એટલે જેનો તેનો ન્યાય કરવા જતા હતા. હવે જ્યા ન્યાય કરવા જાય ત્યાં બોલવું પડે, કહેવું પડે, દુઃખ મનાવવું પડે વળી કેટલીક જગ્યાએ ખરો ન્યાય થાય અને કેટલીક જગ્યાએ ખોટો ન્યાય પણ થઇ જાય; કારણ કે એમાં મોટો આધાર ન્યાય

લેવા આવનારની વાક્ચાતુરી ઉપર રહે છે. બહુ અસર કરે તેવી દલીલ કરનારો માણસ ખોટો હોય છતાં ફાવી જાય છે.

તે શેઠને એક પુત્રી હતી, તે બાળ વિધવા થયેલી હતી બહુ ડાહી હતી અને ધર્મિષ્ટ હતી. તે પોતાના પિતાની ન્યાયની સ્થિતિ જોઇનેપોતાના પિતાને વારંવાર વારતી હતી. તે કહેતી હતી કે–" આવો પારકો સંતાપ ઘરમાં શું કામ ઘાલો છો ? એમાં આપણને લાભ શું છે ને એમાં મહિમા પણ શું વધે છે ? તમારે મોઢે તો ઘણા મીઠું બોલે છે પણ પાછળથી વાંકું બોલે છે અને વેર પણ ધરાવે છે, માટે એ ટેવ છોડી દેવી ઠીક છે. " આ પ્રમાણે બહુ વખત કહેતાં છતાં પણ તેના પિતાએ માન્યું નહીં. તે કહે કે–'અમે તો જ્યાં જઇએ છીએ ત્યાં ન્યાયજ કરીએ છીએ, કોઇ દિવસ અન્યાય કરતા નથી ' દીકરી કહે કે–' બાપાજી ! બધ ન્યાય થતો નથી. ' આ વાત શેઠના માનવામાં ન આવવાથી શેઠને ખરેખરા સમજાવવા માટે એક દિવસ પોતે સવારના પહોરથી લાંઘવા બેઠી અને પિતાની સાથે ઝગડો કરવા લાગી. લોકો એકઠા થઇને પૂછવા લાગ્યા કે–' બહેન ! છે શું ? વાત તો કર. ' એટલે તે બોલી કે–' હું અભાગણી શું કહું ? મેં હાથે કરીને વેર વસાવ્યું છે. મને શી ખબર કે મારા બાપ આવા થશે મેં તો તેના વિશ્વાસથી એક હજાર સોનૈયા છાનામાના ગણી આપ્યા, હવે એ ચોખી નાજ કહે છે. હું વહાલી મટીને વેરણ થઇ છું, પણ મારે તો મારા એક હજાર સોનૈયા આપે તોજ ખાવું છે, ત્યાં સુધી ખાવું હરામ છે. મારા પિતાની દાનત ખોટી થઇ લાગે છે, એટલે હવે એની ઉપર મારૂં મન માનતું નથી. ' આમ કહીને રોઇ પડી, અને કાંગામુંડા કરવા લાગી; એટલે

લોકોને બીચારી બાળવિધવા ઉપર દયા આવી. લોકો શેઠને કહેવા લાગ્યા કે 'દીકરીને શા માટે કરગરાવો છો, એના પૈસા એને આપી દ્યો.' શેઠ તો મુંઝાણા, એટલે ચાર ન્યાય કરનારા પાસે ગયા અને કહ્યું કે–'તમે ઘેર આવીને મારો ન્યાય કરો, મારી દીકરી મારે ગળે પડે છે. હું સોનૈયાની વાતમાં બીલકુલ જાણતો નથી. એણે મને આપ્યા જ નથી.' ન્યાય કરનારા શેઠને ઘરે આવ્યા, એટલે છોકરી તો તેની પાસે રોઇ પડી અને બધી વાત કહીને બોલી કે–'હું તો રાંક છું, અબળા છું, બાળરાંડ છું, મારા ઉપર દયા કરીને વ્યાજબી ઇન્સાફ કરજો.' ન્યાય કરનારાઓએ વિચાર્યું કે–'આ છોકરી ખોટી જણાતી નથી. છોકરી ડાહી છે, સમજુ છે, તે કાંઇ બાપને ગળે પડે નહીં, માટે આમાં શેઠનો જ અન્યાય જણાય છે.' આમ વિચારીને શેઠને કહ્યું કે–'શેઠ! આમાં તમારો અન્યાય ચાલે તેમ નથી, માટે એના સોનૈયા આપી દ્યો.' શેઠ કહે કે–'મેં લીધા નથી ને શેના આપું?' ન્યાયકારકો કહે કે–'તમે માનો કે ન માનો પણ આમાં તમારી લાજ વધવાની નથી, આ તમારી દીકરી છે, બાળવિધવા છે, ડાહી છે, ધર્મિષ્ટ છે, એ ખોટું બોલે એવી લાગતી નથી, માટે દયા કરીને, ઉપકાર કરીને કે ગમે તે રીતે પણ હજાર સોનૈયા એને આપી દ્યો, એમાં તમારી શોભા છે.' શેઠે અવસર જોઇને હજાર સોનૈયા ગણી આપ્યા. પણ તેના હૃદયમાં ખેદ બહુ થયો કે–'એક તો સોનૈયા ખોટી રીતે આપવા પડ્યા ને લોકોમાં લાજ ગઇ.' લોકોમાં 'આવો સારો શેઠ પણ પૈસા લઇને ફરી ગયો' એવી નિંદા વિસ્તાર પામી. આ શેઠ બીજાનો ન્યાય કરવા જતા હતા ને પોતે આવા અન્યાયી છે એમ કહેવાયું.

આવી રીતે લોકોમાં હાંસી થવાથી. અને નિંદા વિસ્તાર પામવાથી શેઠે ન્યાય કરવા જવાનું તો છોડી દીધું પણ બહાર જવાનું પણ બંધ કર્યું. પછી દીકરી તેની પાસે આવીને બોલી કે–' પિતાજી ! મારી વાત હવે ગળે ઉતરી ? તમે કહેતા હતા હતા કે અમે બધે ન્યાય જ કરીએ છીએ, પણ જુઓ, ન્યાય તો આવા થાય છે.' એમ કહીને તેણે સોનૈયા પાછા આપ્યા અને હવે પછી કોઇ જગ્યાએ ન્યાય કરવા ન જવું એવી પ્રતિજ્ઞા કરાવી. લોકોમાં પણ ખરી વાત બહાર પડી એટલે શેઠની અપકીર્ત્તિ નાશ પામી."

આ વાત ઉપરથી વાંચકવર્ગે સ્વયોગ્ય હિતશિક્ષા ગ્રહણ કરવી.

હવે રાસના કર્ત્તા અનુભવી મહાત્મા આગળ હિતશિક્ષા આપે છે કે—" હે બંધુઓ ! તમે પારકી લક્ષ્મી જોઇને મનમાં તેની અદેખાઇ–મત્સર ન કરશો; કેમકે દ્રવ્યની પ્રાપ્તિ થવી તે તો કર્માધીન છે, તમે લાભાંતરાય તોડ્યો હશે તો તમને પણ પ્રાપ્ત થશે, માટે તમે ફોગટ બીજાની અદેખાઇ કરીને મનને મલીન શા માટે કરો છો ? મત્સર આ ભવમાં ને પરભવમાં દુ:ખદાયી છે. જે પારકું ભૂંડું–અહિત ચિંતવે છે તેનું પોતાનું ભૂંડું–અહિત થાય છે માટે મનને વશ રાખો, કઠોર વચન ન બોલો, અને કાયાને પણ વશ રાખો."

હવે વ્યાપારને અંગે હિતશિક્ષા કહે છે—

કેદી અનાજનો વ્યાપાર કરો–જો કે શ્રાવકે બનતા સુધી તેમાં હિંસા વિશેષ હોવાથી તે કરવા યોગ્ય નથી, છતાં

આજીવિકા નિમિત્તે કરો તો પણ 'દુષ્કાળ પડે તો ઠીક' એમ ચિંતવશો નહિ. વૈદ્યનો વ્યાપાર કરવો ઘટિત નથી, છતાં વૈદ્ય કે ડોકટર થાઓ તો 'રોગની વૃદ્ધિ કે રોગની ઉત્પત્તિ થાય તો ઠીક' એવું ચિંતવશો નહીં વસ્ત્રાદિકના વ્યાપારમાં પણ જેથી ઘણા મનુષ્યને ગેરલાભ કે હાનિ થાય તેવું મોંઘાપણું ચિંતવશો નહિ, કારણ કે મોંઘુ થવાનું હોય છે તો અણ ચિંતવ્યું પણ થાય છે. માત્ર તેવા સંકલ્પવિકલ્પથી ફોગટ કર્મ બંધાય છે. આવી બાબતમાં જેનું મન નિશ્ચળ છે તે પ્રશંસનીય છે અને જેનું મન માઠા વિચારવાળું છે તેને જોવાથી પણ પાપ લાગે છે. આ સંબંધમાં ચામડાની ને ઘીની ખરીદી કરવા નીકળેલા બે વ્યાપારીનું દૃષ્ટાંત જાણવા લાયક છે, તે નીચે પ્રમાણે—

"બે મિત્રો વ્યાપાર નિમિતે પરદેશ નીકળ્યા. તેઓ એક શહેરમાં એક રાંધનારી સ્ત્રીને ઘરે જમવા રોકાણા. પેલી સ્ત્રીએ તેમને પૂછયું કે 'તમે કોણ છો અને શા કામે નીકળ્યા છો?' એટલે એક બોલ્યો કે–'હું ચામડાનો વેપારી છું, ચામડા ખરીદ કરવા નીકળ્યો છું' બીજો કહે કે–'હું ઘીનો વેપારી છું ને ઘી ખરીદ કરવા નીકળ્યો છું.' જમવાનો વખત થયો એટલે રાંધનારીએ ઘી ખરીદ કરનારને રસોડામાં જમવા બેસાડ્યો ને ચામડાની ખરીદીવાળાને બહાર બેસાડયો. અનુક્રમે બંને જણા ખરીદ કરીને પાછા તેજ ગામે આવ્યા અને પેલી રાંધનારીને ત્યાંજ જમવા રોકાણા. રાંધનારીએ જમવા બેસતી વખતે ચામડાના ખરીદનારને રસોડામાં બેસાડયો ને ઘીની ખરીદી કરી આવનારને બહાર બેસાડયો. એટલે તેણે સ્થાન ફેરવવાનું કારણ

પૂછ્યું. રાંધનારી બોલી કે–" તમે ખરીદ કરવા જતા હતા ત્યારે સુભિક્ષ ચાહતા હતા, ઘણા ઢોર હોય, ઘણું દુધ થતું હોય ને ઘી ઘણું થતું હોવાથી સોંઘુ મળે એવી તમારી ઇચ્છા હતી, તેથી તમને અંદર બેસાડયા હતા. અને હવે તમારા વિચાર બદલાયા છે. હવે ઢોર મરી જાય, દુધ ઓછું થાય ને ઘી મોંઘુ થાય તો ઠીક એવી તમારી ભાવના છે તેથી તમને બહાર બેસાડયા છે. ચામડાની ખરીદીવાળો જતી વખત મલીન વિચારવાળો હતો. ઘણા જનાવરો મરી ગયા હોય તો તેને ચામડા સસ્તાં મળે. તેથી તેની એવી ઇચ્છા હતી, એટલે તેને બહાર બેસાડયો હતો. હવે તેના વિચાર ફર્યા છે, અત્યારે તે જનાવર બહુ જીવે ને ચામડાં મોંઘા થાય એમ ઇચ્છે છે તેથી તેને અંદર બેસાડયો છે."

આ પ્રમાણેનો રાંધનારી ખુલાસો સાંભળી બંને મિત્રો સમજી ગયાં. આપણે આ દષ્ટાંત ઉપરથી સાર એ લેવાનો છે કે મન મલીન હોવાનું મહા પાપ છે, મન નિર્મળ કરવાથી જ સંસારનો પાર પામી શકાય તેમ છે. મન મલિન થવાથી પ્રસન્નચંદ્ર રાજર્ષિએ નરક ગમન યોગ્ય કર્મદળ મેળવ્યા હતા, તેમણે પાછા મનની નિર્મળતાથી તે કર્મો ખપાવ્યા ને મોક્ષ પ્રાપ્ત કર્યું. તંદુલ મત્સ્ય મહાન મત્સ્યની આંખની પાંપણમાં રહ્યો રહ્યો મત્સ્યનાં મોઢામાં આવીને નીકળી જતાં ઝીણા ઝીણા મત્સ્યોને પણ ખાઈ જવાની, જતા રહેવા નહિ દેવાની માઠી ભાવનાથી સાતમી નરકે જવા યોગ્ય કર્મ બાંધે છે, અને સાતમી નરકે જાય છે. વળી જુગળીઆઓ ત્રણ પલ્યોપમ સુધી સતત કામ-

ભોગ–સાંસારિક સુખ ભોગવે છે, છતાં મનની મલિનતા ન હોવાથી મરણ પામીને દેવલોકમાં દેવ થાય છે; તેથી ભવ્ય પ્રાણીઓએ વ્યાપારમાં પ્રવૃત્તિ કરતાં મનને નિર્મળ રાખવું, અતિ તૃષ્ણા ન કરવી અને કોઇનું માઠું ચિંતવવું નહીં. એવું વર્તન રાખવાથી કર્મબંધ બહુ ઓછો થાય છે.

વસ્તુનું મૂલ્ય કદી બહુજ વધી ગયું હોય તોપણ શ્રાવકે ત્રણગણાથી વધારે કિંમત લેવી નહીં અને વેચી નાખેલા કરિયાણાના વખાણ કરવા નહીં, કે ઓછે વેચી નાખ્યાનો પશ્ચાત્તાપ કરવો નહીં. તોલાં માપા કમી કે જાસ્તી રાખવા નહીં, ત્રાજવાના પાસંગ બે બાજુના નીચા ઉંચા રાખવા નહીં, હલકા ભારે રાખવા નહીં, ડાંડી મરડીને તોલમાં ફેરક પાડી દેવો નહીં રસ પદાર્થ વિગેરેમાં બીજી વસ્તુનો ભેળસેળ કરવો નહીં, ખોટા વાંધા પાડવા નહીં, લાંચ ખાવી નહીં, સાટું કરવામાં વચ્ચેથી ખાઇ જવું નહીં, કરેલ સાટું ખોટું બોલીને ભાંગવું નહીં, ખોટું નાણું આપવું નહીં, પારકા ઘરાક ભાંગવાં નહીં, વચન ફેર કરવું નહીં, અંધારે એટની બીજી અથવા ભારે ને બદલે હલકી વસ્તુ આપવી નહીં, અક્ષર ભેદ કરવો નહીં, લખેલા અક્ષર ફેરવવા નહીં, પરવંચના કરવી નહીં, કોઇને ઠગવું નહીં, પરને ઠગનાર માણસ ખરી રીતે પોતેજ ઠગાય છે, સંસારમા તેની હલકાઈ થાય છે અને સ્વર્ગ કે મોક્ષની તેવા માયાવી મનુષ્યને પ્રાપ્તિ થતી નથી; માટે કદિ પણ પરવંચના કરવી નહીં. સત્ય માર્ગે ચાલવું. સત્ય માર્ગે ચાલતાં અવશ્ય પુષ્કળ ધનની પ્રાપ્તિ થાય છે. તેની ઉપર ગ્રંથકર્તા એક શેઠની કથા કહે છે—

"વસંતપર નામના નગરમાં હોલાક નામના શેઠ રહેતા હતા. તેણે વાણિક નાક ખોચું હતુ, અર્થાત્ આબરૂ ગુમાવી હતી તેને ચાર મોટા ઉમરલાયક પુત્રો હતા, પણ તેમાં એકે તત્ત્વનો વિચાર કરનારો નહોતો ધાન્ય ત્રણ શેર આપે અને પાંચ શેર કહે. પાંચ શેર લે ને ત્રણ શેર કહે. તેને શરણે–તેની દુકાને લેવા દેવા આવેલા લોકોને આવી રીતે છેતરે તે શેઠે દિકરાઓના નામ ત્રિપુષ્કર ને પંચપુષ્કર પાડયા હતા, એટલે દેવાની વખતે તોલાં માગતાં 'ત્રિપુષ્ઠર તોલા લાવ' એમ કહેતા અને લેતી વખત પંચપુષ્કરના નામથી તોલાં માંગતા આ પ્રમાણે અહર્નિશ ઠગબાજી કરતા હતા.

તેના ઘરમાં તેના નાના દીકરાની વહુ બહુ વિચક્ષણ હતી તેણે આ બધી સ્થિતિ જોઇને એકાંતે સસરાજીને બોલાવી ઠબકો આપ્યો કે 'આપ આવી અનીતિ કરો છો તે ઠીક નથી' સાસરો કહે કે–'એમ ન કરીએ ને સાચા થઇએ તો પેદા શું કરીએ અને ઘરના ખર્ચ કેમ ચલાવી શકીએ ? નિર્ધનથી કાંઇ કામ થઇ શકે નહીં.' વહુ બોલી કે–'સસરાજી આમાં તમારી ભૂલ થાય છે વ્યવહારશુદ્ધિ રાખવાથી તો દ્રવ્ય પુષ્કળ મળશે અવશ્ય કમાણી વધશે; ધર્મ ને અર્થ બેહુ સધાશે. આપને તે વાતની ખાત્રી ન થતી હોય તો માત્ર છ મહિના મારા આગ્રહથી તે પ્રમાણે વર્તો, પછી જો લાભ દેખાય તો ને પ્રવૃત્તિ ચાલુ રાખજો' શેઠે તે વાત કબુલ કરી

હવે શેઠે વ્યવહાર ચોખો કરી નાખ્યો, કાટલાં એક જાતિનાંજ રાખ્યાં, સાચું બોલવું. કોઇ પ્રકારની અનીતિ

કરવી નહીં એમ રાખ્યું. એટલે તો ધીમે ધીમે ઘરાકી વધવા માંડી, લોકોમાં પણ કીર્ત્તિ થઇ. લોકો કહેવા લાગ્યા કે–' હવે શેઠની દાનત શુદ્ધ થઇ લાગે છે. ' શેઠ પણ અનાજ, ગોળ, ઘી એક સરખું–તદ્દન ભેળસેળ વિનાનું આપવા લાગ્યા. તોલ માપમાં પણ પૂરેપૂરૂં આપવા માંડયુ એટલે ઘરાકી એટલી વધી પડી કે લોકોને બેસવાની પણ જગ્યા મળે નહીં આ પ્રમાણે વર્તતા છ મહીને હીસાબ કાઢયો એટલે ખર્ચ કાઢતાં નવ ટકા હેમ [1]ઉપાર્જન કર્યું. નાની વહુએ કહ્યુ કે ' એ સોનાનું એક તોલું કરાવો અને આપણા ગામની નજીક પાણીનો ધરો છે એમાં જઇને નાંખી આવો. પછી જુઓ કે તમારું ન્યાયનું ઉપાર્જન કરેલું તે દ્રવ્ય પાછું આવે કે નહિ ? ' શેઠે તેના કહેવા પ્રમાણે કર્યું. તે કાટલું એક મત્સ્યે ગળ્યું. મત્સ્ય ભારે થઈ જવાથી વધારે ચાલી શકયો નહીં, એટલે એક માછીની જાળમાં પકડાણો. માછીએ તેના પેટમાંથી પેલું કાટલું કાઢયું. તેને લોઢાનું જાણી તેની ઉપર નામ હતું તે વંચાવ્યું. હોલાક શેઠનું નામ હોવાથી તેને લાવીને આપ્યું. શેઠે વહુને વાત કરી કે–'તેં કહ્યું હતું તેમજ થયું, આ તોલું પાછું આવ્યું. ' વહુએ કહ્યું કે વ્યવહાર શુદ્ધિથી મેળવેલું દ્રવ્ય જાય જ નહીં; શેઠ હવે તો વ્યવહારની શુદ્ધતામાં દૃઢ થયા અને કાયમને માટે તેવી પ્રવૃત્તિ શરૂ રાખી અનુક્રમે તે શેઠને ધર્મની પ્રાપ્તિ થઇ. આખું કુટુંબ જૈન થયું, તેનું રાજ્યમાં પણ માન થયું અને લોકોમાં સત્યવાદી તરીકે પ્રસિદ્ધ થયા અત્યારે પણ વહાણના ખારવાઓ હોલાસાનું નામ લઇને વહાણ ચલાવે છે. આ દૃષ્ટાંત ઉપ-

---

૧ તે વખતનું દ્રવ્ય પ્રમાણ છે.

રથી દરેક જૈનબંધુએ પોતાનો વ્યવહાર શુદ્ધ રાખવો, તેને મલીન કરવો નહિ.”

શ્રાવકે અન્ય મનુષ્યો સાથે છળ કરવો નહીં, તદુપરાંત સ્વામીભાઈ સાથે તો કદી પણ છળ કરવો નહિ. તેમજ વિશ્વાસી, દેવ, ગુરૂ, બાળ, અને વૃદ્ધ–એટલા સાથે તો કદી પણ ન કરવો, તેમને છેતરવા નહીં, તેમના વિશ્વાસનો ઘાત કરવો નહીં. એ બધાનો દ્રોહ કરવાથી અત્યંત પાતિક લાગે છે. તેઓની થાપણ ઓળવવી નહીં, તેમની સાથે જૂઠું બોલવું નહીં. તેમની વંચના કદાપી કરવી નહીં, લૌકિક શાસ્ત્રમાં ચાર જણને કર્મ ચંડાળ કહ્યા છે–૧. ખોટી સાક્ષી આપનાર, ૨ રાત્રિ દિવસ રીસ રાખનાર, ૩ વિશ્વાસઘાતી ૪ કૃતઘ્ની. પાંચમો જાતિચંડાળ સમજવો. એને પાંચમો એટલા માટે કહ્યો છે કે તે આ ચાર કરતાં સારો છે. ઋષભદાસજી કહે છે કે–પૂર્વના ચારેને તે નમવા યોગ્ય છે. આ સંબંધમાં વિશ્વાસઘાતી ઉપર એક કથા રાસમાં કહી છે તે આ પ્રમાણેઃ—

**વિશ્વાસઘાતિની કથા**—વિશાળનગરીમાં નંદ નામે રાજા હતો તેને **ભાનુમતી** નામે પટ્ટરાણી હતી તે વાણીમાં અમૃત જેવા વચનો બોલનારી હતી. તેને વિજયપાળ નામે પુત્ર હતો બહુશ્રુત નામે મંત્રી હતો. રાજાને રાણી સાથે ગાઢ પ્રીતિ હતી, તેથી રાજસભામાં પણ તેને સાથે બેસાડતો હતો. એક દિવસ આ હકીકતથી નારાજ થઇ મંત્રીએ વિચાર્યું કે–'વૈદ્ય જો માત્ર મીઠાબોલો જ હોય તો તે દર્દીનો વિનાશ કરે છે, ગુરૂ જો મીઠાબોલા હોય તો ઉત્તમ મનુષ્ય પણ ધર્મકરણીથી વિમુખ રહે છે અને મંત્રી જો

મીઠાબોલો હોય તો રાજ્યનો, રાજ્યના ભંડારનો વિનાશ કરે છે, માટે રાજાને ખરી વાત કહેવી જોઇએ.' આમ વિચારી તેણે રાજાને કહ્યું કે–" હે સ્વામી ! રાણીને આપની પાસે બેસાડવાથી સભાનું માન જળવાતું નથી. તમારી પાસે બેસનાર રાણી તો બહુ શ્રેષ્ઠ છે, પણ એ રીવાજ સારો નથી. નીતિશાસ્ત્રમાં કહ્યું છે કે–'ગુરૂ, અગ્નિ, રાજા અને સ્ત્રી જો બહુ વેગળા રહે તો ઉચિત ફળપ્રાપ્તિ થતી નથી, બહુ નજીક રહે તો વિનાશ થાય છે, તેથી તેઓ મધ્યમ ભાગે સેવવા યોગ્ય છે.' માટે રાણીને પાસે બેસાડી રાખવી તે યોગ્ય નથી. કદી તમે તેના વિના રહી શકતા ન હો તો તેની છબી ચિતરાવી તે તમારી પાસે રાખો." મંત્રીનું આ પ્રમાણેનું કથન રાજાએ સ્વીકાર્યું અને રાણીની છબી ચિતરાવી તે પાસે રાખીને તેને જોવા લાગ્યા.

એકદા શારદાનંદન નામના ગુરૂને તે છબી રાજાએ દેખાડી, એટલે પોતાની પંડિતાઇ જણાવવા માટે ગુરૂ બોલ્યા કે–'તેની ડાબી જાંઘ ઉપર તિલક છે.' આ પ્રમાણે સાંભળીને રાજાના મનમાં શંકા ઉત્પન્ન થઈ. તેણે ગુરૂને રજા આપી મંત્રીને બોલાવ્યો અને હુકમ કર્યો કે–'શારદાનંદનને મારી નાખો, આ બાબતમાં ફરીને પૂછશો નહીં.' આવો હુકમ સાંભળી પ્રધાને વિચાર્યું કે–'રાજા ગમે તેમ ફરમાવે પણ પ્રધાને તેનો અમલ વિચારીને કરવો જોઇએ. તોજ તેનું પરિણામ સુખદાયી આવે છે, નહીં તો વગર વિચાર્યું કાર્ય કરવાથી ખેદ થાય છે, તે મનમાં શલ્યરૂપ થઈ પડે છે અને મેં આવું કેમ કર્યું એવો સંતાપ થયા કરે છે.'

આ પ્રમાણે વિચારીને મંત્રીએ શારદાનંદનને ન મારતાં પોતાના ઘરમાં છુપાવી રાખ્યો. એક દિવસ રાજપુત્ર આહેડો રમવા ગયો, તેમાં એક સુવરની પાછળ પડ્યો, એકલો પડી ગયો, રાત પડી એટલે તે એક ઝાડ ઉપર ચડી ગયો. કારણકે રાત્રે નીચે રહેવાથી વ્યાઘ્રાદિ શ્વાપદોનો ભય હતો. તે ઝાડ ઉપર એક વાનર રહેતો હતો, તેના શરીરમાં કોઇ દેવે પ્રવેશ કર્યો, એટલે તે બોલ્યો કે 'હે રાજપુત્ર! તું સુખે અહીં રાત્રિ રહે, ભય પામીશ નહીં. સવારે હું તને તારા નગર પાસે મૂકી જઈશ.' આ પ્રમાણે કહી તેને ખાવા માટે કેટલાંક ફળ આપી તેની ક્ષુધા દૂર થઇ, એટલે તેને પોતાના ખોળામાં સુવાડ્યો. રાજપુત્ર કાંઇક નિદ્રાવશ થયો, તેવામાં એક વાઘ આવ્યો. તે બહુ ક્ષુધાતુર હતો તેથી તેણે વાનરને કહ્યું કે—'તારા ખોળામાં છે તે મનુષ્યને નીચે નાખી દે. તેને ખાઇને હું તૃપ્ત થાઉં, 'વાનર કહે કે—'હું એવો વિશ્વાસઘાતી નથી કે એને નાખી દઉં. હું તો એને મારા જીવની જેમ જાળવીશ. છળકપટ કરવાથી પ્રાણી નરકે જાય છે, એ વાત મારા સમજવા બહાર નથી.' વાનરના આવા ઉત્તરથી વાઘ મૌન થઈને ત્યાં બેસી રહ્યો પછી મધ્ય રાત્રિ વીતી, એટલે કુંવર જાગ્યો અને વાનરને કહ્યું કે—'હવે તમે મારા ખોળામાં સુઇ જાઓ. હું જાગીશ.' વાનરે તેમ કર્યું. વાનર નિદ્રાવશ થયો એટલે વાઘ ગર્જારવ કરીને બોલ્યો કે—'અરે મનુષ્ય! તું એ વાનરને નાખી દે તો તેનાથી તૃપ્ત થઇને હું ચાલ્યો જાઉં, જેથી તું નિર્ભય થા. 'રાજપુત્રે વિચાર કર્યા સિવાય તરતજ વાનરને ખોળામાંથી ફેંકી દીધો. વાઘે હસીને વાનરને પકડ્યો. વાનર તેનું મુખ ફાડીને નીકળી ગયો; પરંતુ સામા ઝાડ ઉપર બેસીને રૂદન કરવા લાગ્યો; એટલે દેવરૂપી વાઘ

બોલ્યો કે–'રે વાનર! તું રૂવે છે શા માટે?' વાનર કહે કે 'હું એ માટે રૂદન કરૂં છું કે–આવા કૃતઘ્નની ગતિ શું થશે? વળી જેઓ પોતાની જાતને–પોતાના વર્ગને તજીને બીજામાં ભળવા જાય છે તેની ગતિ પણ મારા જેવી થાય છે. પશુ ને માનવ બન્ને અન્ય અન્ય જાતિ છે, તેનામાં પ્રીતિ શેની હોય? મેં તેવી પ્રીતિ કરી તેજ ભૂલ કરી.' આ પ્રમાણેનાં વચનોથી રાજપુત્ર ઘણો લજ્જા પામ્યો. પછી પેલા દેવરૂપી વાનરે તેને ઘેલો કરી મૂકયો. એટલે તે **विशमेरा, विशमेरा** બોલતો વનમાં ભટકવા લાગ્યો- તેના પિતાના માણસો શોધવા નીકળેલા તે તેને રાજા પાસે લઈ ગયા. રાજાએ પુત્રને ઘેલો થઇ ગયેલો જાણી તેના ઘણા ઉપચારો કર્યા, પણ તેને કોઈ રીતે આરામ થયો નહીં. એટલે તેણે શારદાનંદન ગુરૂને સંભાર્યા. પણ પોતેજ તેને મરાવી નાખ્યા હતા, તે હકીકત સંભારીને મનમાં ખેદ પાવ્યો. છેવટે રાજાએ નિરાશ થઈને ગામમાં પડહ વગડાવ્યો કે–'જે રાજપુત્રને સાજો કરશે તેને અર્ધ રાજ્ય આપવામાં આવશે. 'પડહો આખા ગામમાં ફર્યો, તે કોઇએ ન છબવાથી પ્રધાને છબ્યો. પ્રધાને રાજાને કહ્યું કે–'મારી પુત્રી આ બાબતમાં કાંઈક જાણે છે, તેથી તે રાજપુત્રને સાજા કરશે.'

પછી યોગ્ય સમયે શારદાનંદનને પ્રધાને પુત્રી તરીકે રાજમહેલમાં લાવી એક પડદો આડો બાંધીને બેસાડયા. રાજા પ્રધાન વિગેરે કુંવર પાસે બેઠા.' એટલે પડદામાંથી શારદાનંદને રાજપુત્રનું ચરિત્ર પ્રગટ કરતાં કહ્યું કેઃ–

વિશ્વાસ ઘરે જે ભાઇ, તેહને વંચતાં શી પંડિતાઇ;
ખોળે સુતો હતો જે ગમારો, તેહનો શ્યો પુરૂષાકારો. ૧

"જે વિશ્વાસ રાખે તેને ઠગવામાં પંડિતાઇ શી? ખોળે સુનારાને જે ગમાર હણે તેનામાં પુરૂષાતન શું?' આ પ્રમાણેની ગાથા (શ્લોક) સાભળતાજ રાજપુત્રે **वि** અક્ષર તજી દીધો અને **शमेरा** બોલવા લાગ્યો. એટલે પડદામાંથી શારદાનંદન બોલ્યાઃ—

સમુદ્રતણે તટે જાય, ગંગા સાયર ભલે ન્હાય;
બ્રહ્મહત્યા તિહાં મૂકાય, મિત્રદ્રોહી ન ચોખો થાય. ૨

'સમુદ્રને કિનારે જાય અને ગંગાસાગરના સંગમ પાસે જઇને સ્નાન કરે તો બ્રહ્મહત્યાનો પાપી તો કદી તે પાપથી મૂકાય પણ મિત્રદ્રોહી તો ત્યાં સ્નાન કરવાથી પણ ચોખો ન થાય.' આ ગાથા સાંભળતા **श** અક્ષર તજી દઇને **मेरा**, **मेरा** બોલવા લાગ્યો; એટલે શારદાનંદન બોલ્યાઃ—

મિત્રદ્રોહી કૃતઘ્ની ચોરી, વિશ્વાસઘાતી તેહ અઘોરી;
એ નરકે જાયે ચાર, ચંદ્ર સૂર ઉગે તિહાં સાર ૩

'મિત્રદ્રોહી, કૃતઘ્ની, ચોર ને વિશ્વાસઘાતી આ ચાર અઘોર નર્કમાં જાય છે, અને ત્યાં સૂર્ય ચંદ્ર ઉગે ત્યાં સુધી રહે છે.' આગાથા સાંભળતા **मे** અક્ષર તજી દીધો ને **रा**, **रा** બોલવા લાગ્યો, એટલે શારદાનંદન બોલ્યાઃ—

રાજન વાછો સુત કલ્યાણ, દીઓ પાત્રને દાન સુજાણ;
ગૃહી દાને ચોખા થાય, સુણતાં ગા મૂકયો તેણે રાય. ૪

'હે રાજન્! જો તમે તમારા પુત્રનું કલ્યાણ ઇચ્છતા હો તો સુપાત્રમાં દાન આપો, કારણ કે ગૃહસ્થ દાનવડેજ શુદ્ધ થાય છે.' આ પ્રમાણે સાંભળતા રાજપુત્રે ગા બોલવો પણ છોડી દીધો અને સ્વસ્થ થયો. પછી રાજપુત્રે પોતાની બધી વાત કહી બતાવી તેમા તેણે વાનર સાથે જે કૃતીઘ્નીપણું કર્યું હતું તે જણાવ્યું. તે સાભળી રાજાને આશ્ચર્ય થયું કે–'આ વનની વાત પ્રધાનપુત્રીએ શી રીતે જાણી?' શારદાનંદને કહ્યું કે–'એ દેવગુરૂનો પ્રતાપ છે. મારી જીહ્વાએ શારદાનો નિવાસ છે, તેથી મને જ્ઞાનનો પ્રકાશ થયેલો છે તેના યોગે હું બધુ યથાર્થ જાણી શકું છું અને તે પ્રમાણે જ કહું છું જેમ ભાનુમતિની જ઼ઘાનું તિલક.'

આ પ્રમાણેનાં વચનો સાંભળી નંદરાજા ખુશી થયો અને પડદો તરતજ દૂર કરાવતાં શારદાનંદને જીવતા જોઇ રાજા બહુ રાજી થયો, પરસ્પર મળ્યા અને મનના મનોરથ સિદ્ધ થયા.

આ કથા ઉપરથી સાર એ લેવાનો છે કે ઉત્તમ મનુષ્યે પરવંચના કૃતઘ્નીપણું, વિશ્વાસઘાતીપણું–એ સર્વથા તજી દેવાં, કારણ કે તે મહાપાપ છે. પાપના બે પ્રકાર છે. એક ગોપ્ય ને બીજું પ્રગટ. ગોપ્યના બે ભેદ છે, એક ન્હાનું ને બીજું મ્હોટું ખોટા તોલ માપ કરવા તે ગોપ્ય નાનું પાપ છે અને વિશ્વાસઘાત કરવો તે ગોપ્ય મોટું પાપ છે.

પ્રગટ પાપના પણ બે પ્રકાર છે. તેમાં પ્રથમ ભેદ કુળાચારથી થતું પાપ છે. મ્લેચ્છના કુળમાં ઉત્પન્ન થયેલ માંસભક્ષણ કરે તે પ્રથમ પ્રકારનું પાપ છે અને જે નિર્લજ્જપણે પાપકાર્ય કરે, યતિનો વેશ લઇને તેથી વિરૂદ્ધ પાપ આચરે તે બીજા પ્રકારનું પાપ છે. અનંત કાળ સંસારમાં પરિભ્રમણ કરે છે. જે માણસ સત્યવાદી હોય છે તે છાનું પાપ કરતા નથી. જ્યારે નિઃશુકપણે કાંઇપણ પાપ કરે છે ત્યારે અસત્યવાદી પણ થાય છે. અસત્યનું પાપ પણ મોટું છે. યોગશાસ્ત્રમાં બીજાં બધાં પાપ કરતાં તેને વિશેષ કહ્યું છે; તેથી ઉત્તમ જનોએ સત્ય માર્ગે જ ચાલવું, ન્યાય તજવો નહીં. ન્યાયોપાર્જિત દ્રવ્ય થોડું હોય તો પણ તે કુવાના પાણી જેવું છે, તે વાપરતાં ઘટતું નથી. અન્યાયથી મેળવેલ દ્રવ્ય જીવતાં ખર્ચાતું નથી અને મારવાડ દેશના તળાવની જેમ તે દ્રવ્ય સ્થિર ટકતું નથી. કાણો ઘડો પાણીમાં મૂકતાં પ્રથમ તેમાં પાણી ભરાતું લાગે છે—પાણી ભરાય છે, પણ તે ટકતું નથી. તે ઘડાના આશ્રયથી તરવા ઇચ્છનારો ડુબી જાય છે, તેમ પાપથી મેળવેલું દ્રવ્ય સ્થિર રહેતું નથી અને તેનો મેળવનારો ડુબે છે.

ઉપર પ્રમાણેની વાત સાંભળીને શિષ્ય પૂછે છે કે— "ગુરૂ મહારાજ! જો એમ છે તો ન્યાયમાં વર્તતા માણસો જગતમાં દુઃખીઆ કેમ દેખાય છે ને અન્યાયી માણસો સુખીઆ કેમ જણાય છે?"

ગુરૂ કહે કે—સાંભળ, હું તને એનો મર્મ સમજાવું. એ માણસ પૂર્વના કર્મને ભોગવે છે. કર્મના ચાર પ્રકાર છે તે આ પ્રમાણે—

કર્મના ચાર પ્રકારનું મૂળ કારણ પુન્ય ને પાપ છે. તે બંનેના બે બે પ્રકાર હોવાથી ૪ પ્રકાર છે. કારણમાં કાર્યનો આરોપ કરીને કર્મના ચાર પ્રકાર કહેવામાં આવેલ છે. તે ચાર પ્રકાર આ પ્રમાણે છે. ૧ પુણ્યાનુંબંધી પુણ્ય, ૨ પાપાનુબંધી પુણ્ય, ૩ પુણ્યાનુબંધી પાપ, ૪ પાપાનુબંધી પાપ.

૧ પુણ્યાનુબંધી પુણ્યમાં ભરતચક્રી વિગેરે અનેક મહાપુરૂષના દષ્ટાંતો છે. તેઓ પૂર્વે પુણ્ય બાંધી તેના ફળ તરીકે અનેક પ્રકારની સુખસંપત્તિ પામ્યા, પરંતુ તે પુણ્ય–પુણ્યાનુબંધી હોવાથી એટલે તે પુણ્ય ભોગવતાં પાછો પુણ્યનો બંધ કરાવે એવું હોવાથી મળેલી સંપત્તિમાં લીન થઇ ન જતાં તે સંપત્તિનો સદુપયોગ કરી, ધર્મ, આરાધી, પુન્ય બાંધીને સદ્ગતિનું ભાજન થયા. અથવા સર્વ કર્મનો ક્ષય કરીને શિવસુખના ભાજન થાય આવું પુણ્ય તે પુણ્યાનુબંધી પુન્ય કહેવાય છે

૨ પાપાનુબંધી પુણ્યથી રોગ રહિત શરીર પામે. અનેક પ્રકારની સુખ સંપત્તિ પામે પરંતુ તેનાજ સંયોગથી અનેક પ્રકારના પાપ કરી, મળેલ સંપત્તિમાં લીન થઇ જઇ, તેનો દુરૂપયોગ કરી કોણિક, બ્રહ્મદત્ત ચક્રી વિગેરેની જેમ દુર્ગતિના ભાજન થાય છે.

૩ પુન્યાનુબંધી પાપના ઉદયથી અહીં દુઃખ દારિદ્રયાદિની પ્રાપ્તિ થાય છે, પરંતુ તે કારણ તેને વૈરાગ્ય ઉપજાવનાર થાય છે, અને તેથી ધર્માદિકની પ્રાપ્તિ પામી, તેને આરાધીને સંપ્રતિ રાજાના જીવ દ્રમકની જેમ આગામી ભવે

રાજ્યઋદ્ધિ વિગેરે પામે છે અને ત્યાં પણ તેનો સદુપયોગ કરી ધર્મ આરાધી સદ્દગતિના ભાજન થાય છે,

૪ પાપાનુબંધી પાપના ઉદયથી અહીં દુઃખી દરિદ્રી થાય છે, અને તે નિમિત્તને પામીને દ્રવ્યાદિક મેળવવા અનેક પ્રકારના પાપો કરે છે. પરિણામે કાળકસૂરીઆ કસાઇ વિગેરેની જેમ દુર્ગતિના ભાજન થાય છે

આ ચારે ભેદ બહુ રીતે વિચારવાના છે અને સુજ્ઞોએ તે ચારમાંથી પોતાને કયા પ્રકારનો ઉદય છે તે વિચારવા યોગ્ય છે.

અહીં પાપ કર્મ કરનારો હોય છતાં જે સુખ ભોગવતો હોય તે પૂર્વના પુન્યથી સમજવું, અહીં ન્યાયે ચાલતો હોય છતાં દુઃખ ભોગવનો હોય તે પૂર્વ ભવના પાપથી સમજવું; પરંતુ પાપ કરનારને આગળ દુઃખ ભોગવવું જ પડશે અને ન્યાયમાર્ગે ચાલનારને આગળ સુખ પ્રાપ્ત જ થશે એ વાત ચોક્કસ સમજવી, કારણ કે 'જ્યાં ન્યાય છે, ત્યાં લક્ષ્મીનો નિવાસ છે.' એ સિદ્ધ થયેલી હકીકત છે.

સત્પુરૂષો અન્યને હાનિ તો કરતા જ નથી, પરંતુ દુઃખ ઉપજાવવાથી પણ ડરે છે. જ્યાં પરને પોતાનાથી પરિતાપ ઉપજતો હોય ત્યાં પોતાની દુકાન વખાર કે ઘર હોય તો તે પણ ત્યજી દે છે. જ્યાં પારકા નિસાસા પડતા હોય ત્યાં લક્ષ્મી કે સુખ હોતું જ નથી. એક પંડિતે કહ્યું છે કે— 'ધૂર્ત્તની સાથે મૈત્રી, સુખે સુખે શાસ્ત્રાભ્યાસ, કપટવડે ધર્મ, કર્કશ સ્વભાવ છતાં સ્ત્રીસુખ અને પરને સંતાપ ઉપજાવીને

દ્રવ્યની વાંચ્છા—આ પાંચ વાના જે ચાહે તેને મૂર્ખ સમજવો. ૧ મૈત્રીમાં ધૂર્તપણું ચાલી શકે જ નહીં અને ધૂર્તપણું મિત્રની સાથે કરે તો મૈત્રી રહે જ નહીં. ૨ શાસ્ત્રાભ્યાસ કરવો જ હોય તો દુઃખનો અનુભવ કરવો જ પડે, માત્ર સુખે સુખે શાસ્ત્રાભ્યાસ થાય નહિ. શાસ્ત્રાભ્યાસની ઇચ્છાવાળાને ગુરૂસેવા કરવી પડે, ગુરૂ પાસે જવું પડે, નિદ્રા વિકથા તજવી પડે, ખાનપાનમાં મર્યાદા રાખવી પડે તથા માથાકુટ પણ કરવી પડે તો જ શાસ્ત્રાભ્યાસ થઈ શકે. ૩ ધર્મમાં નિષ્કપટપણું હોવું જ જોઇએ. ઉપર ઉપરથી ધર્મીનું ડોળ ઘાલે અને અંદરથી અધર્મીપણું ચલાવે તેમાં ધર્મ થઈ શકે જ નહીં તેવા માણસો ધારે છે કે અમે જગતને ઠગીએ છીએ, પરંતુ ખરી રીતે વિચારતાં તેઓ પોતે જ ઠગાય છે અને દુર્ગતિના દ્વાર પોતાને માટે ખુલ્લાં કરે છે. સ્ત્રીસુખ મેળવવા ઇચ્છનારે તેની સાથે શાંત અથવા નમ્ર વર્તન જ રાખવું જોઇએ, તે સિવાય સ્ત્રીસુખ મેળવી શકાય નહીં અને પરને સંતાપ ઉપજાવવાથી—તેના નિસાસા પડવાથી હોય તે લક્ષ્મી પણ ચાલી જાય તો નવી તો શેની જ મળે ?

લોકમાં અપયશ થાય તેવું કાર્ય સજ્જનો ન જ કરે, લોકમાં યશ થાય તેવું કરે અને સત્યવાદીપણું સ્વીકારી લોકમાં તેવી છાપ પાડી દે.

સત્યવાદીને રાસના કર્ત્તા શિખામણ આપે છે કે—સત્યવાદીએ દ્રવ્ય ખોયું હોય તો તે કોઇને કહેવું નહીં, દ્રવ્ય મળ્યું હોય તો મનમાં સમજી રહેવું, કોઈ વસ્તુનો સંગ્રહ

કર્યો હોય તો તે વાત કોઇને ન કહેવી. 'સ્ત્રીની વાત, ભોજનની હકીકત, પોતાની પાસે કેટલું દ્રવ્ય છે તે, પોતાના ગુણ, પોતાથી કાંઈ ભુંડું કામ થઇ ગયું હોય તો તે તેમજ પોતે કોઇ પુણ્યકાર્ય કરેલ હોય તે કોઇને કહેવા નહીં. એટલી બાબતમાં મૌનપણું ધારણ કરવું.'

પોતાના મરણની (કયારે થવાનું છે તે જાણવામાં આવ્યું હોય તો) તેમજ મર્મની વાત કોઇને કહેવી નહીં; તે કહેવાથી નુકશાન થવાનો સંભવ વધારે છે. કોઇ ચાહીને પૂછે તો 'તે શા માટે પૂછે છે? તેને શું કામ છે?' એવો સામો પ્રશ્ન કરવો. ગુરૂ કે રાજા પૂછે તો દરેક બાબતમાં સત્ય ઉત્તર આપવો. આ જગતમાં સત્યથી જ સિદ્ધિ છે તે પર એક દષ્ટાંત છે તે નીચે પ્રમાણે—

"દીલ્હી નગરમાં મોહનસંઘ નામે એક વણિક રહેતો હતો. તે લોકોમાં સત્યવાદી કહેવાતો હતો અને સત્યજ બોલતો હતો. એક વખત બાદશાહે તેને પૂછયું કે—'મોહનસંઘ! તારી પાસે દ્રવ્ય કેટલું છે?' મોહનસંઘે કહ્યું કે—'સાહેબ! હીસાબ તપાસીને કહું, કારણકે તે વિના બરાબર કહી શકાય નહીં.' પછી તરતજ નામું ઠામું તપાસીને કહ્યું કે—'સાહેબ! મારી પાસે ૮૪૦૦૦ સોનૈયા છે.' સુલતાન તે સાંભળી બહુ ખુશી થયો અને મનમાં વિચારવા લાગ્યો કે આપણે તો એની પાસે થોડું દ્રવ્ય ધાર્યું હતું છતાં આણે તો વધારે કહ્યું તેથી તે ખરો સત્યવાદી જણાય છે.' એટલે બાદશાહે પોતાનો રાજભંડાર તેના કબજામાં તેની સંભાળ નીચે સોંપી દીધો. આમ થવાથી તેની દોલત વધી અને સુખ પણ વધ્યું."

આ દૃષ્ટાંત ઉપરથી સર્વ મનુષ્યોએ સત્યવાદી થવું યોગ્ય છે. "ખંભાતમાં ભીમ નામનો સોની હતો. તેણે સત્યજ બોલવું એવો નિયમ લીધો હતો. તે જગચ્ચંદ્રસૂરિનો શ્રાવક હતો, તપગચ્છી હતો, તેની પાસે દ્રવ્ય પણ ઘણું હતું. એક દિવસ તે મલ્લીનાથજીને દહેરે જતો હતો, ત્યાં માર્ગમાંથી ચોરોએ તેને પકડ્યો અને પોતાના સ્થાનમાં લઇ જઇ ચાર હજાર સોનૈયા માગ્યા. ભીમે પોતાના પુત્રને ચાર હજાર સોનૈયા લઇને આવવાનું કહેવરાવ્યું. ભીમપુત્ર ચાર હજાર ખોટા સોનૈયા લઇને ચોરોના સ્થાનમાં ગયો અને કહ્યું કે—' આ સોનૈયા પારખીને ગણી લ્યો ને મારા પિતાને છોડી દ્યો.' ચોરોમાં મુખ્ય જે ક્ષત્રી હતો તેણે વિચાર્યું કે—' આ સોનૈયાની આપણને પરીક્ષા નથી કે એને સાચા ખોટા જાણી શકીએ, પણ ભીમ સત્યવાદી કહેવાય છે, માટે તેની પાસેજ પરખાવીએ.' પછી ભીમ પાસે લઈ જઇ તેને તેને પારખવાનું કહેતાં તેણે સોનૈયા તપાસીને કહ્યુ કે—'આ બધા ખોટા સોનૈયા છે, માટે પાછા આપી દ્યો.' આવો જવાબ સાંભળી મુખ્ય ચોર બહુ ખુશી થયો અને વિચારવા લાગ્યો કે—' આવા પુરૂષો પણ જગતમાં વસે છે કે જે સંકટમાં પણ સત્ય છોડતા નથી, સત્યજ બોલે છે, સત્યની ખાતર ગમે તેટલું કષ્ટ પડે તો તે સહેવા તૈયાર રહે છે. વળી પોતાના પુત્રને પણ ખોટો ઠરાવતા ડરતા નથી કે ભય પામતા નથી. આમ કહેવાથી મારો પુત્ર હલકો પડશે એવો ખોટો ભય ધરાવતા નથી. કળિકાળમાં આવા પુરૂષો રત્નતુલ્ય છે તો એવા પુણ્યશાળીનું દ્રવ્ય કોણ લે ?' તેમ વિચારીને તેમણે તે સોનીને કાંઇ પણ લીધા વગર છોડી દીધો. સત્યથી આવી રીતે સિદ્ધિ થાય છે. જો કે સત્યમા કષ્ટ પણ રહેલ છે, પરંતુ તે ધીર-

જથી સહન કરવામાં આવે તો સર્વ કાર્યની તેથી સિદ્ધિ થાય છે.

ઋષભદાસજી કહેછે કે—અસત્યનાં પાન ચાવવાં કરતાં સત્યનાં પાન ચાવવાં સારાં છે. અસત્યથી દુર્ગતિમાં જવું પડે છે. સત્ય બોલવાથી પાંચ માણસમાં સારા કહેવાઇએ તેજ મોટું નિધાન છે. વળી તેથી ધન પણ મળે છે અને પરલોક સુધરે છે, આ બધી હિતશિક્ષા સુપુરૂષને માટે છે, કુપુરૂષને તો જે કહેવું તે બધુ નિરર્થક—ફોકટ છે.

હિતશિક્ષા કહેવાને માટે પણ પાત્ર સુપુરૂષ છે એમ જણાવી આગળ ઋષભદાસજી કહે છે—કે હવે સેવક કેવો રાખવો તે કહું છું, સેવક રાખવો તે માયાવી કે વંચક (ઠગે તેવો) ન જોઇએ, સ્થિરતાવાળો જોઇએ, ગુણવાન જોઇએ, ડાહ્યો, મધુર વચન બોલનાર અને બળવાન જોઇએ. પવિત્ર, નિર્લોભી અને ઉદ્યમી જોઇએ. આળસુ ન જોઇએ. સ્વામી (શેઠ) નો ભક્ત જોઇએ અને નમીને ચાલનારો જોઇએ—અભિમાની ન જોઇએ. ધર્મે કરીને સમાન જોઇએ—વિધર્મી ન જોઇએ; કારણ કે વિધર્મી હોય તો જૈનધર્મની નિંદા કરે, પ્રભુની આશાતના કરે, સાધુ માર્ગને કવખોડે, તેમની દુર્ગચ્છા કરે. વળી સંસારનાં કાર્યમાં રચ્યો-માચ્યો રહે એટલે ધર્મનું કે પુણ્યનું કામ તો તેનાથી બનેજ નહીં. માટે બનતા સુધી શ્રાવકનેજ સેવક—નોકર—વાણોતર તરીકે રાખવો કે જે વારંવાર ધર્મના વિચારો સંભળાવે. જીવ અજીવની વાતો કરે, પુણ્ય પાપના ભેદ સમજાવે, અનંતકાય ને અભક્ષ્યના ભક્ષણથી પાપ લાગે છે એ વાત શેઠના લક્ષ્યપર લાવે, અભક્ષ્યનું સ્વરૂપ—શા કાર-

ણુથી તે તે પદાર્થો અભક્ષ્ય કહ્યા છે તે સમજાવે, બારવ્રતની વાતો કરે, તે લેવાથી–ગ્રહણ કરવાથી કેટલો લાભ થાય છે, તે સમજાવે, સમકિતની ઓળખાણ પાડે, તેના ભેદો સમજાવે, દેવ ગુરૂ ધર્મની ઓળખાણ આપે, મિથ્યાત્વના કાર્યમાં મતિ વર્તતી હોય, મિથ્યાત્વીના પર્વો સેવાતા હોય તો તેમાંથી પાછા ઓસરાવે, શુદ્ધ ધર્મમાં દાખલ કરે, શુદ્ધ માર્ગ ઓળખાવે, પૂજા પડિક્કમણાદિ કરવાની પ્રેરણા કરે, તેમાં જોડી દે, પાસે રહીને તે તે ધર્મક્રિયાઓ કરાવે, મુનિરાજની તીર્થંકરાદિકની વાતો કરે, તેમના ચરિત્રો સંભળાવે, સંસારના કામ કરે, કરાવે પણ તેમાં સાવચેતી રખાવે. જે શ્રાવક દાતા અને ધનવંત હોય તે એક નોકર તો એવો ગુણવાન જરૂર રાખે કે જે નિરંતર ધર્મકાર્યમાં સાવધાન રાખે. ધર્મક્રિયા કરાવે અને શાસ્ત્રોની વાતો કરે, કે જે સાંભળવાથી મન તે તરફ વળે.

ઉપર બતાવેલા કારણથી શ્રાવકનેજ સેવક તરીકે રાખવો અને શેઠ પણ શ્રાવકજ શોધવો. પાડોશી પણ શ્રાવક જોવો, ગાડી હાંકનાર અને અન્ય કામકાજ કરનાર પણ બને ત્યાં સુધી શ્રાવક શોધવો કે જે ધર્મની વાતો કરે અને અધર્મથી પાછા વાળે. આ સેવક કેવો રાખવો તે વિષે વાત કહી આવી વાત કહેતાં પણ જે સાંભળે નહીં–ચિત્ત આપે નહીં–આઘો જાય તેને હિતની પ્રાપ્તિ થાયજ નહીં.

હવે કર્તા કહે છે કે–દરેક માણસે એક મિત્ર તો જરૂર કરવો. કે જે વિષમ કાર્યમાં કામ લાગે, સહાય આપે અને સાચી સલાહ આપે, તે પણ સમાન ધર્મીજ હોવો જોઇએ.

વળી ધન, પ્રતિષ્ઠા અને યશ પણ જેનો આપણી જેવો હોય તેવો જોઇએ. ગુણ ને બુદ્ધિ જેની આપણા જેવી હોય તેવા મિત્રથી સુખી થવાય છે. લોભવૃત્તિવાળો કે હીણા વિચારવાળો મિત્ર હોય તો તેથી સુખી થવાતું નથી; માટે એક મિત્ર પણ એવો કરવો કે જે પોતે સુખી હોય. સદ્વિચારી હોય ને સમાનધર્મી હોય.

આપણાથી મોટી સ્થિતિનો મિત્ર હોય તો તે ઘરે આવે ત્યારે ખર્ચ કરાવે, આપણને હિસાબમાં ન ગણે, આપણને બહુમાન ન આપે, માટે તેવો મિત્ર ન કરવો. પરંતુ સહેજે કોઈ મોટા સંગાથે મિત્રાઈ થઈ ગઇ હોય અને તે ગુણીયલ હોય તો લાભ આપનાર થાય. વિષમ કાર્ય વખતે ઉપયોગી થાય, માટે તેની મિત્રતા રાખવી. રાજા ને મંત્રીની મિત્રતા પણ વખતપર ઉપયોગી થઈ પડે છે. આટલા ઉપરથી મોટાનીજ મિત્રાઇ કરવા પ્રેરાવું એમ પણ ન સમજવું, કારણકે કેટલીક વખત નાના મિત્રો પણ મોટાનું કામ કરી આપે છે. તે ઉપર પંચોપાખ્યાનમાં એક કથા છે તે આ પ્રમાણે–

“એક બહુ ઉંદરવાળા વનમાં હાથીનું યૂથ આવ્યું. ત્યારે ઉંદરોમાં મુખ્ય હિરણ્યગર્ભ નામે ઉંદર હતો. તેણે હાથીના મુખ્યને કહ્યું કે–‘તમે અહીં ઉતરવું રહેવા દો, અહીં તમારા હરવા ફરવાથી ઘણાં ઉંદરો ચંપાઇને મરી જશે, વળી આ નાના મિત્રો પણ કોઇ વખત કામ લાગશે. ! મુખ્ય હાથી તેની વાત સાંભળી તેની સાથે મિત્રાઇ કરીને ત્યાંથી ચાલ્યો ગયો, એટલે બધા હાથી ચાલ્યા ગયા. આગળ ચાલતાં બીજા વનમાં ગયા, ત્યાં રાજસુભટોએ ખાડા ખોદી રાખ્યા હતા. તેમાં બધા હાથી પડ્યા. તે વખતે તેણે હિરણ્યગર્ભ

ઉંદરને સંભાર્યો. તે પોતાના બધા પરિવારને લઇને આવ્યો અને એક રાત્રિમાં એટલી ધૂળ તે ખાડામાં પૂરી દીધી કે જેથી હાથીઓને ઉપર આવવાનો રસ્તો થઇ ગયો અને તે માર્ગે ખાડામાંથી ઉપર આવીને બધા હાથીઓ ભાગી ગયા, આ પ્રમાણે નાના મિત્રે મોટાને બચાવ્યા.” આ વાતમાં અતિશયોક્તિ લાગશે પણ એમાં સંભવિતપણું વિચારવાનું છે. કરોડો ઉંદરો ભેગા થાય તો શું ન કરી શકે એ વિચારવું

વળી જ્યાં નાનાનીજ જરૂર હોય છે ત્યા મોટો કામ આવી શકતો નથી. સુયાનું કામ ભાલુ કરી શકતું નથી. પુગંધરી ( જુવાર ) નું કામ મોતી કરી શકતા નથી, મીઠાનું કામ સુંદર ખાંડ કરી શકતી નથી. સળીનું કામ મોટો દંડ કરી શકતો નથી, પાણીનું કામ દુધથી થતું નથી. એટલા ઉપરથી એટલું ધ્યાનમાં રાખવું કે જ્યાં નાનાનું કામ હોય છે ત્યાં તેનાથીજ થાય છે, માટે તેને હલકા ગણવા નહીં.

આટલા ઉપરથી મોટા નહાના સૌની સાથે મિત્રાઈ રાખવી કોઇની સાથે શત્રુતા ન રાખવી. વેર ન કરવું, તેમાં પણ મોટા સાથે તો કદી પણ વેર ન કરવું. કેટલીક વખત પંડિતો પણ ખળને આગળ કરી કાર્ય સિદ્ધ કરે છે. જુઓ દાંતને લઠ્ઠ ( મજબુત ) જાણીને તેને આગળ કરવામા આવે છે, એટલે તે ભાંગી, કરડી, ભુકો કરી ચાવી આપે છે એટલે જીભ તેનો સ્વાદ લે છે. કેટલીક વખત સુંવાળપનું કામ હોય છે ને કેટલીક વખત કાંટાળા થોર કામ કરે છે, કેટલાક ગામોની ફરતા કિલ્લાની તે ગરજ સારે છે. તેટલા

માટે બન્ને બાજુ જોઇને–વિચારીને વર્તવું; કોઇની સાથે વઢવું કે બગાડવું નહીં.

વળી વ્યાપારાદિ નિમિત્તે મિત્રના હાથમાં દ્રવ્ય આપવું નહીં. દ્રવ્ય બુદ્ધિ બગાડે છે અને પરિણામે વઢવાનો વખત આવે છે. મિત્રાઈ ત્રુટે છે. પાડોશી પણ દ્રવ્યવાન થાય છે તો વઢવાડ ઉભી કરે છે, તેની સાથે પણ વઢવું પડે છે. માટે જ્યાં મિત્રાઈ હોય ત્યાં બનતા સુધી વ્યાપાર ન કરવો તે છતાં કદાપિ તેમ કરવું જ પડે તો બહુ સાવચેતી રાખીને કામ લેવું કે જેથી પરિણામ ખરાબ ન આવે. મિત્રને ઘરે કોઇ પ્રસંગે દ્રવ્ય મૂકવું પડે–ગોપવવું પડે તો તે વખતે સાક્ષી રાખીને કામ લેવું. તે પ્રસંગ ઉપર એક કથા છે તે આ પ્રમાણે—

"ધનેશ્વર નામે એક શેઠ હતો. તેની પાસે આઠ રત્નો હતા. દરેક કરોડ સોનૈયાની કિંમતનું હતું. તે તેણે પોતાના મિત્રને ઘરે ગુપ્ત રીતે મૂક્યા, તે વાત પોતાની સ્રીને કે પુત્રને પણ જણાવી નહીં, તેમ તેનું લખત કરાવ્યું નહીં કે સાક્ષી રાખ્યા નહીં. અન્યદા શેઠ બહારગામ ગયા, ત્યાં અચાનક માંદા પડી ગયા, મંદવાડ વધી પડ્યો એટલે તેના સગાં વહાલાં વિગેરે એકઠાં થઇ ગયાં. તેમણે શેઠને પૂછ્યું કે–'તમારૂં દ્રવ્ય ક્યાં ક્યાં છે તે કહો. એટલે તે તમારા પુત્રને અપાવીએ.' શેઠ બોલ્યા કે–'મારૂં ધન તો ઠેકાણે ઠેકાણે છે, પણ તે મારા વિના મળી શકે તેમ નથી, પરંતુ મારા ગામમાં એક મારો અમુક નામનો મિત્ર છે, તેને ત્યાં મેં આઠ રત્ન કરોડ સોનૈયાની કિંમતના મુકયા છે,

તે મારા પુત્રને અપાવજો.' આ પ્રમાણે કહીને શેઠ તો મરણ પામ્યા.

આ સંબંધનો પત્ર બધી હકીકત સાથે તેના સ્ત્રી પુત્ર ઉપર સગાં વ્હાલાંઓએ લખ્યો. પત્ર વાંચતાં શેઠના મરણના સમાચાર જાણી બધાં કલ્પાંત કરવા લાગ્યા. પ્રાંતે શોકનું નિવારણ કરી ફરીને આખો પત્ર વાંચ્યો. તેમાં આઠ રત્ન મિત્રને ત્યાં મૂકયાની વાત લખી હતી, એટલે શેઠના મિત્રને બોલાવ્યો અને રત્નો માગ્યા, એટલે તે કાંઇ બોલ્યોજ નહીં. પછી શેઠનો પુત્ર તેની સાથે લડવા લાગ્યો અને તેને ઘરે જઇને લાંઘણો કરી. ત્યારે તે મિત્ર બોલ્યો કે—'તારા પિતા પાસે ધનજ કયાં હતું કે જ્યાં ત્યાં આમ રત્નો નાખતો ફરે, વળી મને એવી મોટી કિંમતના રત્નો આપ્યા હોયતો તેનું કાંઇ લખત કરાવે, સાક્ષી રાખે. તે કાંઇ મૂર્ખ નહોતા કે એમ ને એમ આપી દે. માટે એમ ગળે પડવાથી તારૂં કાંઈ વળવાનું નથી અને મને કાંઇ આપેલજ નથી.'

આવો ચોખો જવાબ મળવાથી શેઠનો પુત્ર રાજા પાસે ફરિયાદ કરવા ગયો અને બધી વાત કરી. રાજાએ શેઠના મિત્રને બોલાવ્યો, તેણે ઇનકારી કરી એટલે લખત સાક્ષી વિના રાજા કાંઈ કરી શકયો નહીં અને શેઠના દીકરાને ધન ખોઇને ઘેર આવવું પડયું. માટે એવી રીતે લખત સાક્ષી વિના કોઇને ત્યાં દ્રવ્ય મૂકવું નહીં, તેમજ નીચની સાથે મિત્રાઇ પણ કરવી નહીં" આ મિત્ર નીચ હતો તેથી તેણે આવી નીચતા દેખાડી. ઉચ્ચ મિત્ર હોય તો વગર માગ્યે સામો દેવા આવે કે—'લ્યો, તમારા પિતાએ આટલું દ્રવ્ય મારે ત્યાં મૂકેલું છે.'

આ સંબંધમાં કર્ત્તાએ પ્રાસંગિક ઘણી શિખામણ આપી છે કહ્યું છે કે—

કાચી પણ કેરી ભલી, પાકો ભલો ન બીલ;
ભાંગો તો ભૂપતિ ભલો, માતો ભલો ન ભીલ. ૧

સખી સહોદર છંડીએ, જે હોય હૈયે દુષ્ટ;
આપે કયું નહી કટ્ટીએ, અહી ડશ્યો અંગુષ્ટ. ૨

'કાચી પણ કેરી સારી કે જે ખવાય, પાકું બીલું કાંઇ ખવાય નહીં, તેમજ ભાંગ્યો તો પણ રાજા ભલો, તેની ભલાઇ જાય નહીં. બાકી માતો થયેલો ભીલ કામનો નહીં. કારણકે તેનામાં મનની મોટાઇ નજ હોય, વળી મિત્ર! જે હૃદયમા દુષ્ટતાવાળો હોય ને સહોદર (ભાઇ) કે મિત્ર હોય તો પણ તેને તજી દેવો. જુઓ સાપે ડશેલો અંગુઠો આપણી મેળે શું કાપી નાખવો નથી પડતો? કાપી નાખવો પડે છે. આ પ્રમાણે નાદાન—દુષ્ટ મિત્ર માટે સમજી લેવું.

દુર્જનના સંબંધમાં વધારે કહેતા રાસના કર્ત્તા કહે છે કે—

ગંગા સાયરમાંહી વસે, મત્સ્ય દુર્ગંધો દેહ;
અવગુણ જાસ શરીરમાં, ફેર્યો ન ફીટે તેહ ૧

દુધે સીંચ્યો લીંબડો, થાણુ સકરી ધુલેણ;[1]
નવિ છંડે કડુઆપણું, જાતિતણે ગુણેણ. ૨

---

૧ આ બીજું પદ સમજાતું નથી.

પહેલાં પ્રીતિ કરેહ, ઉંડુ આલોચ્યું નહીં;
ભીખાવ્યાંજ ભવેહ, મીઠાબોલે માણુસે. ૩

જેહવું રાતું બોર, તેવું હૈયું દુર્જન તણું;
ભીતર કઠીન કઠોર, ઉપર દીસે રળિયામણું, ૪

'ગંગા અને સમુદ્ર જેવા પવિત્ર જળમાં વસ્યા છતાં દુર્ગંધી મત્સ્યની દુર્ગંધ જતી નથી. જેના શરીરમાં અવગુણ વસેલા છે તે કાઢ્યા નીકળતા નથી. (સજ્જનની સંગતિ દુર્જનને અસર કરતી નથી.) લીંબડાને દુધે સીંચો અને તેના થાળામાં સાકરનો રસ ભરો તો પણ તે કડવાપણું તજતો નથી; કારણકે તેની જાતિનો ગુણ છે. (દુર્જન માટે પણ એમજ સમજવું.) કર્ત્તા કહે છે કે–દુર્જન સાથે પ્રીતિ કરતાં પ્રથમ વિચાર કર્યો નહીં, પરંતુ તેવા હૃદયના મેલા અને મોઢાના મીઠા માણુસોએજ સારા માણુસોને ભીખ મંગાવી છે, ભટકાવ્યા છે. જેવું રાતું ચણીબોર હોય છે. તેવું દુર્જનનું હૃદય પણ અંદરથી કઠોર હોય છે અને ઉપરથી લાલચોળ તેમજ રળિયામણું લાગે છે.'

દુર્જનથી ખેદ પામેલા એક કવિએ અન્યોક્તિ કરી છેઃ–

સુરતરૂ જાણી સેવીઓ, અરે નિગુણા પલાશ;
જબ તેં મુહ કાળું કર્યું, તબ મેં છંડી આશ ૧.

ભમરે રાન ભમંતડા, અગરજ કોર્યો કોય;
તાસતણે ભોળામણે, વંશજ કોરે સોય. ૨.

'અરે નિર્ગુણ પલાશ ! તને મેં કલ્પવૃક્ષ જાણીને સેવ્યો હતો, પણ જ્યારે તેં મોં કાળું કર્યું, અર્થાત્ તારા પત્રોના અંકુરા ફુટ્યા ત્યારે મેં તું ખાખરો છું એમ ઓળખીને તારી આશા તજી દીધી. ભ્રમરે રણમાં ભમતાં પ્રથમ તો અગરનું વૃક્ષ મળતાં તેને કોર્યું પણ પછી અગરના ઝાડ ન મળ્યા, એટલે તેની જેવા જોઇને ભોળવાઇ જઇ વાંસ કોર્યો મારે પણ સજ્જન ને દુર્જનની ઓળખાણ ન પડવાથી તેમ થયું.'

વળી કહ્યું છે કે–એક બાજુ દુર્જન પણ ભલે રહ્યા કેજેથી સજ્જનો સાંભરે. બાકી જ્યારે વડલો જોવામાં આવે ત્યારે પછી તાડની છાયાએ બેસવા કોણ જાય ? અગ્નિ જેવો મિત્ર કામનોજ નહીં કે જેની મિત્રાઇમાં આપણો સર્વનાશ થાય, માટે નીચની મિત્રાઇ તજો ને સંતની કરો. સાચા સજ્જનોની સાથે એકવાર મિત્રાઇ કરીને કામ પાડી જુઓ, તેમા કેવો સ્વાદ આવે છે ? એટલે ખરી ખાત્રી થશે.

આગળ ચાલતાં કર્ત્તા કહે છે કે–તમે કોઇને કાંઇ પણ પૈસા આપો તો લખત સાક્ષી કરાવીને આપજો. સાક્ષી વિના કામ કરશો નહીં. કોઇ ન મળે તો છેવટે ચોરની પણ સહી સાક્ષી કરાવજો, તે પણ કામ આવશે. આ સંબંધમાં એક દૃષ્ટાંત છે " એક વાણીઓ દ્રવ્ય સાથે લઇને પરગામ જવા ચાલ્યો. તે ધૂર્ત્ત વિચક્ષણ ને વાચાળ હતો. તેને માર્ગમાં ચોર મળ્યા. શેઠ સમજી ગયા પણ આકાર ગોપવીને જુહાર કર્યા એટલે ચોર બોલ્યા કે–'શેઠ ! તારી પાસે જે હોય તે અમને આપી દે, પછી લાંબા લાંબા જુહાર કરજે.' શેઠ કહે 'લ્યોને ભાઇ ! આ બધું તમારૂંજ છે ને પણ મને જરા

દાખીને સાક્ષી કરી આપો, અવસરે પાછું દેજો.' ચોર વિચારે છે કે-'આ ભોળો ને મૂર્ખ જણાય છે, એ આપણું ઘર ગોતવા ક્યાં આવવાનો છે?' પછી દ્રવ્ય લઈ શેઠે લખ્યું તેમાં સહી કરી આપીને સાક્ષી કોઇ ન હોવાથી એક વનબીલાડો ચાલ્યો જતો હતો તેને સાક્ષી તરીકે લખ્યો. શેઠ ઘરે આવ્યા.

એકદા પેલા ચોર તે વાણીઆના ગામમા આવ્યા અને ઘણી વસ્તુઓ ખરીદ કરી. શેઠે તેમને ઓળખ્યા, એટલે દ્રવ્ય માગ્યું. તેમણે આનાકાની કરી એટલે તેમને પકડીને રાજા પાસે ગયો. ગામમાં તો વાણીઆમાં બળ આવે છે. પછી રાજા ન્યાય કરવા બેઠો. રાજાએ ચોરની સહી જોઇ. પછી સાક્ષીને બોલાવવા કહ્યું એટલે શેઠ ઘરે જઇને એક બીલાડે પકડી લાવ્યા ને સાક્ષી તરીકે રજુ કર્યો, એટલે એક ચોર બોલી ગયો કે'આ બીલાડો નહિ, તે તો કાળો હતો ને આ તો કાબરો છે.' આટલું બોલવાથી તેઓ પકડાઈ ગયા, એટલે રાજાએ તેમને સપડાવી દબાવીને શેઠનું દ્રવ્ય અપાવ્યું આ પ્રમાણે બીલાડાને પણ સાક્ષી રાખવાથી દ્રવ્ય પાછું મળ્યું. માટે સાક્ષી જરૂર રાખવો ને સહી કરાવવી '

વળી થાપણ છાની કોઇને ત્યા મૂકવી નહી અને સાક્ષી વિના રાખવી પણ નહીં, થાપણનું દ્રવ્ય પોતાના ઉપયોગમાં લેવું નહીં. તેનાવડે વ્યાપાર કરવો નહીં થાપણનું ધન કદી પણ ઓળવવું નહીં, તેમ કરવાથી મહા પાપ લાગે છે; તેથી જેના ઘરમાં ધર્મનો વિચાર છે તેઓ પરધન ઓળવવાથી વેગળાજ રહે છે.

ધર્મનો વિચાર કરનાર મનુષ્ય પણ પરિણામે આ સંસારસાગરને તરી જાય છે. તે પોતાનું દ્રવ્ય પુણ્યકાર્યમાં વપરાય એમ ઇચ્છે છે, વળી એવો પ્રસંગ પ્રાપ્ત થયે વિલંબ કરતો નથી. થોડામાંથી પણ થોડું ખરચે છે. ઘણું મળે તો પછી ખર્ચું એવો વિચાર કરતો નથી. એવો વિચાર કરતો જ નથી. એવો વિચાર તો મૂર્ખ કારણ કે ચિંતવ્યા પ્રમાણે લક્ષ્મી ક્યારે મળે ને ક્યારે વપરાય ? માટે પંડિત પુરૂષોએ તો એવો વિચાર ન કરતાં જે કાંઇ ઉત્તમ કામ કાલે કરવાનું હોય તે બને તોઆજે કરવું. કારણ કે મરણ કોની પછવાડે લાગેલું નથી ? સૌની પાછળ લાગેલું છે. તેથી ધર્મનું કામ સૌથી પહેલું કરી લેવું.

સુજ્ઞ જનોએ વ્યાપાર સંબંધી ઉદ્યમ છોડવો નહીં, થોડો લાભ મળે તો પણ વ્યાપાર કરવો. અતિશય લોભ કરવો નહીં. જુઓ ! અતિ લોભ કરવાથી સાગરશેઠ સમુદ્રમાં બુડી ગયો. વળી ઇચ્છા પણ પોતાની શક્તિ ને સ્થિતિના પ્રમા-ણમાં કરવી. ભીખારી ઇચ્છા કરવાથી ચક્રી ન થઇ શકે બહુ તો ખાવાનું ભોજન મળે; માટે ઇચ્છા પણ પરિમિત કરવી.

કેટલીક વખત વધારે વાંચ્છા કરવાથી ઉલટી દ્રવ્ય પ્રાપ્તિ થતી નથી. એક ધનાવહ નારો શેઠ થઇ ગયેલ છે. તેની પાસે ૯૯ લાખ સોનૈયા હતા. તેની ઇચ્છા કોઈ પણ રીતે એક લાખ સોનૈયા મેળવીને કરોડપતિ થવાની હતી. તેને માટે તેણે ઘણો પ્રયાસ કર્યો, ઘણી કરકસર કરી, ઘણા પાપારંભ કર્યા, પણ લાખ મળ્યા નહીં ને કરોડપતિ થઇ

શકશે નહીં. ઉલટી કેટલીક પીડા સહન કરવી પડી તે લાભમાં રહી.

કદાચિત કોઈને વાંચ્છા પ્રમાણે લક્ષ્મી મળી જાય છે તો તૃષ્ણા વધે છે, તેટલાથી તૃપ્તિ થતી નથી. માટે પંડિત પુરૂષોએ દ્રવ્યનો લોભ ન કરવો અને ધર્મઋદ્ધિ વધારે મળે તેવો પ્રયત્ન કરવો.

આ સંસારમાં ચાર પુરૂષાર્થ સાધવાના છે. તેમાં મોક્ષ પુરૂષાર્થ તો ધર્મને પરિણામે સાધ્ય થઈ શકે છે, તે તેનું અંતિમ ફળ છે એટલે બાકીના ધર્મ અર્થને કામ એ ત્રણ પુરૂષાર્થ અવશ્ય સાધવા યોગ્ય છે. તેમાંથી કોઇક એકલા કામનેજ સાધે છે. તેનું રૂપ ગળી જાય છે ને શરીર શ્યામ થાય છે. વળી વનહસ્તીની જેમ કામના પરવશપણાથી ખાડામાં પડવું પડે છે ને વીટંબણા ભોગવવી પડે છે

કોઇક એકલો અર્થવર્ગ સાધે છે. તે દ્રવ્ય મેળવે છે, પણ વાપરી શકતો નથી. તેનું કોઈક બીજાજ ખાય છે, અને તે પાપનું ભાજન થાય છે. જેમ સિંહ હાથીને મારી નાખે છે, પણ તેનું માંસ પોતે ખાતો નથી; તેના ખાનારા તો શિયાળીઆઓ વિગેરે અનેક બીજા પ્રાણીઓ હોય છે

કોઈ એકલો ધર્મ સેવે છે, પણ તે ગૃહસ્થને પોસાઈ શકે નહીં. એકલો ધર્મ સાધવાનું કામ તો યતિમહારાજાનું છે. શ્રાવકને તો ત્રણે વર્ગ યથાયોગ્યપણે સાધવાની જરૂર છે.

કોઈ ધર્મને આરાધ્યા વિના અર્થ ને કામને આરાધે છે; પરંતુ તે બીજ વિનાના કણબીની જેમ દુઃખી થાય છે,

સુખી થતા નથી. આ લોકમાં ને પરલોકમાં ધર્મને પસાયે જ પ્રાણી સુખી થઇ શકે છે.

કોઇ પ્રાણી ધર્મ ને કામ એ બે વર્ગને સેવે છે; પરંતુ તે દેવાદાર થાય છે; અને પોતાનું સ્થાન તજી અન્યત્ર જતું રહેવું પડે છે.

કોઇ પ્રાણી ધર્મ ને અર્થ એ બે વર્ગને સેવે છે, પણ તેથી સંતાનાદિકની પ્રાપ્તિ થતી નથી, માટે ધર્મ અર્થ ને કામ એ ત્રણે વર્ગ સાધવાની જરૂર છે. જે ત્રણે વર્ગ સાધે છે, તેજ પૂરો કહેવાય છે. તે વિનાના બીજા અધુરા કહેવાય છે.

જે મનુષ્ય ધર્મથી ધન પ્રાપ્ત થશે એમ ચિંતવી ધર્મનું આરાધન કરે છે તેને તાદાત્વિક કહીએ. એ સર્વમાં શ્રેષ્ઠ છે અને જે ધર્મનું આરાધન કરતો નથી પણ ધન ઉડાવે છે–વાપરે છે. તેને મૂળહર કહીએ. બાપે મેળવેલું ધન મળ્યું હોય તે કુ ઠેકાણે વાપરે તે મૂર્ખ કહેવાય છે. કદરી એટલે કૃપણ પુરૂષનું ધન કોઇને કામ આવતું નથી. ને ખાતો નથી. સેવકને કે કોઇને દઈ શકતો નથી. ધર્મકાર્યમાં ખરચી શકતો નથી, તેનું ધન પ્રાંતે તેના ગોત્રીઓ લઈ જાય છે, અથવા ચોર કે રાજા હરી લે છે. અગ્નિ, પાણી કે ભૂમિ તે દ્રવ્યનો વિનાશ કરે છે, અથવા કોઇ કુપુત્ર જાગે છે તે તેનો ક્ષય કરે છે.

દ્રવ્યને જમીનમાં દાટતાં પૃથ્વી દાટનારને હસે છે કે–'આ દ્રવ્ય કોનું છે ને કોણ દાટે છે?' દાટનાર પોતાના મુખ ઉપર પોતાની મેળેજ ધૂળ નાખે છે; જેમ કુશીલિણી

સ્ત્રી પરપુરૂષથી થયેલા પોતાના બાળકને તેનો પતિ રમાડે છે ત્યારે હસે છે કે-'આ કોનો બાળક છે ને કોણ રમાડીને રાજીરાજી થાય છે.' કૃપણની લક્ષ્મી માટે પણ એ પ્રમાણે સમજવું.

કીડી, માખી ને કૃપણનું સંચેલું બીજાજ ખાય છે, તે પોતે તેનો ઉપયોગ કરી શકતાજ નથી. માટે ડાહ્યા માણસે ત્રણે વર્ગ સાધવા, જો કદી અર્થ ને કામ સાધવાની જરૂરીઆત રહી ન હોય તો એકલો ધર્મ સાધવો.

સુજ્ઞ મનુષ્ય પૂર્વ પુણ્યવડે પામેલા દ્રવ્યનાં ચાર વિભાગ કરે છે. એક ભાગ ભૂમિમાં અથવા બીજે ગોપવે (જાળવી રાખે,) એક ભાગ વ્યાપારમાં રોકે. એક ભાગ પુણ્યકાર્યમાં વાપરે અને એક ભાગથી વ્યવહારિક ખર્ચ ચલાવે. કર્ત્તા કહે છે-આ બાબતમાં આટલું બધું કહેવાની જરૂર તો નથી, કારણ કે ધન ને આત્મા કોને વહાલા નથી ? સૌને વહાલા છે, તેથી તેના રક્ષણ માટે તો સૌ બનતો પ્રયત્ન કરે જ છે.

આગળ ચાલતાં કર્ત્તા કહે છે કે સુજ્ઞ જનોને જો દ્રવ્ય મળ્યું હોય તો આટલા સ્થાનકોમાં તેનો વ્યય કરતાં હિસાબ ન ગણવો ૧ સજ્જન માટે, ૨ મિત્ર માટે ૩ સારી સ્ત્રી માટે, ૪ નિર્ધન બાંધવને માટે, ૫ ધર્મકાર્યમાં, ૬ વિવાદમાં, ૭ કોઈ કષ્ટ આવી પડયું હોય ત્યારે અને ૮ રિપુનો ક્ષય કરવા માટે. આ આઠ કાર્યમાં ગણ્યા વિના દ્રવ્ય વાપરવું, પરંતુ તે સંબંધી કેટલોક વિવેક કરવા યોગ્ય છે, તે આગળ બતાવવામાં આવશે.

ગૃહસ્થ ઉપરોક્ત આઠ બાબતમાં દ્રવ્ય ખર્ચતાં લેખું ન કરે. અર્થાત્ શક્તિના પ્રમાણમાં જેમ બને તેમ વધારે ખર્ચે એમ કહ્યું છે, પરંતુ તે સાથે એટલું યાદ રાખવું કે ઉત્તમ પુરૂષ કુમાર્ગે એક કોડી જતી હોય તો પણ જવા ન દે; હજાર સોનૈયાની રક્ષા કરે તેટલી તેની કરે, અને સારા કાર્યમાં લાખનો ખર્ચ કરતાં પણ વિચાર ન કરે. આ પ્રમાણેનું જેનું વર્તન હોય તેની પાસે લક્ષ્મી અખંડ રહે છે, તેનો કેડો તે મૂકતી નથી. આ હકીકતના સંબંધમાં એક દૃષ્ટાંત છે તે આ પ્રમાણે—

વસંતપુર નામના નગરમાં સુબુદ્ધ નામે શ્રેષ્ઠી રહેતો હતો. તેને એક પુત્ર હતો તેને મોટા શ્રીમંતને ત્યાં પરણાવ્યો. તેની સ્ત્રી ઘરે આવી. સુબુદ્ધ શેઠ તો બહુ વિચારશીળ હતા, તથી કદી તેલનું ટીપું જમીન ઉપર પડી ગયું હોય તો તે લઇને જોડે ચોપડતો હતો. આવી તેની ચેષ્ટા જોઇને વહુ વિચારવા લાગી કે–'હું ક્યાં આવા કૃપણને ઘેર આવી ? અહીં મારા કોડ કેમ પૂરા પડશે ? આ ઘરનો ધણી તો આવો કૃપણ દેખાય છે. આવા સસરાના રાજ્યમાં યથેચ્છપણે ખાવુ, પહેરવું ને ખરચવું તે શી રીતે બની શકશે ?' આમ વિચારીને શેઠની પરીક્ષા કરવા સારૂ એક દિવસ વહુએ કહ્યું કે–'મારૂં માથું બહુ દુઃખવા આવ્યું છે.' આમ કહીને આક્રંદ કરવા લાગી. શેઠ ગભરાયા. ઘણા વૈદ્યોને તેડાવ્યા, અનેક પ્રકારના ઔષધો કર્યા, શેક કર્યો પણ કોઈ રીતે માથું દુખતું મટ્યુ નહીં એટલે શેઠે પૂછ્યું કે–'વહુજી ! આજે જ માથું દુઃખવા આવ્યું છે કે પ્રથમ કોઈવાર આવતું હતું ?' એટલે વહુ ધીમે સ્વરે બોલી કે—'કોઇ કોઈ વાર આવતું હતું ત્યારે સાચાં મોતી વાટીને

લેપ કરવાથી મટતું હતું.' શેઠે કહ્યુ કે 'જો એમ મટતું હતુ. તો અત્યાર સુધી બોલ્યા નહીં ? આપણા ઘરમાં મોતીની કયા ખોટ છે ?' એમ કહી ભંડારમાથી થાળ ભરીને મોતી મંગાવ્યા અને તેમને ભરડવા માટે ઘડી તૈયાર કરાવી એટલે વહુ બોલ્યા કે–સસરાજી ! હમણા તો મટી ગયું છે, તેથી કાંઇ કરવાની જરૂર નથી.' વહુના મનમાં સંદેહ હતો તે ટળી ગયો. અન્યદા યોગ્ય અવસરે વહુએ સસરાને પૂછયું કે–'તેલનુ ટીપું તો તમે પગરખા ઉપર ચોપડયું અને પાછા સાચા મોતી ભરડવા તૈયાર થઇ ગયા. તેનુ શુ કારણ ?' એટલે શેઠ બોલ્યા કે–'વહુજી ! લક્ષ્મીનું વશીકરણજ એ છે. જરૂરને વખતે લાખ ખરચી નાખીએ અને વગર જરૂરને વખતે એક ટીપું પણ નકામું જવા ન દઇએ

આ ખુલાસો સાંભળીને વહુ બહુ ખુશી થયા. સસરાની બુદ્ધિ ખરેખર તાત્ત્વિક છે એમ તેને ખાત્રી થઇ.

આ કથા ઉપરથી વાંચકોએ લક્ષ્મીના વ્યયનો સાર ગ્રહણ કરવો.

આગળ જતાં કર્ત્તા કહે છે કે–

જેહ સુણે નર શુભ પર, વાધે બુદ્ધિ અપાર;
શુભથાનક ધન ખરચતાં, ન ઘટે તે નિરધાર. ૧

કુવામાંથી પાણી કાઢતાં, આરામમાંથી ફળ ફૂલ લેતાં, અને ગાય ભેંસને ખડ–ખાણ આપીને પછી દુધ દોતાં ઘટતું નથી; એ પ્રમાણે કરવાથી ઉલટી વૃદ્ધિ થાય છે. આ સંબં-

ધમાં વિદ્યાપતિ શેઠનો સંબંધ છે તે નીચે પ્રમાણે–

એક નગરમાં વિદ્યાપતિ નામે શેઠ રહેતો હતો. તેની પાસે લક્ષ્મી ઘણી હતી, પરંતુ તે શુભ સ્થાનકમાં પણ ધન ખર્ચતો ન હતો. એક દિવસ રાત્રિએ લક્ષ્મીએ આવીને તેને સ્વપ્નમાં કહ્યું કે–" હું તમારે ત્યાં દશ દિવસ રહેવાની છું પછી રહેવાની નથી, માટે તમારે સુખભોગ ભોગવવા હોય તે ભોગવી લેજો. " શેઠ તેનાં આવાં વચનથી ચેતી ગયો, અને બીજા દિવસથી પુષ્કળ દ્રવ્ય વાપરવા માંડયું. સાતે ક્ષેત્રમાં અઢળક દ્રવ્ય વાપર્યું.

અનેક દીનજનોનો ઉદ્ધાર કર્યો; તેથી તેની કીર્ત્તિ પણ બહુ વિસ્તાર પામી. દશ દિવસ પૂર્ણ થયા એટલે અગીઆરમે દિવસે રાત્રે લક્ષ્મી આવી. તેને જોઇ શેઠે કહ્યુ કે–' હવે વળી કેમ આવી ? તારા જવાથી મને તો સુખ થયું છે; હું સુખે બારણા ઉઘાડા મૂકી સુઇ રહું છું. રાજાની કે ચોરની પણ બીક રહી નથી. આવા લક્ષણથીજ જંબુસ્વામીએ તને તજી દીધી; પ્રભવ સ્વામીએ પણ તેજ કારણથી તને તજીને દીક્ષા લીધી; માટે મારે હવે તારો ખપ નથી. '

લક્ષ્મી બોલી કે–'તમે કહો છો તે ઠીક છે, પણ હું હવે તમારા ઘરમાંથી જઇ શકું તેમ નથી; કારણ કે તમે મારો સત્પાત્રમા વ્યય કરીને મારા પગમા બેડી નાખી છે.' આ પ્રમાણે કહીને લક્ષ્મી અદૃશ્ય થઇ. સવારે જુએ છે તો આખું ઘર લક્ષ્મીથી ભરપૂર દીઠું. પછી વિદ્યાપતિ સારી રીતે તેનો વ્યય કરવા લાગ્યો તે કહેતો કે મારે લક્ષ્મીનું કામ નથી. ' પણ તે જેમ જેમ વાપરતો તેમ તેમ લક્ષ્મી તો વધતી જતી હતી. તે તે ઠેકાણું છોડતી ન હોતી

લક્ષ્મી તેને કહેતી કે–હું તો હવે અહીંજ રહીશ ને તમારા ચરણજ સેવીશ.’ શેઠ કહે કે–‘તારે આ ઘરમાં રહેવું છે તો મારે અહીં રહેવું નથી. આ પ્રમાણે કહીને શેઠ પરદેશ ગયા, તો ત્યાં રાજ્ય મળ્યું. અનુક્રમે તેણે રાજ્ય છોડીને દીક્ષા લીધી ને પાચમે ભવે મોક્ષસંપત્તિ પામ્યા.

---

ઉપરની કથા વાચીને ઉત્તમ જીવોએ સન્માર્ગે ધન ખર્ચવું અને પાત્રની પોષણા કરવી. કદી એ પ્રમાણે વાપરતાં દ્રવ્ય ઘટી જાય તો શોક ન કરવો; ધૈર્ય રાખવું અને ધર્માધર્મનો વિચાર કરવો કે–“જો પૂર્વે ધર્મનું આરાધન કર્યું હોય છે તો લક્ષ્મી મળે છે અને અધર્મ કરેલ હોય છે તો લક્ષ્મીનાશ પામે છે. જે પાપી પુરૂષ હોય તે ધન ખર્ચ્યા પછી શોક કરે કે ‘મેં વાપર્યું તેથી મારૂં ધન ઘટી ગયું.’ દેતાં ઓછું થયું એવો વિચાર તો મૂર્ખજ કરે છે પુણ્યવંત એવો વિચાર કરતાજ નથી, અને શુભકાર્યમાં ધન ખર્ચે જાય છે.”

ઉત્તમ પુરૂષ વ્યવહાર શુદ્ધિવડેજ દ્રવ્ય મેળવે છે. અને એવી રીતે મેળવેલું ધન થોડું હોય તોપણ ઘણું થઇ પડે છે આ સંબંધમાં બે વણિકનું દૃષ્ટાંત છે તે નીચે પ્રમાણે–

દેવો અને જસો એ નામના બે મિત્રો એક ગામમા રહેતા હતા. તે નિર્ધન હોવાથી દ્રવ્ય મેળવવા માટે પરદેશ ચાલ્યા. માર્ગમાં એક સોનાનું કુંડળ પડેલું દેવાએ દીઠું, તે વ્રતધારી હોવાથી તેણે તે લીધું નહિ, આડું જોઇને ચાલ્યો ગયો. તેની પાછળ રહેલા જસાએ તે દીઠું, એટલે

આકું અવળું જોઇને તેણે ઉપાડી લીધું. તે દેવા ઉપર ખુશી થયો કે તેણે લીધું નહિ, પણ 'હું તને ભાગ આપીશ' એમ તેણે ધાર્યું, પછી તેઓ બીજે મોટે ગામ આવ્યા. ત્યાં તેણે કુંડળ છાની રીતે વેચ્યું, અને તે દ્રવ્યથી તેમજ સાથે લાવેલ દ્રવ્યથી બંને જણાએ કેટલીક વસ્તુઓ ખરીદી; પછી પોતાને ગામ આવ્યા. ત્યા વસ્તુ વહેંચી લેતા દેવાએ કહ્યું કે—"આટલી બધી વસ્તુ તારે શી રીતે આવી? આપણી પાસે આટલું દ્રવ્ય તો નહોતું" એટલે જસે કહ્યુ કે—"મેં કુંડળ લીધું હતું તે વેચતા આવેલા દ્રવ્યથી આ વસ્તુઓ ખરીદી છે." દેવો કહે કે—"હું તેમાંથી ભાગ લેવાનો નથી. તે લઉં તો મારૂં હતું તેટલું પણ ચાલ્યું જાય," જસો કહે કે 'જો તારો એવો વિચાર હોય તો તારી મરજી' પછી દેવાએ પોતાના દ્રવ્યથી લીધેલી વસ્તુઓ જ લીધી. બીજી બધી જસાને આપી દીધી.

દૈવયોગે તે રાત્રેજ ચોરો આવ્યા અને જસાની બધી વસ્તુ ઉપાડી ગયા સવારે ગામમાં વસ્તુની અછત થવાથી કિંમત વધી, એટલે દેવાને પોતાની વસ્તુના સારા પૈસા ઉપજ્યા, તેથી તે સુખી થયો અને જસો નિર્ધન થઇ જવાથી દુઃખી થયો, દેવાએ તેને કેટલીક લક્ષ્મી આપીને સુખી કર્યો, પછી તે પણ દેવાની જેવો શ્રાવક થયો અને વ્યવહાર શુદ્ધિથી દ્રવ્ય મેળવવા લાગ્યો. તેથી તેની બુદ્ધિ પણ નિર્મળ થઇ અને દ્રવ્ય વૃદ્ધિ પામ્યું માટે ઉત્તમ પુરૂષોએ ન્યાય-થીજ દ્રવ્ય મેળવવું.

આ સંબંધમાં બીજી એક **સોમરાજાની** કથા જાણવા લાયક છે તે આ પ્રમાણે—ચંપાનગરીમાં સોમ નામે રાજા

હતો. તે ઘણું દાન આપતો. અન્યદા સૂર્યગ્રહણ નજીક આવ્યું ત્યારે મંત્રીને બોલાવીને તેણે પૂછયું કે "આ નગરીમાં ખરૂં પાત્ર કોણ છે? તેને દાન આપું કે જેથી ખરૂં પુન્ય થાય" મંત્રી કહે કે–'એવો સુપાત્ર એક બ્રાહ્મણ છે પણ તે ન્યાય દ્રવ્ય જ લે છે. રાજાનું દ્રવ્ય ન્યાય દ્રવ્ય ગણાતું નથી, કારણ કે તેના પાપનો તો પાર નથી દાન દેનારો જો વિશુદ્ધ ચિત્તવાળો હોય અને લેનારો નિર્મળ બુદ્ધિવાળો હોય તો તેને દાન ફળે, પણ એવો યોગ મળવો દુર્લભ છે. જો એવો યોગ મળી જાય ને આપવાનું ન્યાય દ્રવ્ય હોય તો ફળ ઘણું થાય. જુઓ! સારૂં ક્ષેત્ર હોય ને સારૂં બીજ હોય અને સારી વૃષ્ટિ થાય તો ધાન્યના ઢગલા થાય; પણ જો ધાન્ય કે ક્ષેત્ર સારૂં ન હોય તો અન્ન સારૂં કે પુષ્કળ શી રીતે થાય?" આ પ્રમાણેના મંત્રીના વચન સાંભળી રાજાએ બહુ વિચાર કર્યો, પછી શુદ્ધ દ્રવ્ય મેળવવા માટે તેણે બીજે ગામ જઇને મજુરી કરી અને શુદ્ધ દ્રવ્ય મેળવી આવ્યો. પછી સૂર્યગ્રહણને અવસરે રાજાએ ઘણા બ્રાહ્મણોને એકઠા કર્યા અને પુષ્કળ દાન આપ્યું પછી મંત્રીએ કહેલા પેલા નિર્લોભી બ્રાહ્મણને તેડાવ્યો અને હાથ જોડીને પોતાનું દાન લેવા કહ્યું ત્યારે તે વિપ્ર બોલ્યો કે– "હે રાજન્! મારે તો રાજપિંડ કલ્પતો નથી, જે બ્રાહ્મણો લોભી છે તેઓને લેવો હોય તો ભલે લે કારણ કે રાજ્યપિંડ મધુ મરખો મિષ્ટ છે, પણ અંતે ઝેર જેવો છે તે લઇને ઉત્તમ વિપ્ર દંડાતો નથી. પુત્રના માંસ કરતા પણ રાજ્યપિંડ અસાર કહેલો છે દશ સોની જેટલો એક દ્વિજ કહેલો છે કે જેના પાપનો પાર નથી, કેમકે તે બધા યજમાનોના પાપ લઇને ભારે થાય છે. દશ દ્વિજ સમાન એક કુંભાર, દશ કુંભાર સમાન એક શિકારી, દશ શિકારી

સમાન એક વેશ્યા અને દશ વેશ્યા સમાન એક રાજાને પાપી કહેલો છે; માટે હું તો રાજ્યપિંડ લેવાનો નથી." ત્યારે રાજાએ પગે લાગીને કહ્યું કે–'હું તમને વ્યવહાર શુદ્ધિથી ખરી મહેનતે મેળવેલા મારી પાસે આઠ દામ છે તે આપું તે લેવાથી તમને ને મને બંનેને ઘણો લાભ થશે " રાજાના વચનની પ્રતિતીથી તેણે તે દામ લીધા. તે વાત સાંભળીને બીજા બ્રાહ્મણો ખીજાણા, એટલે રાજાએ તેઓને બોલાવીને પુષ્કળ સોનૈયાનું દાન આપ્યું.

આનું પરિણામ એ આવ્યું કે–સર્વે લઈ જનારાઓનું દ્રવ્ય થોડા દિવસમાં ખુટી ગયું અને આઠ દામ લઈ જનારે તે એક કોથળીમાં નાખ્યા. પછી તેમાંથી કાઢી કાઢીને વાપરતોજ ગયો. ખાતો, ખર્ચતો, દાન આપતો પણ તેમાંથી ખુટયું જ નહિ. એવું અખુટ દ્રવ્ય તે થઇ પડયું. જેમ નવનિધાન ખુટતા નથી તેવું થયું. અનુક્રમે તે દ્રવ્યના ભોજનથી જ્ઞાન ને વ્રતમાં પણ વૃદ્ધિ થઈ અને રાજાના ભંડારની જેમ દ્રવ્ય તો વધતું જ ગયું આ હકીકત સાંભળી રાજા બહુ ખુશી થયો અને આનંદ પામ્યો. ન્યાયદ્રવ્યનો આવો અપૂર્વ મહિમા જાણીને ઉત્તમ પુરૂષોએ ન્યાયદ્રવ્ય મેળવવાનો જ પ્રયત્ન કરવો. આ પ્રમાણે શ્રી ઋષભદાસજી હિતશિક્ષા આપે છે.

હવે રાસના કર્ત્તા દાનસંબંધી ચોભંગી કહે છે ૧ ન્યાયદ્રવ્યને સુપાત્રમાં આપવું. આ ઉત્તમ ભંગ છે. એવા દાનથી દેવ અને મનુષ્ય ગતિમાં ઋદ્ધિ પ્રાપ્તિ થાય અને વ્રત પ્રાપ્ત થાય પ્રાંતે સિદ્ધિસુખ મળે. ધન્નાસાર્થવાહ શાળિભદ્રાદિકની જેમ. ૨ દ્રવ્ય તો ન્યાયનું હોય પણ પાત્ર સારૂં

ન મળ્યું–કુપાત્ર મળ્યું. તેનું તો પરિણામ લક્ષભોજી બ્રાહ્મણ જેવું આવે, તેણે લાખ બ્રાહ્મણોને જમાડ્યા જેને પરિણામે અલ્પ સુખભોગ મળ્યા પણ મરીને સેચનક નામનો શ્વેત હાથી થયો. તેજ લક્ષભોજી બ્રાહ્મણનો એક નોકર હતો તેને જમાડતા વધતું તે અન્ન મળતું પણ તે સુપાત્ર મુનિને વહોરાવતો હતો. તેને પરિણામે તે મરણ પામીને શ્રેણિક રાજાનો પુત્ર નંદીષેણ થયો. પાંચસે સ્ત્રીઓ પરણ્યો, સુપાત્ર દાનના પ્રભાવથી અનેક પ્રકારની સુખ સંપત્તિ પામ્યો. પેલા સેચનક હાથીને શ્રેણિકરાજાના માણસો પકડી લા યા. રાજ-દ્વારે આવતાં નંદીષેણને જોવાથી તેને જાતિસ્મરણ જ્ઞાન થયું. પછી ઘણો પશ્ચાતાપ કર્યો, પણ પશુપણામાં શું કરે? તે મરીને પહેલી નરકે ગયો. આમાં દ્રવ્ય તો ઉત્તમ હતું પણ પાત્ર ઉત્તમ ન મળવાથી આવું ફળ મળ્યું.

હવે ત્રીજો ભાંગો કહે છે. વિત્ત તો ભુંડું પણ પાત્ર સારૂં. આ પ્રમાણેના દાન દેનારા બહુ સુખ પામ્યા છે તે ઉપર દૃષ્ટાંતો આપે છે–ઇક્ષુનું બીજ જ્યારે વિચ્છેદ થાય ત્યારે કાશનું બીજ વાવવાથી ઇક્ષુ (શેલડી) થાય છે. માટે પાત્રની મુખ્યતા છે. એવી રીતે આપેલું સુપાત્રદાન ચાર ગતિના ફંદને ટાળે છે. જુઓ ખડ ખવરાવ્યા છતાં ગાય ઉત્તમ દુધ આપે છે, અને દુધ જો સાપના મુખમા પડે છે તો તેનું વિષ થાય છે. સ્વાતિ નક્ષત્રનું પાણી છીપમાં પડે છે તો મોતી થાય છે અને તે જ પાણી સર્પના મુખમાં વિષપણાને પામે છે. વિમળશા નામના વણિકનું દ્રવ્ય તો ઉચ્ચ પ્રકારનું નહોતું પણ જિનપ્રસાદ કરાવવામાં વાપર્યું, તો તે શુભ ગતિને પામ્યા. દ્રવ્ય કુમાર્ગનું હોય અને તે પણ શુભ કાર્યમાં વાપરી ન શકે તો તેનું પરિણામ એ

આવે કે તે દ્રવ્યનો સ્વામી દુર્ગતિએ જાય ને જગતમાં અપયશ થાય, તેની ઉપર મમ્મણ શેઠ નવનંદ અને સાગરશેઠના દષ્ટાંત જાણવા, કે જેઓ દ્રવ્ય ખરચ્યા વિના નરકે ગયા છે, અને દ્રવ્ય બધું અહીંનું અહીં પડયુ રહ્યુ છે.

હવે ચોથો ભેદ કહે છે કે અન્યાયનું દ્રવ્ય અને તેનાવડે કુપાત્રને પોષે, તેને આ ભવમાં કે પરભવમા સુખની પ્રાપ્તિ થાય જ નહિ. ગાયને હણીને કાગડાને પોષવા જેવું તે દાન છે તેથી શુભ ગતિ થાય જ નહીં. એવા અન્યાયોપાર્જિત દ્રવ્યથી શ્રાદ્ધાદિક ક્રિયા કરે પણ તેથી પૂર્વજ તો તૃપ્ત ન થાય પણ ચંડાળો પણ તૃપ્ત ન થાય. પ્રત્યેક રીતે અન્યાયના દ્રવ્યથી પાપ ને અભિમાનની જ વૃદ્ધિ થાય છે. જેમ રાંકાએ અનેક પ્રકારના અન્યાય કરી ઘણાને છેતરીને દ્રવ્ય મેળવ્યું. તો તેને પરિણામે તે મરીને દુર્ગતિમાં ગયો, તેથી ડાહ્યો માણસ તો અન્યાય કરેજ નહિ. આ પ્રમાણે દાન સંબધી ચોભંગી સમજવી.

વળી ઉત્તમ પુરૂષ દેશવિરૂદ્ધ, રાજવિરૂદ્ધ, લોકવિરૂદ્ધ, કાળવિરૂદ્ધ અને ધર્મવિરૂદ્ધ પણ ન કરે તે આ પ્રમાણે–જે દેશમાં જે કાર્ય, જે વ્યાપાર, જે પ્રવૃત્તિ વિરૂદ્ધ ગણાતી હોય તે ન કરે જે રાજ્યને જે વાત અનુકૂળ ન હોય–પ્રતિકૂળ લાગતી હોય તે વાત ન કરે, તેનો પ્રસંગ ન રાખે લોકોમાં જે જે કાર્યો વિરૂદ્ધ ગણાતા હોય તે કદાપિ ન કરે. જે કાળે, જે સમયે, જે કાર્યો કરવા યોગ્ય ગણાતા ન હોય તે ન કરે અને જે કાર્ય ધર્મશાસ્ત્રના ફરમાનોથી ઉલટું હોય–વિરૂદ્ધ હોય તો તે કદિ પણ ન કરે. સર્વ પ્રકારની વિરૂદ્ધતામાં ધર્મવિરૂદ્ધતાને અગ્રસ્થાન આપે આ પ્રમાણે વર્તવાથી જ જૈનધર્મ આરાધી શકાય છે.

ધર્મના મુખ્ય ચાર પ્રકાર કહ્યા છે. દાન, શીળ, તપ ને ભાવ. તેમાં ભાવ ધર્મની મુખ્યતા છે. કારણ કે પ્રથમના ત્રણ પ્રકાર પણ શુભ ભાવ સંયુક્ત હોય તોજ પૂર્ણ ફળદાયક થઇ શકે છે, જો ભાવ વિશેષ હોય તો તેનું ફળ પણ ભાવના પ્રમાણમાં વિશેષ સમજવું, તેની ઉપર એક કથા છે. ભગવત મહાવીરસ્વામી છદ્મસ્થપણે વિચરતા એકદા વિશાળાનગરીએ પધાર્યા અને કાઉસગ્ગ ધ્યાને ઉભા રહ્યા. પ્રભુએ તો ચૌમાસી તપ કર્યો હતો પણ તેની ખબર ન હોવાથી તે નગરીમાં રહેનારા જીરણશેઠ રોજ આવીને પારણા માટે નિમંત્રણ કરી જતા હતા. અનુક્રમે ચાર માસ પૂર્ણ થયા એટલે તેને બીજે દિવસે જીરણ શેઠ નિમંત્રણ કરીને પોતાને ઘરે આવ્યા અને ભાવના ભાવવા લાગ્યા કે–'અહો ! હું આજ જગતમાં ધન્ય છું, કારણ કે આજે મારે ત્યાં ભગવંત ચૌમાસી તપનુ પારણું કરશે.' એ પ્રમાણેની શુભ ભાવના ભાવતાં બારમા દેવલોકનું આયુષ્ય બાંધ્યું; તેથી આગળ હજુ ભાવવૃદ્ધિ થતી હતી. તેવામાં દેવદુંદભી સાંભળી, એટલે પ્રભુએ અન્યત્ર પારણું કર્યું એમ જાણતાં ભાવની વૃદ્ધિ થતી અટકી ગઈ, નહિ તો થોડીવારમાં સર્વ કર્મ ખપાવી ઝળહળતું કેવળજ્ઞાન પ્રાપ્ત કરી શકત; પછી તજવીજ કરતાં જણાયું કે ભગવંતે મિથ્યાત્વી અભિનવ શ્રેષ્ઠીને ત્યાં અડદને બાકુળે પારણું કર્યું. તેણે ભિખારીને અપાવે તેમ અડદના બાકુળા સેવકને હાથે વીરપ્રભુને અપાવ્યા; પરંતુ તે દાનને પ્રભાવે ત્યાં પાંચ દિવ્ય પ્રગટ થયા. તેમા ૧૨ાા કરોડ સોનૈયાની વૃષ્ટિ થઇ. લોકો જોવા મળ્યું. પ્રભુ તો હસ્તપાત્ર હોવાથી ત્યાંજ પારણું કરીને ચાલ્યા ગયા. અભિનવ શેઠને દ્રવ્યનો લાભ થયો અને જીરણ શેઠને ભાવથી લાભ થયો.

આ પ્રમાણે ઉત્તમ જીવે મુનિરાજને અન્નાદિક માટે નિમંત્રણ કરવું. ઔષધ સંબંધી સંભાળ રાખવી અને પોતાને ત્યાં આવીને લઈ જાય એવી ગોઠવણ કરવી. વળી પ્રભુપૂજા કરીને પોતે જાતે તેડવા જવું અને તમામ વસ્તુ તેમની આગળ ધરવી. વસ્તુના નામ કહી કહીને વહોરવાનો આગ્રહ કરવો અને પોતાને હાથે વહોરાવવુ. ગુરૂ તો જરૂર પૂરતુંજ લે છે, પણ ઉત્તમ ભાવવાળાને મનથી ને વચનથી તમામ વસ્તુઓ વહોરાવ્યાનું પુણ્ય થાય છે; વળી જો તેમાથી હાથે દેવાનો લાભ મળે છે તો ખરેખરો કલ્પવૃક્ષજ ફળીભૂત થાય છે. અપ્રતિમ મુનિદાનથી લાભ મેળવનારા અનેક જીવોના દૃષ્ટાંતો શાસ્ત્રોમાં મોજુદ છે. જુઓ ભાવપૂર્વક મુનિને ક્ષીરનું દાન દેવાથી શાલિભદ્ર અપ્રતિમ ઋદ્ધિ પામ્યા. રેવતી શ્રાવિકાએ મહાવીર પ્રભુ માટે ઔષધ (બીજોરાપાક) નું દાન દેવાથી તીર્થંકર નામકર્મ મેળવ્યું. જીવાનંદ વૈદ્યપુત્રે (ઋષભદેવના જીવે) મુનિના વ્યાધિનું પૂર્વભવે નિવારણ કર્યું તેથી તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું. મુનિના રોગ નિવારવાનું ફળ તો અત્યંત કહેલું છે, વસતિદાન દેવાથી અવંતિસુકુમાળ વિશાળ પુણ્યના ભાજન થયા, તેમજ વંકચૂળ પલ્લીપતિ, જયંતિ શ્રાવિકા ને કોશ્યા વેશ્યાએ પણ અપ્રતિમ લાભ મેળવ્યો.

આ પ્રમાણે દાનધર્મ ભાવપૂર્વક આરાધવાથી આ ભવમાં ને પરભવમાં અનેક જીવો અનેક પ્રકારનું સુખ પામ્યા છે અને સંસારસમુદ્ર તરી ગયા છે. હવે શીલ ધર્મ સંબંધી વર્ણન કરે છે.

જે શીળધર્મને ભાવપૂર્વક ધારણ કરે છે તેના પ્રભાવથી

અગ્નિથી જ્વાળા શાંત થઇને પાણીરૂપ થઇ જાય છે. સર્પ પુષ્પની માળારૂપ થઇ જાય છે અને કષ્ટ માત્ર વિસરાળ થાય છે શીળ ધર્મથી નારદો સિદ્ધિપદને પામ્યા. શીળ ધર્મથી જંબૂસ્વામીની કીર્તિ વિસ્તાર પામી શીળ ધર્મના પ્રભાવથી સ્થૂળિભદ્રે કામને જીત્યો અને ચોરાશિ ચોવીશી સુધી નામ અખંડ કર્યું. શીળથી સુદર્શન શેઠને શૂળીનું સિંહાસન થયું. શિવકુમાર અને વંકચૂલ પણ શીળધર્મથી સુખ પામ્યા ને કષ્ટ નાશ પામ્યું. આ પ્રમાણેનો શીળધર્મનો પ્રભાવ જાણી સર્વ જીવોએ શીળધર્મનું અવશ્ય સેવન કરવું.

હવે તપધર્મ પણ ભાવપૂર્વક કરવાથી અનેક જીવો પરમપદને પામ્યા છે તપથી પણ કષ્ટ નાશ પામે છે અને સુખની પ્રાપ્તિ થાય છે. તપધર્મના આરાધનથી પાંડવો મુક્તિએ ગયા. કાકંદીનગરીના સ્વામી તપ તપવાથી એક મને નિશ્ચળ તપ કરવાથી સર્વાર્થસિદ્ધના સુખ પામ્યા સનત કુમાર ચક્રી તપધર્મથી દેવપણું પામ્યા. નંદીષેણને તપથી થયેલ લબ્ધિથી સુવર્ણની વૃષ્ટિ થઇ, અર્જુન માળી ને દૃઢપ્રહારી વિગેરે તપે કરીને સંસારનો પાર પામી ગયા. આ બધા ભાવ સહિત તપ કરવાના ઉત્તમ ફળ છે, તે જાણીને સર્વ જીવોએ યથાશક્તિ બાહ્ય અને અભ્યંતર બંને પ્રકારના તપનું આરાધન કરવું.

હવે ભાવધર્મ સંબંધી ફળ કહે છે. ભાવધર્મના આરાધનથી–શુદ્ધ ભાવ ભાવવાથી જીવ કેવળજ્ઞાન પામે. જુઓ! ભરતચક્રી ઉજ્વળ ભાવના ભાવવાથી આરીસાભવનમાં સર્વજ્ઞ થયા. મૃગલાને ભાવના ભાવવાથી દેવગતિ પ્રાપ્ત થઇ. તેણે માત્ર મુનિદાનથી અનુમોદનાજ કરી હતી. વલ્કલચીરી વિગેરે

ઘણા જીવો ભાવધર્મના આરાધનથી કેવળ લક્ષ્મી પામ્યા છે. તેથી ભાવધર્મ આ સંસારમાં ચારે પ્રકારના ધર્મમાં મુખ્ય છે. દાન શીળ ને તપ એ ત્રણ પ્રકારના ધર્મ પણ ભાવ સંયુક્ત હોય તોજ પૂર્ણ ફળદાતા થઇ શકે છે.

ઉત્તમ જીવો આ ચારે પ્રકારના ધર્મની યથાશકિત આરાધના કરે. વળી મુનિમહારાજના સંયોગે આગમ અવશ્ય સાંભળે. મુનિમહારાજને દેખીને હર્ષ પામે, આગમની કે સાધુની કદી પણ નિંદા ન કરે કોઈ કરતો હોય તો તેને વારે. જુઓ ! અભયકુમારે ભિખારીએ લીધેલી દીક્ષાની નિંદા કરનારાઓનું યુકિતથી નિવારણ કર્યું હતું. લોકો હાસીમાં કહેતા હતા કે–'ભાઇ ! આણે તો બહુ લક્ષ્મી તજી દીધી ! ઘર બાર કે સ્ત્રી પુત્ર કાંઇ હતું નહીં, પહેરવા લુગડું નહોતું ખાવા પૂરૂ મળતું ન હોતું તે સાધુ થયા, એટલે મોટા ત્યાગી કહેવાણા !' આવી નિંદા સાંભળીને અભયકુમારે પાંચ રત્નો મોટી કિંમતવાળા લઇને ભર બજાર વચ્ચે મૂકયા અને કહ્યું કે–'જે કોઇ પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ કે વનસ્પતિનો સર્વથા ત્યાગ કરે તે આ પાંચે રત્નો અથવા તેમાંથી એકનો ત્યાગ કરનાર એક રત્ન ઉપાડી લે ' પણ કોઇ તે રત્ન ઉપાડી શકયું નહીં, કારણ કે ગૃહસ્થને એ પાચે અથવા તેમાંની એકેક વસ્તુ પણ સર્વથા તજવી મુશ્કેલ છે પછી અભયકુમારે કહ્યું કે–"તમે આ સાધુની નિંદા કેમ કરો છો ? તેણે આ પાંચે વસ્તુ સર્વથા તજી દીધી છે; તેથી તે તમારા બધા કરતાં શ્રેષ્ઠ છે. વળી તે ત્રસકાયને તો કદી પણ હણતા નથી અને કંચન પથ્થરને સમાન લેખવે છે, અર્થાત્ કંચનની પણ ઇચ્છા કરતા નથી. વળી તેમણે સર્વ પ્રકારના કામભોગ ત્યજી દીધા છે, વ્યાપાર માત્ર ત્યાગને કર્યો છે.

એવા સાધુની તમે નિંદા કરો છો અને કહો તેણે શું તજ્યું છે? આમ કહેવું તમને ઘટતું નથી.”

આ પ્રમાણેનાં અભયકુમારનાં વચનો સાંભળી સર્વે લોકો લજ્જા પામ્યા. આ કથા ઉપરથી સાર એ ગ્રહણ કરવાનો છે કે ઉત્તમ જનો સાધુની નિંદા કદી કરતા નથી, તેમની સ્તુતિ કરે છે અને અન્ય કોઈ નિંદા કરતું હોય તો તેનાથી રક્ષા કરે છે–તેનું નિવારણ કરે છે. એવા પુરૂષો આ સંસાર-સમુદ્રને અભયકુમારની જેમ તરી જાય છે.

વળી ઉત્તમ જનો આગમની સારી રીતે રક્ષા કરે છે અને અપૂર્વ ગ્રંથો શીખે છે; તેમજ અન્યને પોતે શીખેલ ભણેલ હોય તે શીખવે છે. ભણાવનારના પુણ્યની ગણત્રી નથી, અર્થાત્ તે અત્યંત પુન્યબંધ કરે છે. યાવત્ તીર્થંકર નામકર્મ પણ એનું (જ્ઞાનનું) પઠન પાઠનાદિવડે આરાધન કરવાથી બાંધી શકે છે–બાંધે છે.

પોતાની બુદ્ધિ કદી અલ્પ હોય તો પણ ભણવાનો ઉદ્યમ છોડવો નહીં જુઓ! માષતુષાદિકે તેમ કરવાથી અપૂર્વ લાભ મેળવ્યો હતો. તેનું દષ્ટાંત આ પ્રમાણે—

પૂર્વ ભવમાં બે બાંધવ હતા; તેમણે સાથે ચારિત્ર લીધું હતું. માષતુષ મુનિ થયા તે નાના ભાઈ હતા, તેમણે જ્ઞાન ઘણું મેળવ્યું હતું અને આચાર્ય થયા હતા. પછી તેમને સંપૂર્ણ જ્ઞાતા જાણી અનેક મનુષ્યો જુદી જુદી બાબતમાં પૂછવા આવતા હતા, એટલે તેમને બીલકુલ અવકાશ મળતો નહોતો, તેથી દુર્ભાગ્ય યોગે એક વખતે તેમને એવો

માઠો વિચાર આવ્યો કે–"આ બધું ઘણું ભણ્યાનો ને આચાર્ય પદવી મેળવ્યાનો સંતાપ છે. મારો મોટો ભાઈ મૂર્ખ છે તો તેને કાંઈ ઉપાધિ છે? નિરાંતે ખાય છે ને ઉંઘે છે. હું પંડિત થયો તેનું આ બધું દુઃખ છે, માટે મૂર્ખ રહેવુંજ સારૂં લાગે છે." આ પ્રમાણેના અશુભ વિચારની શ્રેણિ ચાલતી હતી તેવામાં આયુષ્ય પૂર્ણ થવાથી કાળ કર્યો ને મરણ પામીને મનુષ્ય થયા તે ભવમાં પણ દીક્ષા લીધી પરંતુ પૂર્વના અશુભ કર્મને લીધે મૂર્ખ થયા. તોપણ ભણવાનો ઉદ્યમ છોડ્યો નહીં. ગુરૂએ 'મા રૂસ ને મા તુસ' એ બે પદજ ગોખવાના કહ્યા કે જેમાં મહા અર્થ ભરેલો હતો. તે પદ તે મુનિએ બાર વર્ષ સુધી ગોખ્યા. ગોખતાં ગોખતાં પણ બંને પદમાંથી એકેક અક્ષર ભૂલી ગયા અને 'માસ તુસ, માસ તુસ' એમ ગોખવા લાગ્યા; પરંતુ પોતાના જ્ઞાનાવરણીય કર્મ માટે અત્યંત પશ્ચાતાપ કરવાથી તે કર્મ સર્વથા ખપાવીને કેવળજ્ઞાન પામ્યા. લોકોએ તો તે મુનિનું માસતુસ નામજ પાડી દીધું હતું તે કાયમ રહ્યું. આ કથા ઉપરથી બુદ્ધિ મંદ હોય તોપણ ભણવાનો અભ્યાસ છોડવો નહીં ભણતાં ભણતાં બુદ્ધિની મંદતા નાશ પામે છે ને તીવ્રતા પ્રાપ્ત થાય છે.

સુશ્રાવક મોઢેથી સર્વથા સાચુંજ બોલે અને ન્યાયથી દ્રવ્ય ઉપાર્જન કરે. એમ કરવાથી વ્યવહાર શુદ્ધિ થાય અને તેવા શુદ્ધ દ્રવ્યથી મેળવેલ ભોજન કરવાથી આહાર શુદ્ધિ થાય. એટલે મન પણ ચોખું થાય, વાણીમાં મધુરતા આવે. મધુર વાણી બોલવાથી લોકમાં વલ્લભ થાય, લોકપ્રિયતાને લઈને સમકિતબીજ પણ વૃદ્ધિ પામે, સમકિતને નિર્મળ રાખે–દોષ ન લગાડે અને દેવ, ગુરૂ, ધર્મ–એ ત્રણ

તત્ત્વની સારી રીતે આરાધન કરે, જેથી અનુક્રમે આઠે કર્મના મળનો નાશ કરે. અરિહંતને દેવ માની ઋષભાદિક પ્રભુને નમસ્કાર કરે, સદ્ગુરૂને ગૌતમસ્વામી જેવા માની તેમની યથોચિત ભક્તિ કરે અને સર્વજ્ઞકથિત જૈનધર્મનું યથાશક્તિ આરાધન કરે, જેથી પરિણામે અનંત સુખની પ્રાપ્તિ થાય.

ત્રણ તત્ત્વનું આરાધન કરનાર સમકિતના પાંચ દૂષણ ટાળે ને પાચ ભૂષણ સ્વીકારે. અનુક્રમે સમકિત સહિત શ્રાવકના વ્રતો ગ્રહણ કરે, જેથી દેવો પણ તેને નમસ્કાર કરે; કારણ કે તેઓ તો સર્વદા અવિરતિ હોય છે. વિરતિવંત જીવની અશુભ ગતિ ન થાય, છેદન ભેદનાદિ દુઃખ ન પામે, દીર્ઘ આયુષ્ય મેળવે અને વ્રતોનું આરાધન કરી દેવ-ગતિ પામી ત્યાંથી ચ્યવી મનુષ્ય થઈ સર્વવિરતિ અંગીકાર કરી પ્રાંતે મોક્ષસુખ મેળવે.

જ્યાંસુધી જીવને અવિરતિનો ઉદય હોય છે ત્યાંસુધી અલ્પ પણ વિરતિ લઈ શકાતી નથી. જુઓ! શ્રેણિકરાજા મહાવીર પરમાત્માનો સંયોગ મળ્યા છતાં કાગડાના માંસનું પણ પચ્ચખ્ખાણ કરી શક્યા નહોતા. દેવોનો આખો ભવ એવી રીતે અવિરતિપણામાંજ વ્યતીત થાય છે અને તેથી આગળ પણ વિરતિ પ્રાપ્ત થવી મુશ્કેલ છે, જેવો અભ્યાસ પડેલો હોય છે તેવીજ વૃત્તિ રહે છે. જેમણે આ ભવમાં નિર્મળ વ્રત પાળ્યાં હોય છે તેમને આગળ પણ વ્રત લેવાની ઇચ્છા થાય છે અને સંયોગ પણ તેવા પ્રાપ્ત થાય છે. વિરતિપણા વિના આ જીવને લાગેલા વિષમ કર્મના વ્યાધિ દૂર થઇ શકે તેમ નથી.

આ પ્રમાણેના સદ્‌વિચારથી વ્રતો ગ્રહણ કરવા, પણ વ્રત લીધા પછી તેને ખંડિત કરવા નહીં, તેમાં દોષ લગાડવો નહીં, કદી કાંઇ ભૂલ થઇ જાય તો તેનો પસ્તાવો કરી ફરીને તે વ્રત વધારે વિશુદ્ધિથી પાળવું. જેથી બંધાયેલ અશુભ કર્મ નાશ પામી જાય. પોતે ત્યાગ કરેલી વસ્તુ કદી ભૂલથી મોઢામાં નાખી દેવાય તો યાદ આવે કે તરત તે કાઢી નાખવી–એમ કરવાથી વ્રતનો ભંગ થતો નથી અને જો તે વસ્તુ ખાઇ રહ્યા પછી યાદ આવે તો બીજે દિવસે તેનો ત્યાગ કરે અને થયેલ ભૂલનો મિચ્છાદુક્કડં આપે, જેથી આરાધકપણું થાય. કોઇ વસ્તુ અચિત્ત છે કે સચિત્ત એવો સંશય પડ્યા પછી સચિત્તનો ત્યાગ જો તે વસ્તુ ખાય તો તે વસ્તુ અચિત્ત હોય તો પણ તેના વ્રતનો ભંગ થાય.

કોઈ મનુષ્ય બહુ માંદો હોય, ભૂતપ્રેતાદિથી ગ્રસિત થયેલો હોય, પરવશ થયેલો હોય, સર્પદંશ થયા હોય તો એવે વખતે ઉત્તમ જીવો તો બનતા સુધી લીધેલ વ્રત પાળે છે, પણ કદી ન પાળી શકે તો તેથી તેનો ભંગ થતો નથી. કારણ કે બધા વ્રત નિયમોમાં ચાર આગારો કહેલા હોય છે. જે મનુષ્ય સહેજે–નિષ્કારક વ્રતનો ભંગ કરે તે વિરાધક થાય છે. તેણે પોતાના ગુરૂનું પણ અપમાન કર્યું સમજવું તે પ્રાણી પરિણામે અપાર દુઃખ પામે છે.

હવે રાસના કર્ત્તા કહે છે કે–ઉત્તમ જીવે નાની મોટી સખ કોઇ પ્રકારની આખડી–બાધા જરૂર લેવી–નિયમ લેવો; એથી પરિણામે લાભ જ થાય છે. જુઓ ! કમળ શ્રેષ્ઠીપુત્રે કુંભારની તાલ જોયા પછી ખાવાનો નિયમ કર્યો હતો તો તેથી પણ તેને લાભ થયો તેની કથા આ પ્રમાણે—

એક શહેરમા એક શ્રેષ્ઠીને કમળ નામે પુત્ર હતો. તે ધર્મથી તદ્દન અજ્ઞાન હતો અને વિમુખ હતો ધર્મ શું તે જાણતો જ નહીં, તો પછી વ્રત નિયમની તો વાત જ શી? તેના પિતાએ અંત સમયે બહુ આગ્રહ કરીને એટલો નિયમ કરાવ્યો કે–'તારે આપણા પાડોશી કુંભારના માથાની તાલ જોયા પછી જમવુ." કમળે પિતાની શરમે તેટલો નિયમ ગ્રહણ કર્યો પિતા પરલોકવાસી થયા. કમળ પૂર્વોકત નિયમ પાળ્યા કરે છે.

એકદા કમળ શ્રેષ્ઠીપુત્ર બહારથી આવીને જમવા બેઠો, ત્યાં નિયમ સાભર્યો, એટલે એકદમ ઉઠ્યો, પણ કુંભાર ઘરે નહોતો. પૂછતાં ખબર પડી કે સીમમાં માટી ખોદવા ગયાં છે એટલે સીમમા આવ્યો તે વખતે કુંભારને માટી ખોદતાં નિધાન નીકળ્યું હતું, તે બહાર કાઢવાની મહેનત કરતો હતો. તેવામાં માથું ઉંચું કરતા તેથી તાલ દેખાવાથી કમળ બોલી ઉઠ્યો કે–'દીઠી, દીઠી' એટલે કુંભારે જાણ્યું કે– 'આ નિધાન દેખી ગયો.' તેથી કુંભારે તેને બોલાવવા સાદ કર્યો પણ કમળ તો ભૂખ્યો હતો એટલે ઘરે આવીને જમવા બેઠો કુંભારે જાણ્યું કે–"આ વાણીઓ જો રાજ-દરબારમાં આ વાત જણાવશે તો જરૂર બધું જશે, માટે તેને ભાગ આપીને વાત ન કરે એમ કરૂં." એમ વિચારી નિધાન છાનુ માનું લઇને તે કમળને ઘરે આવ્યો. અને તેને એકાંતમાં નિધાન દેખાડીને કહ્યું કે–'તમને આમાથી અર્ધો અર્ધ ભાગ આપીશ, પણ તમારે આ વાત કોઇને કહેવી નહીં.' કમળ શેઠ તરત સમજી ગયો ને અર્ધ ભાગ લઇ કુંભારને રવાના કર્યો. કુંભારના ગયા પછી કમળશેઠ વિચારે છે કે–'જો આટલો નામ માત્ર હાંસીરૂપ–નિયમ

હતો તો તો તેથી પણ મને આટલો લાભ થયો, તો પછી બીજા સારા નિયમ કર્યા હોય તો કેટલો લાભ થાય?'

આમ વિચારી તેણે ગુરૂમહારાજની જોગવાઇએ અનેક પ્રકારના નિયમો ગ્રહણ કર્યા અને પરિણામે સુખી થયો.

આ પ્રમાણે જે મનુષ્ય માતાપિતાની કે ગુરૂની શીખ માને છે તે સુખી થાય છે ને નથી માનતા તે દુઃખી થાય છે, ભીખ માગે છે, માટે સમકિત પૂર્વક અનેક પ્રકારના નિયમો ગ્રહણ કરવાવડે મનરૂપી માંકડાને વશ રાખવો, કેમકે આ માનવ ભવ સંસારમાં પરિભ્રમણ કરતાં મહા મુશ્કેલીએ પ્રાપ્ત થાય તેવો છે, તેની પ્રાપ્તિ ખરેખરી દુર્લભ છે. જુઓ દેવતાઓ વિષયસુખમાં નિમગ્ન હોય છે, નારકી જીવો અત્યંત દુઃખી હોય છે અને તિર્યંચો વિવેક વિનાના હોય છે. ધર્મ થઈ શકે તેવું તો માત્ર માનવના ભવમાં જ છે. માટે હે જીવ! તું કેમ ચેતતો નથી સંસારના કામ-ભોગ વિષ જેવા ને શલ્ય જેવા છે, સુખની હાનિ કરનારા છે અને તેનું સેવન કરવાથી દુર્ગતિમાં લઈ જનારા છે. આ ઇંદ્રિયોરૂપી ઘોડા બહુ જ ચંચળ છે અને સ્વેચ્છાએ ઉન્માર્ગ ચાલનારા છે. તેને જો તું પ્રવીણ સારથી થઇને કબજે રાખી શકશે, તો તારો આત્મા દુર્ગતિમાં પડશે નહીં

કર્ત્તા કહે છે કે—

બાંમણુ ધોય મ ધોતિયા, પથ્થર ચોર મ ફાડ;
ધો નર ઇંદ્રિય આપણા, જે જુજુઇ મોહાડ. ૧

જિવ્હા મોહકછોટડી, જીત્યું ન જાયે મન્ન;
ઋષભ કહે જે વશ કરે, તે નર જગમાંહે ધન્ય. ૨

આંખ ન મીંચિશ મીંચ મન, નયન નિહાળી જોય;
જો મન મીંચાશ આપણું, અવર ન દુજો કોય. ૩

રાત ગમાઈ સોવતે, દિવસ ગમાયો ખાય;
હીરા જિસ્યો મનુજ ભવ, કોડી બદલે જાય. ૪

"હે બ્રાહ્મણ–હે આત્મા! તું ધોતીયા પથ્થર ઉપર ધોઈને તેને ફોગટ શા માટે ફાડી નાખે છે, તારી ઈંદ્રિયો ઉપર કચરો લાગેલો છે તેને ધો કે જેથી જુદી જુદી ચાહના કરતી બંધ થાય પાંચ ઈંદ્રિયોમા જીભ મુખ્ય છે. તે મોહ-રાજાની વહાલી સ્ત્રી છે. તે અને મન બે જીત્યા જાય તેમ નથી, તેથી ઋષભદાસજી કહે છે કે–જે તે બેને વશ કરે તેને આ જગતમાં ધન્યવાદ છે તું આંખ શા માટે મીંચે છે? મનને મીંચ અને હૃદયનેત્ર ઉઘાડી નિહાળીને જો કે તારૂં કર્તવ્ય શું છે? જો મનને મીંચીશ–વશ કરીશ તો પછી બીજું કોઈ કાંઇ કરી શકે તેમ નથી. હે ચેતન! તેં પ્રમાદને વશ થઇને રાત્રિ તો સુવામાં–ઉંઘવામાં ગુમાવી છે, અને દિવસો ખાવા પીવામાં ને લહેર કરવામાં ગુમાવ્યા છે, પણ રે મૂર્ખ! આ હીરા જેવો મનુષ્યનો ભવ તે કોડીના મૂલ્યમાં ચાલ્યો જાય છે, તેનું કાંઈ ભાન છે? જે મનુષ્ય-ભવવડે મોક્ષનું સાધન થઈ શકે તે મનુષ્યભવ ફોગટ ખાલી ચાલ્યો જાય છે."

જે પ્રાણી મનુષ્ય જન્મ પામીને વ્રત નિયમ અંગીકાર કરતા નથી તે મનુષ્યજન્મને એળે ગુમાવી દે છે. નિયમો

ધારણ કરનાર પ્રાણી આ જગમાં–આ ભવમાં પૂજાય છે અને પરભવમાં સુખી થાય છે–સદ્ગતિ પામે છે; તેથી નિયમ ગ્રહણ કરી સમકિત ધારણ કરી ઉચિત જાળવવું. કોઇની વાણી સાંભળીને તેનાપર દોષ લગાડવો નહીં. ઉપદેશમાળામાં શ્રી ધર્મદાસ ગણીએ આવો જ ઉપદેશ આપેલો છે.

જે પ્રાણી ઉચિત જાળવી જાણે છે. તેની સર્વત્ર કીર્ત્તિ થાય છે. ઉચિત સૌનું જુદા જુદા પ્રકારનું હોય છે. પિતાનું, માતાનું, ભાઇનું, સ્ત્રીનું, પુત્રનું, સ્વજનોનું, ગુરૂનું, જ્ઞાતિભાઇઓનું, પરતીર્થીઓનું–આમ બધાનું ઉચિત સમજીને જે બરાબર જાળવે છે. તેની ઉત્તમ પુરૂષો પણ સ્તવના કરે છે; કારણ કે ઉચિત જાળવવું મુશ્કેલ છે. પ્રથમ પિતાના ઉચિતને અંગે કહે છે–જે મનુષ્ય પિતાની ભકિત કરે છે, તેના પગ પૂજે છે, તેના સૌ ગુણ ગાય છે. પિતાનું ઉચિત ત્રણ પ્રકારે જાળવવાનું છે. મનથી, વચનથી ને કાયાથી. મનથી હિત ચિંતવે, વચન અનુકૂળ બોલે, તેઓ જે કહે તે સેવકની જેમ માથે ચઢાવે, શરીરવડે તેમની સુશ્રુષા કરે, તેમના પગ ધુએ, સામું તો કદી પણ ન બોલે આવા જે પુત્ર હોય તેજ ખરા પુત્ર કહેવા યોગ્ય છે. પિતાના પગનું મર્દન કરે, હાથનો ટેકો આપીને ઉઠાડે, તેમનું વચન ઝીલી લે, ભોંયે પડવા ન દે, તેમનાં વચન પ્રમાણે કરે તે ખરો પુત્ર છે. જુઓ! રામચંદ્રે પિતાના વચનથી રાજ્ય ત્યજીને વનવાસ સ્વીકારી લીધો. સુપુત્ર હોય તે પિતાનાં વચન આનંદથી સાંભળે અને પોતાના ચિત્તમાં ન બેસે તો પણ તે પ્રમાણે કરે ઉત્તમ પ્રકારે પિતાની સેવા કરે. રહસ્યની વાત હોય તે તેમને કહે. કદી પોતે થોડું ભણ્યો હોય તોપણ પિતાની સેવા કરનાર બુદ્ધિમાં બળવાન થાય. કેટલીક વખત

એક વૃદ્ધ જે વાત કરે અથવા ઉત્તર આપે તેવો સેંકડો યુવાન પણ ઉત્તર આપી ન શકે.

એક વખત એક રાજાએ સભા સમક્ષ પૂછયું કે–'જે રાજાને પાટુ મારે ! તેને શું કરવું ?' આના ઉત્તરમાં યુવાનો બેઠા હતા તે બોલી ઉઠ્યા કે–' તેને મારી નાખવો.' રાજાએ તેનો ઉત્તર ખોટો કહી તેને નિભ્રંછયા, એટલે એક વૃદ્ધ સભામાં બેઠેલ હતો તે બોલ્યો કે–'સાહેબ તેને તો નવાં નવાં વસ્ત્રો પહેરાવવાં અને આભૂષણોથી શોભાવવો.' રાજા તે ઉત્તર સાંભળી પ્રસન્ન થયો, અને તેનું બહુમાન કર્યું. આની અંદર રહસ્ય એ હતું કે–'રાજાને પાટુ કોણ મારે ? તે યુવાનો સમજી શકયા નહિ. વૃદ્ધે વિચાર્યું કે–'રાજાને તો પાટુ બાળક ખોળામાં લીધેલો હોય તેજ મારે, તેથી તેને તો વસ્ત્રીભૂષણજ આપવા ઘટે' આટલા માટે વૃદ્ધનું વચન સ્વીકારવું

એકવાર એક હંસના સો બાળકો ચણને માટે ચાલ્યાં. સાથે તેનો વૃદ્ધ બાપ આવતો હતો તે તેમને ગમ્યું નહીં, એટલે'એ બુઢાનું શું કામ છે ?' એમ કેટલાક બોલ્યા બુઢાએ કહ્યુ કે–'ભાઇ ! હું સાથે સારો છું, કષ્ટને વખતે હું બચાવ કરી શકીશ ' તો પણ યુવાન હંસોના ધ્યાનમાં આવ્યું નહીં વૃદ્ધ પાછળ પાછળ ગયો આગળ જતાં હંસો એક ઝાડ ઉપર ચણવા બેઠા. ત્યાં કોઈ પારધીએ આવી પ્રથમથી પાસ પાથરી રાખેલો હતો, એટલે બધા તેમાં સપડાઇ ગયા. પછી દુર બેઠેલા વૃદ્ધને પૂછવા લાગ્યા કે–' હવે અમારે શું કરવું ? બુઢાએ કહ્યુ કે–" તમે સૌ અચેતન થઇને પડ્યા રહેજો, એટલે તમને લેવા આવનાર પાસ-

માંથી કાઢી કાઢીને નીચે ફેંકી દેશે. બધાને ફેંકી દે એટલે એકી સાથે બધા ઉડી જજો." હંસોએ તે શીખામણ ધ્યાનમાં રાખી. પછી પારાધી આવ્યો, એટલે બધાને મુવેલા જાણીને દુર ફેંકી દીધા, નીચે પડ્યા એટલે એક સાથે ઉડી ગયા. પછી વૃદ્ધના બહુ વખાણ કરવા લાગ્યા અને માફી માગવા લાગ્યા આ પ્રમાણે જે વૃદ્ધની શિખામણ માનશે તે સુખી થશે અને તેની કીર્તિ વૃદ્ધિ પામશે.

માતાપિતાની શિખામણ માનનાર સંબંધી કર્ત્તાએ અહીં બહુ કહ્યું છે. પછી સુપુત્રે પિતાને શું કહેવું તે સમજાવ્યું છે. સુપુત્ર માતા પિતાને કહે કે—" તમે જિનપૂજા કરો, પ્રતિક્રમણ પોસહ સામાયિકાદિ કરો, સાતે ક્ષેત્રમાં આપણી શક્તિના પ્રમાણમાં યથેચ્છ દ્રવ્ય વાપરો, દીન દુઃખીનો ઉદ્ધાર કરો, અનુકંપાદાન આપો, સુપાત્રદાન સારી રીતે આપો, તમારી બાકીની જીંદગી ધર્મધ્યાનમાંજ વ્યતીત કરો." ઉપર પ્રમાણે કહેનાર સુપુત્રજ માતાપિતાના ગુણનો ઓશીંગણ થઇ શકે.

આ પ્રસંગમાં સિદ્ધાંતમાં પણ બહુ કહેલ છે, તે હવે ગ્રંથકાર કહે છેઃ—

શ્રીઠાણાંગ સુત્રના ત્રીજા ઠાણામાં કહ્યું છે કે—'આ જીવ ત્રણનો ઓશીંગણ ન થઇ શકે—તેના કરેલા ગુણનો બદલો વાળી ન શકે. તે ત્રણ કોણ? શેઠ, ધર્મગુરૂ ને માતાપિતા. માતા પિતાએ કરેલા ગુણનો ઓશીંગણ થવા માટે પુત્ર શતપાક સહસ્રપાકાદિ તેલથી પોતાને હાથે તેમનું અભ્યં-

ગન કરે, સુગંધી વસ્તુથી પીઠી ચોળે, પછી સુગંધી જળ વડે ન્હવરાવે, સુગંધી અને સુંવાળા વસ્ત્રથી શરીર લુહે, ઉત્તમ વસ્ત્રો પહેરાવે, સોળ શણગાર ધારણ કરાવે. અહીં પુરૂષના ૧૬ શણગાર કહે છે—

કુંછ[૧] મુછ સમરાય, મજ્જન કુંડળ કાને,
વસ્ત્ર તિલક વાણહી[૨], મૂકુટ મુખ શોભે પાને;
ખડગ મુદ્રિકા હાથ, ચંદન અંગે લગાવે,
કમરે પટંબર સાર, છુરિકા ત્યાંહિ બનાવે;
વિદ્યા વિનિત શીળે ભલા, સોળ શણગાર સોહે નરા,
કવિ ઋષભ એણિપરે ઉચ્ચરે, પુણ્ય પુરૂષ પામે ખરા.

"માથાના મુછના વિગેરે વાળ ઉતરાવી સમરાવે ૧, મજ્જન કરે ૨, કાનમાં કુંડળ પહેરે ૩, વસ્ત્રો ઉત્તમ ધારણ કરે ૪, કપાળમાં તિલક કરે ૫, પગમાં ઉપાનહ પહેરે ૬, માથે મુકુટ પહેરે ૭, પાન વિગેરે તાંબુળ ખાઈને મુખને શોભાવે ૮, હાથમાં મુદ્રિકાઓ પહેરે ૯, ખડગ ધારણ કરે ૧૦, શરીરે ચંદનનું વિલેપન કરે ૧૧, કમરે પટંબર–ઉત્તમ વસ્ત્ર બાંધે ૧૨, તેમાં છરી રાખે ૧૩, ઉપરાંત વિદ્યા ૧૪, વિનય ૧૫, અને શીળ ૧૬ ને ધારણ કરે. આ પ્રમાણેના સોળ શણગારથી પુરૂષ શોભા પામે, પરંતુ ઋષભદાસજી કહે છે કે પુણ્યવાન પુરૂષજ ખરેખરા એ શણગારો પ્રાપ્ત કરી શકે."

---

૧ કુંછ–કેશ–માથાના વાળ. ૨ મોજડી–પગરખા.

ઉત્તમ પુત્ર પોતાના પિતાને યોગ્ય શણગાર સજાવે, તેની અહર્નિશ ભક્તિ કરે, તેને પૂછીને કાંઇ પણ વાત કરે. નિરંતર નમસ્કાર કરે, પિતાના જમ્યા પછીજ જમે, જમતી વખત પોતાની સારી શક્તિ હોયતો રૂપાનો પાટલો માડી બેસાડે આગળ ભોજન માટે કરેલી બધી વસ્તુ ધરે. સોનાનો વિશાળ થાળ આગળ માડે અને તેમા મનગમતા પાક અને પકવાન્નો પીરસે કે જે ખાવાથી જીહ્‌વા અને સુગંધથી નાક સુખી થાય. સિંહકેસરીઆ મોદક જમાડે (૬૪ પ્રકારના કુસુમના રસ, ૮૪ પ્રકારના રાજદ્રવ્ય અને ૧૬ પ્રકારના સુગંધી વાસ નાખવાથી - સિંહકેસરી મોદક બને છે) શાળ, દાળ, અઢાર જાતના શાક ઇત્યાદિ પીરસે. એ રીતે જમી રહ્યા પછી સુગંધી ને નિર્મળ જળવડે હાથ ધોવરાવે; પછી કર્પૂરવાસિત સુગંધી પાન (તાંબૂળ) આપે ત્યારબાદ ઉત્તમ ગાયન અને વાજીત્રાદિ સંભળાવી પ્રસન્ન કરે કદી માતપિતાને પગે અડચણ હોયતો જાવજજીવ સુધી તેમને પોતાને ખંભે ઉપાડીને ફેરવે, તીર્થયાત્રાઓ કરાવે આ પ્રમાણે ભક્તિ કરે તો હે પ્રભુ! માતપિતાનો ગુણ ઓશીંગણ થાય?' એમ શ્રી ગૌતમ સ્વામીએ પૂછવાથી પ્રભુ કહે છે કે-'ન થાય.' ગૌતમ સ્વામી પૂછે છે કે-'ત્યારે શી રીતે ગુણ ઓશીંગણ થાય?' પ્રભુ કહે છે કે-'હે ગૌતમ! જો માત પિતાને ધર્મ પમાડે તો ગુણ ઓશીંગણ થાય'

હવે શેઠના ગુણ ઓશીંગણ થવા ઉપર એક દ્દષ્ટાંત કહે છે-

કોઇ એક વ્યવહારી પોતાની વખારે આવીને બેઠો હતો તેના વાણોતરો પણ બધા બેઠા હતા તેવામાં એક કુમાર (બાળક) માગવા આવ્યો. શેઠને તેની વાત સાંભળતા તેના

પર દયા આવી. છોકરાએ કહ્યું કે–'મારા માતાપિતા મારી નાની વયમાં દેવલોકે ગયા છે, મારી પાસે જે કાંઇ ધન હતું તે બધું મેં ખોઇ નાખ્યું છે. આજીવિકાનું કાંઇ પણ સાધન મારી પાસે નથી; તેથી હું ઘરે ઘરે ફરૂં છું, માટે જો આપને દયા આવે તો મને આધાર આપો ?' શેઠની તેની ઉપર દયા થઈ, તેથી તેને પોતાને ત્યાં રાખ્યો અને ભોજન વસ્ત્ર પણ સારી રીતે આપ્યાં અનુક્રમે તે છોકરો યૌવનાવસ્થા પામ્યો એટલે શેઠે તેને પરણાવ્યો; પછી તે જુદું ઘર માંડી રહ્યો. પણ તે બહુ બુદ્ધિશાળી હોવાથી શેઠનો તમામ વ્યાપાર તેણે હાથમાં લીધો. શેઠે તેની ઉપર પૂર્ણ વિશ્વાસ રાખેલો હતો અને તેનું વાણોતરપણું દૂર કરી ચોથો ભાગ કરી આપ્યો હતો. પછી શેઠની આજ્ઞાથી તે પરદેશ વ્યાપાર કરવા ગયો અને ઘણી લક્ષ્મી મેળવી આવ્યો. ત્યાં રહ્યો રહ્યો પણ જે કમાતો તે બધું શેઠને મોકલતો હતો, અને આવ્યા પછી જે રળ્યો હતો તે બધું શેઠની પાસે રજુ કર્યું. પછી શેઠની રજા લઇને તેણે એકલો વ્યાપાર કરવા માંડ્યો. તેમાં પણ તે સારૂં કમાયો. એટલે શેઠનું તમામ દ્રવ્ય ચુંકાવી દઇને તે બીજે નગરે જઇને વ્યાપાર કરવા લાગ્યો. અહીં કેટલાક દિવસે દુર્દૈવના યોગથી શેઠની પેઢી ભાંગી–દીવાળું નીકળ્યું. શેઠને ખાવા પીવાના સાંસા પડવા લાગ્યા. એવી માઠી સ્થિતિ થઈ. કર્ત્તા કહે છે કે–'એમાં કાંઇ નવાઈ નથી, જુઓ.

દિન સઘળા સરખા નહીં, મ કરો પુરૂષ ગુમાન;
બ્રહ્મદત્ત ચક્રી જીશ્યા, ભમતાં ન મિલે ધાન. ૧

દાધી નગરી દ્વારકા, નાઠા બાંધવ દોય;

તરસ્યો ત્રિકમ વન મુઓ, માન મ કરશો કોય. ૨

સમય કર્ષણુ સમય ધન, સમય સહુ સમરથ્થ,
ગોપન રાખી અર્જુનને, તેહ ભાથાં તેહ હથ્થ. ૩

લજ્જા મતિ સત્ય શીળ કુળ, ઉદ્યમ વરત પલાય
જ્ઞાન તેજ માનજ વળી, એ ધન જાતાં જાય. ૪

સાયરપુત્રી ત્રિકમ પિયુ, ચંદ્ર સરિખા ભાઉ,
લચ્છી હીંડે ઘરઘરે, મહિલા નીચ સભાઉ. ૫

'બધા દિવસો સરખા હોતા નથી. માટે હે પુરૂષો! ગુમાન–અભિમાન કરશો નહીં. બ્રહ્મદત્તચક્રી જેવા હોય તો પણ એવી સ્થિતિ કર્મયોગે પ્રાપ્ત થાય કે ઘેર ઘેર ભમતાં પણ ખાવા ધાન્ય ન મળે. જુઓ! દ્વારિકા આખી નગરી જોતજોતામાં બળી ગઇ અને કૃષ્ણ ને બળભદ્ર બે ભાઇઓ જ માત્ર જીવતા નીકળી શકયા. તેઓ ત્યાંથી ભાગીને વનમાં આવ્યા. કૃષ્ણને તૃષા લાગી. બળભદ્ર પાણી લેવા–શોધવા ગયા અને પાછળ જરાકુમારના બાણથી ત્રિકમ જે કૃષ્ણ તે તૃષાતુરપણે મરણ પામ્યા. માટે હે ભાઇઓ! કોઇ ગુમાન કરશો નહીં. કારણ કે બધું સમયનું છે. અર્થાત્ વખત પ્રમાણે પ્રાપ્ત થાય છે. યોગ્ય સમયેજ ખેતી થાય છે, યોગ્ય સમયેજ ધન મળે છે. યોગ્ય સમયેજ સહુ સમર્થ થઇ શકે છે, જુઓ! તેજ હાથ અને તેજ ધનુષ્ય છતાં અર્જુન જેવો બાણાવળી એક ગોવાળીઆથી હારી ગયો. વળી કર્તા કહે કે–'લજ્જા, બુદ્ધિ, સત્ય, સદાચાર, કુળવાનપણું, ઉદ્યમ, વ્રત, નિયમ, જ્ઞાન, તેજ ને માન–એ બધું ધન જતાં જાય છે

નાશ પામે છે, સમુદ્ર જેવો પિતા, કૃષ્ણ જેવો પતિ–અને ચંદ્ર જેવો ભાઈ છતાં લક્ષ્મી ઘરે ઘરે ભટકે છે; કારણ કે સ્ત્રીજાતિનો સ્વભાવ જ એવો નીચ હોય છે.' (આ લૌકિક દૃષ્ટાંત છે)

અહીં શેઠની જ્યારે તમામ લક્ષ્મી નાશ પામી ત્યારે તેણે વિચાર કર્યો કે 'હવે ઘેર બેસી રહેવું ઠીક નથી, હવે તો પરદેશમાંજ જઉં કે જેથી કાંઈ પ્રાપ્તિ થાય.' કહ્યુ છે કે–

દંત કેશ નખ અધમ નર, નિજ થાનક શોભંત;
સુપુરૂષ સિંહ ગયંદ મણિ, સઘળે માન લહંત. ૧

'દાંત, કેશ, નખ અને અધમ મનુષ્ય પોતાને સ્થાનકેજ શોભે છે; સ્થાનભ્રષ્ટ થયા પછી શોભતા નથી; અને સત્પુરૂષ, સિંહ, હાથી અને મણિ તો સ્વસ્થાન કે પરસ્થાન જ્યાં જાય ત્યાં શોભે છે.'

આ પ્રમાણે વિચારીને શેઠ ઘરેથી નીકળ્યા, પણ પાસે બીલકુલ દ્રવ્ય નથી, તેથી માર્ગમાં બહુ દુઃખ પામવા લાગ્યા. અન્ન પણ દુઃખે મળવા લાગ્યું. એ પ્રમાણે ફરતાં ફરતાં તેનો પેલો વાણોતર જે બાળકપણાથી તેમની પાસે આવેલો હતો તે જ્યાં વેપાર કરે છે તે નગરે શેઠ પહોંચ્યા બજારમાં ફરતાં તે નોકરે શેઠને દૂરથી દીઠા એટલે તે દુકાનેથી ઉતરી શેઠ પાસે આવીને પગે લાગ્યો અને શેઠની આવી દુઃખી સ્થિતિ જોઇને તેને બહુ લાગી આવવાથી તે શેઠને વળગીને બહુ રોયો; પછી દુકાનપર લઇ જઇ શેઠને યોગ્ય આસને બેસાડી પોતે સામો બેઠો અને પૂછયું કે–

'હે સ્વામી! આપની સ્થિતિ આવી કેમ થઈ? આપના ઘરમાં સુવર્ણ, રત્ન, મણિ, મોતી, વસ્ત્રો, આભૂષણો વિગેરે પારાવાર હતાં તે બધાં ક્યાં ગયાં?' શેઠ કહે કે–'હે વત્સ! તું જુદો પડીને અહીં આવ્યો, ત્યારપછી તારી પછવાડે મારૂં દ્રવ્ય બધું ગયું. પૂર્વનું પુણ્ય ખુટ્યું, એટલે પછી કાંઇ પણ રાખ્યું રહ્યું નહીં. તદ્દન દરિદ્રાવસ્થા આવી, ખાવા પીવાના સાસા પડવા લાગ્યા એટલે હું ઘર છોડીને પરદેશ નીકળ્યો.'

શેઠની આ પ્રમાણેની હકીકત સાંભળીને તે વાણોતર બહુજ રોવા લાગ્યો; છાનો રાખતા પણ રહે નહીં. એટલે તેના વાણોતરો કહેવા લાગ્યા કે–'શેઠ તો ઘેલા થઈ ગયા છે કે શું થયું છે કે જેથી આવા એક ભીખારીને ગળે વળગીને રોયા કરે છે.' એટલે તેણે છાના રહીને સૌને બોલતા વાર્યા અને કહ્યું કે–'એમણે તો મારી ચામડી પોષેલી છે, એના કોળીયાથી હું ઉછર્યો છું, એણે મને વેપારી બનાવ્યો છે, હું એનો વાણોતર છું અને એ મારા શેઠ છે, એના ગુણ મારા હૃદયમાં સમાતા નથી.' આ પ્રમાણે કહીને પછી શેઠને પોતાને ઘેર લઇ ગયો અને ન્હવરાવી વસ્ત્રાલંકાર ધારણ કરાવી ઇંદ્ર જેવા બનાવ્યા ખાનપાનથી બહુ પ્રસન્ન કર્યા. પછી એક દિવસ તે વાણોતરે પોતાનાં બધા પરિવારને એકઠા કરી એક પોતીયું માત્ર પહેરી પોતાના ઘર, હાટ, વખાર, ધન, ભૂષણો–સર્વ શેઠને અર્પણ કર્યું અને પગે લાગ્યો.

આ પ્રમાણેની વાત કરી ગૌતમસ્વામીએ હર્ષિત થઇને પ્રભુને પૂછ્યું કે–'હે પ્રભુ! હવે તે વાણોતર ઓશીંગણ

થયો ?' પ્રભુ કહે છે કે–'આ પ્રમાણે કરવાથી ઓશીંગણ ન થાય, પણ જો શેઠને ધર્મ પમાડે તો ઓશીંગણ થાય.'

હવે પેલા વાણોતરે શેઠને કહ્યું કે–'હે પિતાજી! આ ઋદ્ધિ હું જૈનધર્મના પસાયથી પામ્યો છું, માટે તમે જૈનધર્મનું આરાધન કરો.'

આ પ્રમાણે કહીને તે શેઠને મુનિરાજ પાસે લઇ ગયો અને જૈનધર્મ કહી સંભળાવ્યો, એટલે શેઠ ધર્મ પામ્યા અને દરરોજ સામાયિક પ્રતિક્રમણ કરવા લાગ્યા, વ્યાખ્યાન સાંભળવા લાગ્યા, જિનપૂજા કરવા લાગ્યા. વાણોતર શેઠની છાંયામાં રહીને વેપાર કરવા લાગ્યો અને જે કમાય તે શેઠને આપી બદલો વાળવા લાગ્યો. અનુક્રમે શેઠ ઘણા ધનવાન થયા. જૈનધર્મ ઉપર પૂરેપૂરી આસ્થા બેઠી, એટલે ઉત્તમ કાર્યોમાં શેઠે પુષ્કળ દ્રવ્ય વાપર્યું. પ્રાંતે દીક્ષા લીધી અને સદ્‌ગતિ પામ્યા.

આટલી વાત થયા પછી ફરી ગૌતમસ્વામીએ પૂછ્યું કે–'હવે તે વાણોતર ઓશીંગણ થયો ?' કહ્યું કે–'હા, થયો.'

આ ગુણ ઓશીંગણ થવા ઉપર બીજો ભેદ કર્તાએ કહ્યો. હવે ગુરૂનો ઓશીંગણ કેમ થાય તે ઉપર કહે છેઃ—

ગૌતમ સ્વામી મહાવીર પરમાત્માને પૂછે છે કે–"હે ભગવંત! જે ગુરૂમહારાજાએ આ પ્રાણીને જૈનધર્મ પમાડ્યો હોય અને તેના ગુણઓશીંગણ શી રીતે થવાય? જે સાધુ,

સાધ્વી. શ્રાવક કે શ્રાવિકા જે ગુરૂથી ધર્મોપદેશ પામીને સ્વર્ગમાં દેવ થયેલ હોય તે ત્યાંથી આવીને ગુરૂ મહારાજને શરીરે કાંઈ વ્યાધિ થયેલ હોય તો તેનું નિવારણ કરવાથી ગુણ ઓશીંગણ થાય ? અથવા ગુરૂમહારાજને દુર્ભિક્ષવાળા સ્થળમાં હોય તો ત્યાંથી ઉપાડીને સુભિક્ષવાળ. સ્થળમાં મૂકે તો તેથી ગુણઓશીંગણ થાય ? અથવા ગુરૂ કોઈ અટવીમાં ભૂલા પડેલા હોય તો ત્યાંથી રસ્તે ચડાવી વસ્તીમાં લાવીને મૂકે તો તેથી ગુણઓશીંગણ થાય ? પોતાને કરેલા ગુણનો બદલો વળે ?" વીરપરમાત્મા કહે છે કે-'હે ગૌતમ ! એ રીતે ગુણઓશીંગણ ન થાય' ત્યારે ફરી ગૌતમસ્વામી પૂછે છે કે-"તો શીતે થાય ?" પરમાત્મા કહે છે કે-"જો ગુરૂ-મહારાજ કર્મયોગે કદાપિ ધર્મથી પડી ગયા હોય છે તેને પાછા ઠેકાણે લાવે-ધર્મ પમાડે તો ગુણઓશીંગણ થાય' તે ઉપર રાસના કર્ત્તા દૃષ્ટાંત આપે છે:-

અષાઢાચાર્ય નામના આચાર્યે પોતાના ઘણા શિષ્યોને અંતસમયે અણસણ ઉચ્ચરાવતાં કહેલું કે-' જો તમે ધર્મા-રાધના પસાયથી દેવ થાઓ ત્યાંથી અહીં આવી મને કહી જજો કે ધર્મમાં મને વિશેષ દૃઢતા થાય ' આ પ્રમાણે અનેક શિષ્યોને કહ્યા છતાં અને તેઓ દેવ થયા છતાં ત્યાં ભોગા-સક્ત થઇ જવાથી કહેવા આવ્યા નહીં, એટલે અષાઢાચા-ર્યનું મન વ્યગ્ર થવા માંડયુ, તેવામાં તેને અત્યંત વહાલો બાળ શિષ્ય બહુ નરમ થઇ ગયો અંતસમય નજીક જણાવાથી તેને અણસણ ઉચ્ચરાવતાં ગુરૂએ કહ્યું કે-' હે વત્સ ! જો તું દેવ થાય તો જરૂર મને કહેવા આવજે. ' તે શિષ્ય પણ તરતમાં આવ્યો નહીં એટલે ગુરૂમહારાજનું મન ધર્મ ઉપરથી શિથિળ થઈ ગયું તેણે વિચાર્યું કે-' આ

જગતમાં ધર્મજ જણાતો નથી અને દેવ થવાની વાત પણ ખોટી લાગે છે. દેવો જ જણાતા નથી, તેથી આ સંસારમાં તો ખાધું પીધું ને આનંદ કર્યો તેજ આપણું છે, બાકી સંયમ પાળવું તે ફોગટ કષ્ટ સહન કરવાનું છે ' આ પ્રમાણે વિચારીને સંયમ તજી દઇ ઘર માંડવાના વિચારથી ઉપાશ્રયમાંથી નીકળી રસ્તે પડ્યા.

હવે તે વખતે પેલો શિષ્ય જે દેવ થયો હતો તેણે ઉપયોગ દીધો, તેથી ગુરૂમહારાજની આવી સ્થિતિ જાણી એટલે તરતજ તે જ્યાં–જે અટવીમાં ગુરૂ ચાલ્યા જતા હતા ત્યાં આવ્યો, અને વસ્ત્રાભૂષણ સહિત એક રાજકુમારનું રૂપ લઇ સામો આવ્યો. ગુરૂને વાંદ્યા. ગુરૂએ નામ પૂછ્યું તેણે પૃથ્વીકાઇઓ કહ્યું. ગુરૂએ ઘરેણાંના લોભે તેને મારી ઘરેણાં ઝોળીમાં લીધા. આગળ ચાલતાં તેવો જ બીજો બાળક મળ્યો, તેણે અપ્કાઇઓ નામ કહ્યું. તેને મારીને પણ ઘરેણાં લઇ લીધાં. પછી તેઉકાઇઓ, વાઉકઇઓ, વનસ્પતિકાઇઓ ને ત્રસકાઇઓ–એ નામના ચાર કુમારો અનુક્રમે આવ્યા. તે ચારેને પણ મારીને આભૂષણો લઈ લીધાં અને ઝોળીમાં ભર્યાં. પછી તે દેવે સંઘ વિકુર્વ્યો- મુનિને જોઇને સહુ વાંદવા આવ્યા. સંઘમાંથી છોકરાઓએ આવીને ગુરૂને વહોરવા લઈ જવાનો આગ્રહ કરવા માંડ્યો. ગુરૂની ઝોળીમાં તો ઘરેણાં ભર્યાં હતાં એટલે ગુરૂએ ના પાડી; પણ છોકરાઓ તો ઝોળીએ વળગી પડ્યા અને ઝોળી તોડી નાખી, એટલે અંદરથી ઘરેણાં નીકળ્યાં. તે જોઇ સંઘના માણસો પોતપોતાનાં છોકરાનાં એ ઘરેણાં છે એમ ઓળખી ગુરૂને 'તે છોકરાઓ ક્યાં છે ? અને આ ઘરેણાં તમારી પાસે ક્યાંથી ?' એમ પૂછવા લાગ્યા. ગુરૂ ગભરાયા, જવાબ આપી

શક્યા નહીં, એટલે ઝોળી પડી મૂકીને ચાલ્યા, લોકોએ જવા દીધા.

પછી દેવે આગળ એક નાટકની રચના કરી. ગુરૂ જોવા ઉભા રહ્યા, ત્યાં ભૂખ્યા ને તરસ્યા. નાટક જોવાના રસમાં છ મહિના નીકળી ગયા. પણ ગુરૂને ખબર પડી નહીં પછી દેવે નાટક સંકેલી લીધું એટલે ગુરૂ આગળ ચાલ્યા થોડે દૂર ગયા એટલે શિષ્યે અસલ રૂપ પ્રગટ કર્યું ને વાંદ્યા. દેવે ગુરૂને પૂછ્યું કે–'હે મહારાજ! આ શું?' ગુરૂ બોલ્યા કે–'હે શિષ્ય! તું આવ્યો નહીં, એટલે મારૂં મન ચારિત્રપરથી ચંચળ થઈ ગયું, તેથી હું ચારિત્ર છોડી દઇ ઘરે જવાનો વિચાર કરીને ચાલ્યો છું.' દેવ કહે 'આપે નાટક કેટલો વખત જોયું?' ગુરૂ કહે–'થોડી વાર ઉભો રહ્યો હતો' દેવ કહે–"મહારાજ! નાટક જોવામાં છ મહીના વીતી ગયા છે, પણ આપને ખબર પડી નથી, આજ પ્રમાણે અમે દેવતાઓ પણ ત્યાંના સુખમાં નિમગ્ન થઇ જવાથી—નાટકાદિ જોવામાં લીન થઇ જવાથી તરત આવી શકતા નથી. આવવાનો વિચાર કરતાં ને આવતાં વર્ષો વીતી જાય છે, તેની અમને ખબર પડતી નથી ત્યા કાંઈ દિવસ ઉગે ને રાત પડે એમ થતું નથી, એટલે કેટલા દિવસ, માસ કે વરસ ગયાં તેની અમને ખબર પડતી નથી હું એજ કારણથી મોડો આવ્યો છું. માટે હે મહારાજ! ચારિત્રપરથી ચિત્ત શિથિળ ન કરો ને દૃઢ થાઓ. તમે પ્રથમ છ કુમારને મારી નાંખ્યા ને ઘરેણા લઇ લીધાં તે કાંઇ ઠીક કર્યું નહીં. જુઓ, ઇન્દ્રિયોને વશ પડેલો જીવ તપ, કુળ, શરીરની શોભા ને પંડિતપણું બધું ગુમાવે છે અને અનેક પ્રકારનાં કલંક તેમજ દુઃખ પામે છે;

પામે છે. તેથીજ મુનિમહારાજ ઇંદ્રિયોને જીતે છે–વશ કરે છે. જુઓ! ઇંદ્રિયોને વશ પડવાથી કુળવાળુક મુનિ ચારિત્રથી પડ્યા ને બહુ દુઃખ પામ્યા. ઉત્તમ જીવે સારા શબ્દમાં રાચવું નહિ. રૂડું રૂપ પણ જોવું નહિ અને સુંદર રસ ગંધ કે સ્પર્શમાં મોહ પામવો નહિ. તે સર્વને તજી દઇને ધર્મમાં ઉદ્યમ કરવો."

વળી દેવ થયેલ શિષ્યે ગુરૂમહારાજને કહ્યું કે–"હે મહારાજ! આ વિનાશી પિંડનું પોષણ કરવું નહિ. અભક્ષ્ય વસ્તુ ખાવી નહીં, ધન તજી દેવું અને ઈંદ્રિયોને દમવી–એમ કરનાર મનુષ્ય આ ભવનો પાર પામી શકે છે. લોકો ઘર હાટ હવેલી સ્ત્રી પુત્ર પુત્રી ઈત્યાદિકમાં મોહ પામી પાંચ દિવસના–અલ્પ કાળના સુખને માટે અનેક પ્રકારના પાપ કરે છે, ક્રોધ કરે છે, નિદ્રાને આધીન થાય છે અત્યંત આહાર કરે છે અને ભોગમાં કોઈ પ્રકારે તૃપ્તિ પામતા નથી તેવા પ્રાણી અવશ્ય દુર્ગતિમાં જાય છે. જુઓ! ઈંદ્રિયના વિષયને વશ પડેલો રાવણ જેવો રાજા વીશ વસાનું રાજ્ય ખોઈ બેઠો. લંકા જેવી રાજધાની ગુમાવી અને દશ શિશ પણ રણમા ગુમાવ્યા."

"તે મુનિનેજ ધન્ય છે, તેનું નામજ લેવા યોગ્ય છે, અને તેજ પ્રમાણ કરવા યોગ્ય છે કે જે અકાર્યથી વિરમીને સંસાર તજી દઇ અખંડ વ્રતો પાળે છે. જુઓ, સ્થૂળિભદ્ર મુનિ કે જેણે અકાર્ય અંશમાત્ર પણ કર્યું નહીં. વેશ્યાને ત્યાં ચોમાસુ રહ્યા છતાં પણ અખંડ શિયળ પાળ્યું. ચોથું વ્રત જે પાળવામાં–ઉપાડવામાં પર્વત સમાન છે તે તેમણે ઉપાડ્યું, આવા મુનિ તેજ ખરા મુનિ છે; બીજા સામાન્ય

મુનિ તો સામાન્ય સ્રીના સંસર્ગમાં આવતાં પણ તેના મોહમાં પડી જાય છે અને સંયમથી ભ્રષ્ટ થાય છે. કોઇ તાપસ અથવા મુનિ ભલે વલ્કલ પહેરતો હોય, માથે લોચ કરતો હોય, એક વખત આહાર લેતો હોય, પણ જો અબ્રહ્મ સેવતો હોય તો તે મુનિજ નથી. ભણ્યું ગણ્યું બધું તેનુજ પ્રમાણ છે કે જે અબ્રહ્મથી વીરમેલ છે, અને કષ્ટમાં પડ્યા છતા—સ્રીએ પ્રાર્થના કર્યા છતા જે રતિમાત્ર પણ અકાર્યમા લેપાણા નથી. જુઓ ! **સુદર્શન શેઠ**, જેને ચળાવવાને **અભયા** રાણીએ અનેક પ્રયોગ કર્યા, ભય બતાવ્યા, પ્રાર્થના કરી, પણ તેણે શબ્દોચ્ચારજ કર્યો નહિ અને શિયળ ખંડ્યુ નહિ. એવા પુરૂષોનેજ ધન્ય છે અને તેઓજ આ ભવમા ને પરભવમાં સુખ સંપદા પામી શકે છે.”

“નવયોવના સ્રીને જોઇને જેમનું ચિત્ત સ્થિર રહે છે—કિંચિત્ પણ ચળાયમાન થતું નથી, તેમને ચરણેજ પ્રણામ કરવા યોગ્ય છે. આ પ્રાણીએ સંસારના સુખભોગ—કામભોગ પૂર્વે અનંતીવાર પામેલા છે, છતાં જ્યારે પામે છે ત્યારે જાણે અપૂર્વ પામ્યો હોય એમ માને છે અને તેમાં આસક્ત થઈ જાય છે વળી સાસારિક સુખભોગ અને ઋદ્ધિ જે પ્રાપ્ત થાય છે તે ચોક્કસ રીતે ધર્મનાજ ફળ છે એમ આ પ્રાણી જાણે છે, છતાં ધર્મ કરતો નથી અને પાપકાર્યમા રાચેલ-માચેલ રહે છે. ધર્મનાં ફળ જુઓ ! **નંદીષેણ** નીચ કુળમાં ઉત્પન્ન થયા હતા પણ જો તપ સંયમ આદર્યા—નિરતિચાર પાળ્યા તો હરિવંશના શૃંગારભૂત વસુદેવ થયા, ૭૨૦૦૦ રાજપુત્રીઓ ને વિદ્યાધરીઓ પરણ્યા અને કૃષ્ણ વાસુદેવ જેવા જેના પુત્ર થયા આ બધાં ધર્મઆરાધનના ફળ છે ” માટે દેવ થયેલ શિષ્યે ગુરૂ મહારાજને કહ્યું કે—‘ હે મહા-

રાજ ! ! તમે ધર્મથી ચળાયમાન ન થાઓ, ઘરવાસ સ્વીકારવાના વિચારથી પાછા વળો અને નિરતિચાર ચારિત્ર પાળો હું તમારી સેવા કરૂં.'

"વળી હે મહારાજ ! આ નાટક મેં વિકુર્વ્યું હતું, સંઘ પણ મેં રચ્યો હતો અને છ કુમારો પણ મેંજ વિકુર્વ્યા હતા. માટે આટલી હકીક્ત ઉપરથી સમજી જઇ આપ પાછા વળો. સંયમ જેવો અપૂર્વ લાભ મળેલો ખોઇ ન નાખો." આ પ્રમાણેના તે દેવતાના કહેવાથી ગુરૂ સમજી ગયા, મનમાં બહુ લજ્જા આવી, ધર્મનાં ફળ પ્રત્યક્ષ દીઠાં, ચારિત્રમાં સ્થિર થયા, પશ્ચાત્તાપ કરવા લાગ્યા, ગૃહવાસ ભૂલી ગયા અને પોતાના આત્માને ધિક્કાર આપતા વિચારવા લાગ્યા કે–"મેં બહુ જ ભૂલ કરી, હું જાણ થયા છતાં મેં ગમારપણું કર્યું, મેં સૂતરના તાંતણાને માટે રત્નનો હાર તોડી નાખ્યો, પરંતુ આ શિષ્યને ધન્ય છે કે મને અકાર્યથી પાછો વાળ્યો, એ મારો શિષ્ય નથી પણ મારો ગુરૂ છે, એણે ખરેખરૂં ગુરૂપણું કર્યું છે, મને પ્રતિબોધ આપ્યો છે, મારા બંધવરૂપ–તાતરૂપ તે થયો છે, મને દુર્ગતિમાં પડતો તેણે અટકાવી દીધો છે"

આ પ્રમાણે વિચારીને ગુરૂએ પાતક આળોવ્યું ને ફરી સંયમ ગ્રહણ કર્યું ગૌતમસ્વામી પરમાત્માને પૂછે છે કે– "હે સ્વામીન્ ! એ શિષ્ય હવે ગુરૂનો ઓશીંગણ થયો ?" પ્રભુ કહે છે કે–'હા થયો' આ પ્રમાણેની હિતશિક્ષા હૃદયમાં ધારણ કરવી અને ગુરૂના ગુણઓશીંગણ આ પ્રમાણે થવાય છે એ વાત લક્ષ્યમાં રાખવી હવે માતાપિતાની ભક્તિ કેવી રીતે કરવી ? અને તેના ગુણઓશીંગણ શી

રીતે થવું ? તે સંબંધી કર્ત્તા શ્રી આર્યરક્ષિતનો સંબંધ કહીને સમજાવે છે. એ હકીકત આ પ્રમાણે છે.

લેખક મહાત્મા કહે છે કે—"હે ભવ્ય પ્રાણીઓ ! તમે માતાપિતાની ભક્તિ કરો અને ધર્મ પમાડો. એમ કરવાથી જ તેના ઓશીંગણ થઈ શકાશે. પૂર્વે શ્રી આર્યરક્ષિતે એ રીતે જ માતાપિતાની ખરી ભક્તિ કરી છે તેનું દૃષ્ટાંત આ પ્રમાણે છે:—

શ્રી દશપુર નગરમાં સોમદેવ નામે પુરોહિત રહેતો હતો. તેને સોમરૂદ્રા નામે સ્ત્રી હતી અને તેનાથી આર્યરક્ષિત નામે પુત્ર થયો હતો. પુરોહિત મિથ્યાદૃષ્ટિ હતો અને આર્યરક્ષિતની માતા જૈનધર્મી હતી. અન્યદા આર્યરક્ષિત વિદ્યાભ્યાસ કરવા ગયા. તે ચૌદે વિદ્યામાં પ્રવીણ થઇને ઘરે આવ્યા. ત્યાંના રાજાએ પણ તેનું ઘણું સન્માન કર્યું માતા પાસે આવીને તે પગે લાગ્યા પણ માતા તેને જોઇને બહુ ખુશી થઈ નહીં, એટલે આર્યરક્ષિતે પૂછ્યું કે—'માતાજી ! હું ભણીને આવ્યો, રાજાએ મને માન આપ્યું, સર્વે ખુશી થયા અને તમે ખુશી કેમ ન થયા ?' એટલે માતા બોલી 'પુત્ર ! તું આવી ભવવૃદ્ધિ કરે તેવી વિદ્યા ભણી આવ્યો તેમાં હું શું રાજી થઉં ? તું જો ચૌદ પૂર્વ ભણીને આવતો રાજી થાઉં કે જે પૂર્વનું જ્ઞાન કર્મરૂપી શલ્યનું ઉન્મલન કરી શકે' પુત્ર કહે—'માતા ! હું તે ભણી આવું, પણ તેના ભણાવનાર મને કોણ અને ક્યાંથી મળી શકશે ?' માતાએ કહ્યું કે—'પુત્ર ? ત્હારા મામા તોસલીપુત્ર નામના આચાર્ય અમુક ગામ નજીક વિચરે છે ત્યાં જા, તે તને પૂર્વનો આભ્યાસ કરાવશે.' પુત્ર માતાની આજ્ઞા લઇને ત્યાં જવા

ચાલ્યો માર્ગમાં તેનો કોઇ સંબંધી શેલડીના સાડા નવ સાંઠા લઇને આવતો સામો મળ્યો. તેણે આર્યરક્ષિત પરના પ્રેમથી તે સાંઠા બધા તેને આપવા માંડ્યા. આર્યરક્ષતે કહ્યુ કે-'હું તો ભણવા જાઉં છું, આ સાંઠા તમે મારી માતાને આપજો.' તેણે તેમ કર્યું, અને આર્યરક્ષિત મળ્યાની વાત કરી માતાએ સાડા નવ સાંઠા જોઈ વિચાર કર્યો કે 'શુકનમાં સાડાનવ સાંઠા મળ્યા છે તેથી મારો પુત્ર સાડાનવ પૂર્વ ભણી શકશે એમ અનુમાન થાય છે'

અહીં આર્યરક્ષિત જ્યાં તોસલીપુત્રાચાર્ય હતા ત્યાં આવ્યા, પણ 'તેમની પાસે શી રીતે જવું અને વંદન કેવી રીતે કરવુ અને તે વખતે શું બોલવું ?' તે જાણતો ન હોવાથી 'કોઇ બીજું આવે તો જાઉ ને તે કરે તેમ કરૂ" એમ વિચારી ઉપાશ્રયની બહાર ઉભો રહ્યો તેવામા દઢધર્મા નામે શ્રાવક ગુરૂને વાંદવા આવ્યો તે નિસ્સિહી કહીને ઉપાશ્રયમાં પેઠો પછી જેવી રીતે અને જે પ્રમાણે બોલીને તેણે વંદના કરી તે બધું શિઘ્ર બુદ્ધિમાન્ આર્યરક્ષિતે તરતજ ધારી લીધું અને તે પ્રમાણે કર્યું. માત્ર પ્રથમ બેઠેલા શ્રાવક દઢધર્માને પ્રણામ કર્યા નહીં, કારણ કે દઢધર્મા આવ્યા ત્યારે કોઇ શ્રાવક પ્રથમથી આવેલ ન હોવાથી તેણે પ્રણામ કર્યા નહોતા. ગુરૂએ એટલા ઉપરથી 'આ નવો શ્રાવક છે' એમ જાણી લીધું. પછી 'તે કોણ છે ?' વિગેરે પૂછ્યું. એટલે આર્યરક્ષિતે બધી વાત કહી. આચાર્ય પણ તેને પોતાના ભાણેજ તરીકે ઓળખી લીધો પછી આવવાનું કારણ પૂછતાં આર્યરક્ષિતે વિનંતિ કરી કે-'મને ચૌદ પૂર્વ ભણાવો, હું તે ભણવા આવ્યો છું.' ગુરૂ કહે કે-'દીક્ષા લીધા સિવાય પૂર્વ ભણાતા નથી,' આર્યરક્ષિતે કહ્યું-'એમજ હોય તો

દીક્ષા આપો, મારે પૂર્વ ભણવા છે એ નિશ્ચય છે.' પછી ગુરૂએ તેને દીક્ષા આપી અને પછી ઘણો શાસ્ત્રાભ્યાસ કરાવ્યો. અગ્યાર અંગ ભણાવ્યા, સૂરિપદ આપ્યું. પછી કહ્યું કે–' હવે પૂર્વનો અભ્યાસ કરવો હોય તો વયરસ્વામી પાસે જાઓ અને ત્યાં પૂર્વાભ્યાસ કરો. આર્યરક્ષિત મુનિ ગુરૂની આજ્ઞા મેળવીને વયરસ્વામી પાસે જવા ચાલ્યા. માર્ગમાં ઉજ્જયિની નગરીમા શ્રી ભદ્રગુપ્તાચાર્યે અનશન કર્યાની હકીકત સાંભળી તેથી તેમની પાસે ગયા અને તેમને અંત સમય પર્યંત ઘણી નિઝામણા કરી પ્રાતે ભદ્રગુપ્તાચાર્યે એક શિખામણ આપી કે–' તમે વયરસ્વામી પાસે અભ્યાસ કરવા ભલે જાઓ, પણ તેનાથી જુદા ઉપાશ્રયમાં ઉતરજો, કારણ કે વયરસ્વામીની સાથે રહેલા તમામ શિષ્યો તેની સાથે અણસણ કરશે.' આર્યરક્ષિતે તે શિખામણ અંગીકાર કરી અને ભદ્રગુપ્તાચાર્યના સ્વર્ગવાસ પછી તે વયરસ્વામી પાસે આવ્યા. જુદા ઉપાશ્રયમાં ઉતરી તેમની પાસે ગયા અને વંદનાદિક કરીને પૂર્વનો અભ્યાસ કરાવવા માટે પ્રાર્થના કરી.

વયરસ્વામીએ યોગ્ય જીવ જાણીને પૂર્વનો અભ્યાસ કરાવવા માંડયો. સાડાનવ પૂર્વ ભણ્યા એટલે ભણતા થાકયા. એકદા વયરસ્વામીને પૂછયું કે–' હે મહારાજ ! હું કેટલું ભણ્યો અને કેટલું બાકી રહ્યું ?' એટલે ગુરૂએ કહ્યું કે–બિંદુ ભણ્યા છો, હજુ આખો સમુદ્ર બાકીમા છે.' એટલે વધારે થાકયા. એવામાં તેમના ભાઇ ફલ્ગુરક્ષિત તેમને શોધતા શોધતા ત્યાં આવ્યા. આર્યરક્ષિતસૂરિએ તેને પ્રતિબોધીને દીક્ષા આપી. પછી બન્ને દશપુર નગરે આવ્યા. રાજાએ સામૈયું કર્યું. ઘરવાળા સૌ વાંદવા આવ્યા. બધાને પ્રતિબોધીને દીક્ષા આપી. એક તેમના પિતાએ દીક્ષા ન

લીધી તે કહે કે-'હું ધોતીયુ પહેરી રાખું, ચોળપટો ન પહેરૂં અને જનોઇ, છત્રી, ઉપાનહ અને કમંડળ એ ચાર વાના રાખું, એમ જો દિક્ષા અપાતી હોય તો આપો.' અતિશયવંત ગુરૂમહારાજાએ પરિણામે લાભ જાણીને કહ્યું કે-'તમને એવી દીક્ષા હો.' પછી તે એવી રીતે દીક્ષા લઈ ગુરૂની સાથે વિચરવા લાગ્યા. ગુરૂએ નાના શિષ્યોને શીખવ્યું કે-"તમારે બધા મુનિને વાંદવા ને મારા પિતાને ન વાદવા તે ન વાંદવાનું કારણ પૂછે તો 'તમે છત્ર કમંડળાદિ રાખો છો માટે નહીં વાંદીએ' એમ કહેવું" શિષ્યોએ તેમ કર્યું, એટલે સોમદેવ બોલ્યા કે-'તમને નાના મોટાનો વિવેક પણ છે કે નહીં?' શિષ્યો બોલ્યા કે-'તમે છત્ર કમંડળાદિ મૂકી દ્યો તો વાંદીએ.' આમ બહુ દિવસ થયું એટલે પછી સોમદેવે ક્રમેક્રમે જનોઈ, છત્ર, ઉપાનહ અને કમંડળ મૂકી દીધાં, પણ ધોતીયું ન છોડયું, તેમ ગોચરી કરવા જવાની શરમ લાગવાથી ગોચરી જવાનું શરૂ ન કર્યું.

અન્યદા ગુરૂમહારાજ બહારગામ ગયા અને શિષ્યોને કહેતા ગયા કે તમે સોમદેવને ગોચરી લાવી આપશો નહીં મુનિઓ ગોચરી વહોરી લાવીને ખાવા બેઠા પણ સોમદેવને બોલાવ્યા નહીં. તેણે બેઠા બેઠા જોયા કર્યું. એમ બે ઉપવાસ થયા એટલે ગુરૂ આવ્યા સોમદેવે ફરિયાદ કરી, એટલે ગુરૂ ચેલાઓ પર ખીજ્યા. પછી પોતે જ ઝોળી લઇને સોમદેવ મુનિ માટે લેવા ચાલ્યા; એટલે સોમદેવને શરમ આવી અને બોલ્યા કે-'મારે માટે આપ જાઓ તે તો ઠીક નહીં, હું જઈશ, એમ કહીને ગોચરીએ ગયા. અનુક્રમે

તે લજ્જા છુટી ગઇ, અને મધુકરની જેમ ગોચરી કરવા લાગ્યા, તેમજ સંયમ પાળવા લાગ્યા.

એક દિવસ વ્યવહારીને ત્યાં ગોચરી કરવા ગયા, લાડુ લાવ્યા અને તે બધા સાધુઓને વહેંચી દીધા. પાછા ફરીને તેજ વ્યવહારીને ઘરે ગયા, પણ જતાં શરમ આવી તેથી બારી વાટે ગયા ત્યાંથી બત્રીશ લાડુ વહોરી લાવ્યા. ગુરૂએ તે નિમિત્ત જોઇને નિર્ણય કર્યો કે–'મારી પાછળ બત્રીશ પાટ ચાલશે. પછી પોતાના પિતાની સહુ સાધુના મધ્યમા બહુ પ્રશંસા કરી. પણ હજુ તેમણે ધોતીયું રાખ્યું હતું, તે કાઢતાં શરમાતા હતા.

અન્યદા એક સાધુએ કાળ કર્યો, તેને પરવઠવા માટે બીજા સાધુ ઉપાડતા હતા, તેવામાં ગુરૂ બોલ્યા કે–'સાધુના શરીરને ઉપાડીને પરઠવી આવવું એમાં અત્યંત લાભ છે.' તે સાભળી સોમદેવ મુનિ તે કાર્ય કરવા ઉભા થયા ગુરૂ કહે 'એ કાર્ય કરતા દેવ દાનવ કે યક્ષાદિ કોઇ પણ છળશે તો તમે સાધુને પછાડી દેશો. મૂકી દેશો, તમારૂં મન સ્થિર નહીં રહે' સોમદેવે કહ્યું કે–'ગમે તે ઉપસર્ગ થશે પણ શબને નહીં મૂકુ.' એટલે ગુરૂએ આજ્ઞા આપી. તેઓ શબ ઉપાડીને ચાલ્યા, પછી ગુરૂએ બીજા શિષ્યોને શીખવીને પાછળ મોકલ્યા કે–'તેમનું ધોતીયું કાઢી નાખીને ચોળપટો પહેરાવી દ્યો.' શિષ્યોએ તેમ કર્યું, સોમદેવ મનમાં કચવાણા પણ શબને છોડયું નહીં, પરઠવીને ગુરૂ પાસે આવ્યા. શિષ્યોની વાત કરી. ગુરૂએ શિષ્યોને ઠપકો આપ્યો અને પિતાને કહ્યું કે–'ધોતીયું પહેરવું હોય તો તે પહેરો.' સોમદેવ મુનિ કહે–'હવે શું પહેરવું? એબ તો ખુલી થઈ

ગઈ, હવે કાંઇ ધોતીયું પહેરવું નથી, ચોળપટોજ ઠીક છે.' પછી તેઓ શુદ્ધ વેષધારી મુનિ થયા અને સારી રીતે ચારિત્ર પાળવા લાગ્યા. કોઈ પણ પ્રકારના દૂષણથી દૂર રહેવા લાગ્યા. આ પ્રમાણેની કથા સાંભળ્યા પછી ગૌતમ સ્વામીએ પ્રભુને પૂછ્યું કે–'હે પરમાત્મા ! હવે તે પિતાના ગુણના ઓશીંગણ થયા ?' વીર પ્રભુ કહે છે કે–'હા થયા' આ પ્રમાણેની હકીકત સાંભળી ધ્યાનમાં લઇ માતા-પિતાની ભક્તિમા તત્પર રહેવું, તેમની આજ્ઞા પાળવી, તેમને દુઃખ ન ઉપજાવવું અને પ્રાંતે તેમને ધર્મ પમાડી સદ્‌ગતિએ પહોંચાડવા. રાસના કર્ત્તા ઋષભદાસજી આ પ્રમાણેની હિતશિક્ષા આપીને હજુ આગળ કહે છે કે–'જેમ કૂર્માપુત્રે માતાપિતાને માન્યા, તેમને દુઃખ થવા ન દીધું, પોતાને કેવળજ્ઞાન ઉત્પન્ન થયા છતા સંસારમાં–ઘરમાં રહ્યા. ઘરમાં રહીને નિરવદ્ય આહાર લીધો અને છેવટે માતાપિતાને પ્રતિબોધ પમાડી દીક્ષા આપીને તેમણે મુનિવેષ અંગીકાર કર્યો. તેમ અન્ય મનુષ્યોએ પણ વર્તવું.'

**કૂર્માપુત્ર કથા**—રાજગૃહીનગરીમાં મહેંદ્રસિંહ નામે રાજા હતો. તેને કૂર્માદેવી નામે પટ્ટરાણી હતી, તેનાથી પુત્ર થયો હતો, તેનું નામ કૂર્માપુત્ર રાખવામાં આવ્યું હતું. સૌ આનંદથી રહેતા હતા કૂર્માપુત્ર બાલ્યવસ્થાથીજ સુશીલ હતો. અનુક્રમે તે યૌવનાવસ્થા પામ્યો, પરંતુ વિષયથી વિરક્ત ચિત્તવાળો હતો. એકદા રાજમહેલની નજીકના ઉપાશ્રયમાં મુનિઓને ભણાવતાં સાંભળ્યા. તેમાં ચિત્તની એકાગ્રતા થતાં 'આવું કાંઈક સાંભળ્યું છે' એવો વિચાર તેને આવ્યો. તે સંબંધી ઉહાપોહ કરતાં જાતિસ્મરણ જ્ઞાન થયું, પૂર્વ ભવ દીઠો. દેવભવના સુખ જાણ્યા. ત્યાંથી ચ્યવીને પોતે મનુષ્ય

થયાનું જાણ્યું. ગર્ભમાં રહીને અત્યંત દુઃખ ભોગવેલ તે સ્મરણમાં આવ્યું, તેથી ચિત્તમાં એવા સંસારની અસારતાનું ભાન થયું, તે સંબંધી વિચારમાં પડ્યા. અનુક્રમે શુક્લધ્યાનપર આરોહણ કર્યું. કામવિકારને મહા વિરૂઆ (માઠા) જાણ્યા, ધ્યાનરૂપી પ્રબળ અગ્નિવડે ઘાતીકર્મરૂપ ઇંધનને બાળી દીધા, એટલે અપૂર્વ કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. લોકાલોકના અનંતા ભાવ જાણ્યા. પછી મનમા વિચારવા લાગ્યા કે–'જો હું હમણા મુનિવેષ અંગીકાર કરી ઘર તજી દઈશ તો માત–પિતાને બહુ જ દુઃખ થશે, અને તેમનો મારાપર એટલો પ્યાર છે કે મ્હારા વિરહે તેમના પ્રાણ ઉડી જશે.' આવી રીતે અનુકંપા આવવાથી ઘરમાં રહ્યા અને મુનિની રીતે વર્તવા લાગ્યા. આહાર પણ નિરવદ્ય લેવા લાગ્યા.

અન્યદા ઇંદ્રના જાણવામાં આ હકીકત આવવાથી તે કૂર્માપુત્ર કેવળી પાસે આવ્યા. તેમના માતા–પિતાને સમજાવ્યા કે–"આ તમારો પુત્ર હવે સંસારી નથી, પણ ગુણના સમૂહને ધારણ કરનાર કેવળી થયેલ છે, માટે તેને આજ્ઞા આપો, તે મુનિવેષ ધારણ કરીને પૃથ્વીપર વિચરશે તો અનેક જીવોનું કલ્યાણ કરશે. તમને પણ એમાં લાભ છે. તમારા પુત્રની કેવળીપણે ખ્યાતિ તે તમારીજ ખ્યાતિ છે." આ પ્રમાણે કહીને સમજાવ્યા. પછી ઇંદ્રે કૂર્માપુત્રને મુનિવેષ આપ્યો. તે સ્વીકાર્યા પછી તેમણે પણ માતા–પિતાને ઉપદેશ આપ્યો અને સંસારની અસારતા સમજાવી, એટલે તેમણે સંસાર છોડીને ચારિત્ર અંગીકાર કર્યું.

આ પ્રમાણેની કથા ઉપરથી ઉત્તમ જનોએ માતા–

પિતાની ભકિત કરવી, તેમને ધર્મ પમાડવો અને પોતે પોતાના આત્મહિતમાં ચૂકવું નહિ.

કર્મયોગે મોટા મોટા પણ ચૂકે છે–ચૂકયા છે, તેના દૃષ્ટાંતો તેવી ભૂલો ન કરવા માટે રાસના કર્ત્તાએ અહીં બતાવ્યા છે તેમનો ઉદ્દેશ મોટાઓની ભૂલ કાઢવાનો નથી, એ તો એકાંત ગુણગ્રાહી છે, પણ વાચકવર્ગને ચેતાવવા માટે હિતશિક્ષાને અંગે એ હકીકતને દૃઢ કરવા આ વાત લખી છે.

૧ પ્રથમ સીતાના પતિ રામ ચૂકયા કે જે સુવર્ણનો મૃગ દેખીને સીતાના કહેવાથી તે લેવા દોડ્યા. અન્યદર્શનમાં તે જગતના કર્ત્તા કહેવાય છે, તો આટલું ધ્યાનમાં ન રહ્યું કે–'મેં સુવર્ણનો મૃગ બનાવ્યો નથી, વળી સુવર્ણનો મૃગ હોયપણ નહીં અને માત્ર સ્રીના કહેવાથી તે લેવા માટે દોડવું ઘટે પણ નહીં, તેથી જરૂર આમાં કાંઇ કપટ છે પરંતુ આવેશમાં એવા મોટા પણ ચૂકી ગયા.

૨ બીજી સીતા ચૂકી, જુઓ મઢી કર્યા પછી આડી રેખા કરી દીધી હતી કે તેની અંદર સિંહાદિ શ્વાપદ અથવા બીજું કોઈ આવી શકે નહીં, સીતાએ તે રેખાની બહાર પગલું ભર્યું તો રાવણ ઉપાડી શક્યો. એ બાબતમાં પતિની આજ્ઞાને પૂર્ણપણે પાળનારી છતાં સીતા ચૂકી.

૩ ત્રીજો લક્ષ્મણ ચૂકયો, કે જે સિંહનાદ સાંભળીને રામની મદદે સીતાને રેઢી મૂકીને દોડયો. એના ધ્યાનમાં એમ ન રહ્યું કે મારા બંધુ સીતાપતિ રામ હારે તેમ નથી.

સિંહનાદ તો રાવણે કર્યો હતો, કેમકે લક્ષ્મણની હાજરીમાં સીતાને લઇ જઈ શકાય તેમ નહોતું. અહીં સ્નેહના આવેશમાં લક્ષ્મણ ચૂકયો.

૪ ચોથો હનુમંત વીર ચૂકયો! તે સીતાની શોધ કરતો કરતો લંકાના અશોક વનમાં પહોંચ્યો, સીતાને મળ્યો, તેની સાથે બધી વાત કરી, રામચંદ્રની નિશાની આપી ને તેની લીધી; પણ તેને ઉપાડીને રામચંદ્ર પાસે ન લઈ ગયો, જો લઇ ગયો હોત તો લડાઇની મોટી ધામધુમ કરવી ન પડત

૫ પાંચમા ગૌતમસ્વામી ચૂકયા. આણુંદ શ્રાવકને અવધિજ્ઞાન થયું. તેણે ગૌતમસ્વામીને કહ્યું કે–' હું અવધિજ્ઞાનથી આટલું દેખું છું.' તેના જવાબમાં ગૌતમ સ્વામીએ 'શ્રાવક એટલું ન દેખે' એમ કહ્યું પણ ઉપયોગ દઇને તે સંબંધી વિચાર ન કર્યો. પછી મહાવીર પરમાત્મા પાસે ગયા ને પૂછયું. તેમણે 'આણુંદની વાત બરાબર છે' એમ કહ્યું એટલે તે પાછા ત્યાં જઇને મિચ્છામિ દુક્કડં આપી આવ્યા, પણ એકવાર ચૂકયા ખરા.

૬ છઠ્ઠો શંખરાજા ચૂકયો, કે જેને પોતાની રાણી કળાવતીના શિયળ સંબંધી પાકી ખાત્રી થયેલી હતી છતાં તેણે ભાઈના મોકલેલા બેરખા પહેર્યા હતા ને આનંદ કરતી હતી, તે જોઈ પરપુરૂષના મોકલેલાની શંકા કરી અને વગર તપાસ કર્યે તેના હાથ કાપી નાખ્યા. આનું નામ રભસ વૃત્તિ.

૭ સાતમા અમરકુમાર ચૂકયા, કે જેણે વણિકપુત્ર થઇને સહજની શંકામાં પોતાની પ્રાણપ્રિયા સુરસુંદરીને અરણ્યમાં તજી દીધી. બીલકુલ વિચાર જ ન કર્યો.

૮ આઠમા નંદરાજા ચૂકયા કે જેણે માત્ર એક વિપ્રના વચનથી શકડાળ મંત્રીના ઘરમાં રાજાનેજ ભેટ કરવા માટે બનતા છત્ર ચામરાદિક જાણીને ''પોતાનું રાજ્ય લઇ લેશે'' એવી શંકા કરી, પરાઙ્મુખપણું કર્યું, તેને પરિણામે શકડાળે આત્મઘાત કર્યો અને નંદરાજાએ એવો પ્રવીણ મંત્રી ગુમાવ્યો.

૯ નવમા રામચન્દ્ર ફરીને ચૂક્યા કે પોતાને સીતાના શિયળની પાકી ખાત્રી હતી, છતાં માત્ર લોકરંજનને માટે સીતા પાસે અગ્નિમાં પ્રવેશ કરવાનું ધીજ કરાવ્યું. આ સાહસ કાંઇ જેવું તેવું નહોતું. શિયળના પ્રભાવે બધું શાંત થઇ ગયું પણ એમાં દીર્ઘદૃષ્ટિ ગણાય નહીં.

૧૦ દશમા નળરાજા ચૂક્યા કે જેણે સહજની શંકાથી દમયંતી જેવી મહાસતીને અરણ્યમાં તજી દીધી. આગલો પાછલો વિચાર પણ ન કર્યો

૧૧ અગ્યારમા વિમળ મંત્રી ચુકયા કે જે આબુ ઉપર પોતાના કરાવેલા ચૈત્યમાં પ્રભુની સામે ઘોડે ચડીને બેઠા-ઉભા ન રહ્યા

આ પ્રમાણે મોટા મોટા પણ અનેક ચૂકયા છે. માટે કોઇ ચૂકેલ હોય તો તેના ચૂક્યાનો વિચાર ન કરતાં હવે પછી તે પોતાની ફરજ ન ચૂકે તેટલા માટે સદુપદેશ આપવો: જે પ્રાણી તે સમજે અને ડહાપણપૂર્વક સ્વીકારે તે તો માતાપિતાની ભકિત અવશ્ય કરે.

હવે રાસના કર્ત્તા કહે છે કે–પોતાના પિતાની તો ભકિત કરવી, પરંતુ તે કરતાં વિશેષ પોતાની માતાની ભકિત કરવી. નીતિમાં કહ્યું છે કે–"ઉપાધ્યાયની દશ વખત ભકિત કરવા જેટલું પુણ્ય આચાર્યની એક વખત ભકિત કરવાથી થાય છે. આચાર્યની સો વાર ભકિત કરવાથી જેટલુ પુણ્ય થાય તેટલું પુણ્ય પિતાની એક વાર ભકિત કરવાથી થાય છે. અને પિતાની હજાર વાર ભકિત કરવાથી જેટલું પુણ્ય થાય તેટલું માતાની એક વાર ભકિત કરવાથી થાય છે. માતાનું ઋણ મનુષ્ય માથે ઘણું છે. તેણે બાલ્યાવસ્થામાં જે સંભાળ લીધી છે તેનો બદલો વળી શકે તેમ નથી."

પશુને તો માતા સાથે માતાપણું જ્યાં સુધી તે ધાવે ત્યાં સુધી જ છે, અધમ મનુષ્યને માતાપણું ઘરમાં પોતાની સ્ત્રી ન આવે ત્યાં સુધી હોય છે, મધ્યમ મનુષ્યને માતાપણું ઘર બરાબર ચાલે નહીં–પોતાની સ્ત્રી પાવરધી થાય નહિ ત્યાં સુધી હોય છે અને ઉત્તમ મનુષ્યને તો માતાપણુ તેના ને પોતાના જીવિત પર્યંત હોય છે. પોતે નિરંતર તેની સેવા કરે છે, અને તેની આજ્ઞા ઉઠાવે છે.

પશુની માતા પોતાની પછવાડે પોતાનું બચ્ચું ચાલ્યુ આવે ત્યારે ખુશી થાય છે, મધ્યમ મનુષ્યની માતા પોતાનો પુત્ર કમાતો થાય ત્યારે ખુશી થાય છે, ઉત્તમ પુરૂષની માતા જ્યારે પોતાના પુત્રની ખુબ પ્રશંસા સાંભળે ત્યારે ખુશી થાય છે, અને લોકોત્તર અથવા લોકોત્તમ પુરૂષની માતા તો જ્યારે પોતાનો પુત્ર ત્રણ ભુવનમાં વિખ્યાત થાય ત્યારે ખુશી થાય છે.

શાસ્ત્રમાં પાંચ માતા કહેલી છે, ૧ રાજાની રાણી, ૨ પોતાની જન્મદાતા, ૩ ગુરૂપત્ની, ૪ સાસુ અને ૫ ઓરમાન માતા હોય તો તે.

શાસ્ત્રમાં પાંચ પિતા કહ્યા છે. ૧ પંડયા (ભણાવનાર), ૨ જન્મદાતા ૩ અન્નદાતા [શેઠ], ૪ વિદ્યાગુરૂ અને ૫ કોઇ વખત પ્રાણની રક્ષા કરે તે. આ પાંચને પિતા તુલ્ય માનવા આમાં પંડયા ને વિદ્યાગુરૂ બે કહ્યા છે, વ્યવહારિક શિક્ષણ આપનાર અને બીજા ધાર્મિક અભ્યાસ કરાવનાર સમજવા.

શાસ્ત્રમાં પાંચ ભ્રાતા કહ્યા છે. ૧ મિત્ર, ૨ એક માતાનો જન્મેલ બંધુ, ૩ વ્યાધિને પ્રસંગે સંભાળ લેનાર, ૪ સાથે ભણનાર અને ૫ માર્ગે સાથ કરનાર આ ભાઇઓનું યથાયોગ્ય ઉચિત જાળવે, તેને મનનીવાત-શંકા પૂછે, પોતામાં કાંઇ વિશેષ કળા હોય તો તેને શીખવે અને સાથે જમે રમે તેને હિતશિક્ષા આપે, કોઇ વાતમાં તે ન સમજે તો તેનો નિર્વાહ કરી લે, પણ વઢી ન પડે અને તેને પાઇને પોતે પાણી પીવે, તેને જમાડીને જમે, બંધુ સાથે કોઇ પણ વખત લડે નહિ, મોટા ભાઇની મર્યાદા જાળવે. જુઓ, ભરતચક્રીના ૯૮ ભાઇઓએ શું કર્યું ? ભરતે આજ્ઞા માનવાનું કહેવરાવ્યું, પોતાની પાસે બોલાવ્યા, ત્યારે ત્યાં ન જતાં પિતા પાસે-પ્રભુ પાસે ગયા અને શું કરવા યોગ્ય છે ? તે પૂછયું. પરમાત્માએ ઉપદેશ આપ્યો, એટલે ત્યાંજ પ્રતિબોધ પામવાથી ચારિત્ર લઇ લીધું, ઘરે પણ ગયા નહિ. મોટાભાઇ સાથે ન લડવાના ઇરાદાથી પ્રભુ પાસે ગયા અને આત્માનું કલ્યાણ કર્યું; માટે અન્ય બંધુઓએ પણ ભાઇ સાથે કેમ વર્તવું તેનો વિચાર કરવો કહ્યું છે કે—

સુખમાં સાંભરે ભારજા, દુઃખમાં સાંભરે માય;
બાંધવ ત્યારે સાભરે, માથે વાગે ઘાય. ૧

ભુખ્યા ભોજન સમરીએ, તયસ્યા સમરે નીર;
રણમાહી બાંધવ સમરીએ, માંડી જાયો વીર ૨

રયણી થોડી રણ ઘણાં, પુંઠે ચડયા કેકાણ;[1]
બાધવ હોય તો માંડીએ,[2] નહિકર ઉડવી પરાણ.[3] ૩

આ બધાનો સાર એ છે કે-ભાઇ ખરા કષ્ટ વખત કામ આવે છે, તેથી તેની સાથે જેમ બને તેમ સ્નેહમા વૃદ્ધિ કરીએ, ક્લેશ કદિ પણ ન કરીએ.

હવે રાસકર્ત્તા કહે છે કે—ઉપર કહ્યા સિવાયના કાકો, મામો, ભાણેજ, ભત્રિજો, મોટો કાકો, દાદો વિગેરે જે સંબંધી. હોય તે બધાનું ઉચિત જાળવવું. સ્ત્રી સાથેનું પણ ઉચિત જાળવવું. જે તે ઉચિત જાળવે તેજ આ સંસારમાં સુખે રહી શકે છે. કર્ત્તા કહે છે કે—“ સ્ત્રીને દુહવવી નહિ. ” એક કવિએ કહ્યું છે કે –‘ સ્ત્રી સમાન બીજી લક્ષ્મી નથી કારણ કે સ્ત્રી ઉત્તમ રસોઇ કરીને જમાડે છે અને રત્ન જેવા પુત્રો આપે છે, વળી સાથે પણ આવે છે, એટલે પતિના મૃત્યુ પાછળ સતી થાય છે. ’ [ સતી થવાનો રિવાજ પૂર્વે હતો. ] કહ્યું છે કે—

પુણ્યે લાધે પદ્મિની, અને ગુણવંતી નાર;
શીળવતી ને સુંદરી, રમઝમ કરતી વાર.

---

૧ અશ્વો; ૨ યુદ્ધ કરીએ. ૩ ભાગી જઇએ.

સ્ત્રીનું ઉચિત કેવી રીતે જાળવવું તે વિષે કહે છે કે–“ રાત્રિ દિવસ તેની સાથે મધુર વચનથી વાતો કરવી.” મીઠાં વચન જેવું આ સંસારમાં બીજું કોઈ વશીકરણ નથી. કહ્યુ છે કે—

કળા ઉપર કોપણ ધન નહીં, જીવદયા સમ ધર્મ ન કહીં,
સંતોષ ઉપર સુખ કો નથી, મધુર વચનનો ગુણ તિમ અતિ.

માટે મધુર વચનવડે સ્ત્રીને સંતોષવી, કુટુંબમાં તેને લક્ષ્મી સમાન બનાવવી, સારાં સારાં વસ્ત્રાલંકાર તેને પહેરાવવાં, કારણકે સ્ત્રી શોભવાથી જ તેનો ભર્ત્તાર શોભે છે. રાત્રે તેને ફરવા ન દેવી, ખરાબ સ્ત્રીની સંગતિ કરવા ન દેવી, દિવસે પણ રાજમાર્ગમાં કે પારકા ઘરે બહુ ભમવા ન દેવી; કારણકે તેથી તેનો વિનાશ થાય છે. દૂતિનું કામ કરનાર સ્ત્રીનો કે જાર પુરૂષનો સંગ કરવા ન દેવો, પિયર બહુ રહેવા ન દેવી, ધોબીને ત્યાં વારંવાર જવા ન દેવી. જાગરણમાં કે જાનમા જવા ન દેવી. ઉપાશ્રયે કે દેરાસરે પણ વડેરી સ્ત્રી–સાસુ વિગેરેની સાથે જાય એમ કરવું. નવરી રહેવા ન દેવી, તેમજ બહુ હાસ્યવિનોદ કરવાની ટેવ પડવા ન દેવી

માણસને નવરા રહેવાથી અનેક જાતની કુટેવો પડે છે અને હાનિ થાય છે. એક વાણીઓ એક ઝાડ તળે દરરોજ દિશાએ જતો હતો ને ઝાડ ઉપર પિશાચ રહેતો હતો. તે દુર્ગંધથી બહુ દુહવાણો, તેથી તે વાણીઆને છળવાનું ધાર્યું, પણ છળી શકયો નહિ. એટલે એક દિવસ તેને કહે

કે–" હું તારી ઉપર પ્રસન્ન થયો છું માટે માગ, તું જે કામ કહીશ તે હું કરી આપીશ, પણ જો કામ થઈ રહેશે ને નવરો પડીશ તો તને ખાઈ જઈશ," વણિક કહે–' બહુ સારૂં.' કર્તા કહે છે કે–' વાણીઓ કોઇથી છેતરાતો નથી'

લેતો ડસે દેતો ડસે, ઉપર ચઢાવે પાડ;
યહ વિષધરને સેવીએ, પણ નવિ સેવીએ કિરાડ.[1] ૧

આગે લુંટેરા છેતર્યા, ખુંદી હુંબડો હોય;
લેઈ હથિયાર તસ્કર હણ્યા, વણિક સમો નહિ કોય. ૨

વણિકઘરે તસ્કર ગયો, છાટચો કોગળ તામ;
નાહક ધોયો બાપડો, લેઈ ન શકયો દામ. ૩

ભજ્જા[2] ભુપ ભુઅંગમાં,[3] એ મુખ દોહિલા હુંત,
વૈરી વીંછી વાણીઓ પુંઠે દાહ દિઅંત. ૪

આંગળ મૂકી માંગળ વાસે, માંગળ મૂકી મૂલ પ્રકાસે,
જો જાણે તો પાડે હાંસે, વણિક કળાથી દૈવે નાસે ૫

હવે પેલા વણિકે અને દેવને શી રીતે સંબંધ ચાલ્યો તે કહીએ છીએ.

પેલા વણિકે પ્રસન્ન થયેલા દેવને કહ્યુ કે–" અહીં એક સાત ભૂમિવાળો આવાસ કરો અને તે હીરા મોતી માણેક વિગેરેથી ભરપૂર કરો." દેવ તો તરત કરી શકે છે તેથી

---

૧ વાણીઓ ૨ ભાર્યા ૩ સર્પ.

તે પ્રમાણે કરીને કહ્યું કે–" કર્યું." એટલે વણિક બોલ્યો કે–" તે આવાસમાં એક હિંડોળાખાટ બાંધો, તેની ઉપર મશરૂની તળાઇ બીછાવો, પછી ચાર વખારો કરો અને તે અનેક પ્રકારના કરિયાણાઓથી ભરી કાઢો." દેવે કહ્યુ કે–કર્યું', બીજું કામ બતાવો.' એટલે વણિકે કહ્યું કે–" વનમાં જઇને એક સાત તાડ જેટલો લાંબો વાંસ કાપી લાવો, તે અહીં રોપો અને તેની ઉપર એક આડું લાકડું બાંધો તે લાકડા સાથે એક સાત તાડ જેટલી લાંબી લોઢાની સાંકળ લટકાવો. પછી તમે વાનર થઈ જઇને તે સાંકળ ડોક સાથે બાંધો અને હું બીજું કામ બતાવું નહીં ત્યાં સુધી તે સાંકળે ઉપર ચડો ને નીચે ઉતરો, એમ કર્યા જ કરો. બીજું કામ બતાવું ત્યારે તે કામ કરો." આ પ્રમાણેનો હુકમ સાંભળી દેવે કહ્યુ કે–" અત્યાર સુધી હું મને પોતાને હુશીયાર માનતો હતા અને તને છેતરવા ધારતો હતો, પણ તું ખરેખરો મારા માથાનો મળ્યો. તારૂં પુણ્ય પાધરૂં હોવાથી હું તને છેતરી શકયો નહીં. હવે હું જાઉં છું, તારે કાંઈ મારૂં કામ પડે ત્યારે સંભારજે." આ પ્રમાણે કહી દેવ સ્વસ્થાને ગયો.

અહીં આ કથા કહેવાનો સાર એ છે કે–' સ્ત્રી જો કામથી પરવારે તો માઠા વિચાર કરે, માટે તેને નવરી પડવા દેવી નહીં, કામમાં ગુંથાયેલી જ રાખવી. મુનિ પણ કામે વળગ્યા જ સારા, નવરા રહે તો ઠીક નહીં એમ ધારીને તેને આખા દિવસની નિત્ય ક્રિયા એટલી બતાવી છે કે જો તે બરાબર કરે તો નવરા પડે જ નહીં સ્ત્રી કામમાં ગુંથાયેલી હોય તો તેનુ મન ઠેકાણે રહે; નહીતો આડું અવળું દોડે. આ પ્રસંગ ઉપર એક બીજી કથા છે તે નીચે પ્રમાણે—

શ્રીપુર નામના નગરમાં જિનદત્ત નામે શેઠ વસતો હતો. તેનો મોટો પુત્ર પરદેશમાં કમાવા ગયો હતો. તેને શ્રીમતી નામે ભાર્યા હતી. તેને પરદેશમાં બહુ મુદત થવાથી અન્યદા તેની સ્ત્રી શ્રીમતી કામાતુર થઈ. એટલે તેણે પોતાની પાસે રહેનારી એક વૃદ્ધ સ્ત્રીને કહ્યું કે–"મને કામવિકાર બહુ થયો છે, તેથી કોઇ એક પુરૂષને લાવી આપો કે જેથી શાંતિ થાય."

આ પ્રસંગ માટે શ્રીમતીએ સમશ્યામાં કહ્યું કે—

ગજરિપુ તસરિપુ તાસરિપુ, રિપુ રિપુ વૃક્ષ મિલાય;
હરિશય્યા પુત્રીતણો, સુત પીડે મુજ માય ૧ [1]

આ સમશ્યાનો તાત્પર્યાર્થ–કામપીડ છે એવો થાય છે.

એક દિવસ કૃષ્ણ સત્યભામાના મહેલે રાત્રે ગયા. બારણા બંધ હોવાથી ઉઘાડવા માટે નિશાની કરતાં અંદરથી 'કોણ'? એમ પૂછયું. આ પ્રસંગને લગતો એક છપ્પો કવિએ કહ્યો છે. તે નીચે પ્રમાણે—

સત્યભામા ઘરે કહાન, આવીઆ પચ્છીમ રાતે;
પૂછે નારી તું કોણ, હું માધવ નિજ જાતે,
માધવ તો વનમાંહી, ચક્રી ચક્રી તો કુંભારહ;
ધરણીધર તો શેષ, અરિરિપુ ગરૂડ અપારહ;

---

૧ આ સમસ્યાનો બરાબર અર્થ જાણવા જેવો છે જે બરાબર સમજે તેમણે અમને લખી જણાવવા તસ્દી લેવી

હરિ કહેતાં તો વાનરો, કવણ પુરૂષ આવ્યો સહી;
કવિ ઋષભ કહે નર કામવશ, શ્યાશ્યા વચન ખમે નહીં. ૧

**ભાવાર્થ**—સત્યભામાને ત્યાં કૃષ્ણ પાછલી રાત્રે આવતાં અંદરથી સત્યભામા પૂછે છે કે-'કોણ આવ્યું છે?' એટલે કૃષ્ણ કહે કે-'માધવ.' માધવ નામ પશુ વિશેષનું છે, તેથી સત્યભામા કહે કે-'માધવ તો વનમાં હોય, અહીં ન હોય.' ત્યારે કૃષ્ણ કહે કે-'ચક્રી' ત્યારે સત્યભામા કહે કે-'ચક્રી તો કુંભાર કહેવાય, તે અહીં કયાંથી હોય?' ત્યારે કૃષ્ણ કહે-'ધરણીધર.' ત્યારે સત્યભામા કહે-'ધરણીધર તો શેષનાગ કહેવાય, તે અહીં કયાંથી આવે?' ત્યારે કૃષ્ણ કહે કે 'અહિરિપુ' ત્યારે સત્યભામા કે-'અહિરિપુ તો ગરૂડ, તે અત્યારે ન આવે.' એટલે કૃષ્ણ કહે કે-'હરિ' ત્યારે સત્યભામા કહે કે-'હરિ તો વાનરનું નામ છે, તો વાનર અત્યારે શું કામ આવે?' આ પ્રમાણે જાણી બુજીને સવાલો કર્યા પછી બારણા ઉઘાડી કૃષ્ણને અંદર લીધા. અહીં કવિ કહે છે કે-'જુઓ! કામવશ મનુષ્ય શ્યા શ્યા વચનો સહન કરતો નથી?'

આગળ કર્ત્તા કહે છે કે-'જ્યાં સુધી કંદર્પને વશ ન થાય ત્યા સુધી જ આ પ્રાણીની વડાઇ છે તેને વશ થયા પછી વડાઇ રહેતી નથી' એ કંદર્પ અર્થાત્ કામદેવ તો મરેલાને પણ મારનારો છે; અર્થાત્ સ્રીને વશ પડેલ હોવાથી મરેલા જેવા મનુષ્યને પણ પાછો પ્રહાર કર્યા કરે છે; અને પાચે ઇંદ્રિયો હીણી પડી હોય-અશક્ત થયો હોય તો પણ તેમાં કામદેવ વિકાર ઉત્પન્ન કરી શકે છે. વિષયવિકારનો

પ્રચાર ચારે ગતિમાં છે. તે ઇંદ્ર જેવાને સ્ત્રીને પગે લગાડે છે. મોટા મોટા મુનિવરને પણ મીણ કહેવરાવે છે–મીણ જેવા બનાવી દે છે. પશુઓને પણ છોડતો નથી. દેવતાઓ તો વિષયરૂપી કાદવમાં ખુંચી ગયેલા જ હોય છે. એ પાપી કામદેવથી જે વિરમ્યા તેને જ આ સંસારમાં ખરેખરા બળીઆ ગણવા યોગ્ય છે. કાળો કુતરો, જેના બન્ને કાન કોહી ગયા હોય, જીવડા પડ્યા હોય, ભૂખે પીડાતો હોય, તો પણ કુતરીને દેખે કે તેની પાછળ દોડે છે. પગે ખોડો હોય, ઘરડો થયો હોય, એક આંખે કાણો હોય, શરીરમાં કીડા પડ્યા હોય એવો કુતરો પણ રૂપહીન અને શરીર પર ચાંદા પડેલી કુતરીને દેખે તો તેની પાછળ દોડે છે.

એ પાપી કામદેવ મનુષ્યને પીડે છે અને સ્ત્રીને પગે પડાવે છે. પાંચે ઇંદ્રિયો ઢીલી પડી હોય, સ્ત્રી સેવન કરવા જેટલી શક્તિ પણ રહી ન હોય, છતાં સ્ત્રીની સાડી ને કંચુકી ઉપર પણ મોહ્યા કરે છે. ભીખ માગીને ખાતો હોય, પાત્રમાં પણ ઠીંકરાની ઠીબ હોય, અને તદ્દન નિરસ આહાર કરતો હોય, એવો મનુષ્ય પણ સ્ત્રીની સેવા કરવા લલચાય છે, તેની પાછળ જાય છે. એવો મહા વિરૂઓ–માઠો કામ-વિકાર છે. વખતસર ખાવાનું મળતું ન હોય, સ્મશાનમાં રહેવાનું હોય, ઘરબાર પણ ન હોય, ભોંયે સુવાનું હોય; પાથરવાની ફાટી તુટી ગોદડી પણ ન હોય, મૂર્ખ હોય, મર્મ સમજે તેવો ન હોય છતાં તે ભોગની વાંછના કરે છે.

વસ્ત્રવિના નાગો ફરતો હોય, પરિવારમાં હાથ પગજ હોય, આંધળો હોય, ચીબો હોય, કાણો હોય, કુબડો હોય; છતાં પણ તે ભોગની વાંછા કરે છે.

જરા દેવીનો દંડ કેડ ઉપર વાગ્યો હોય કે જેથી કેડ વાંકી વળી ગઇ હોય, માથે પળીઆં આવ્યાં હોય, દાંત પડી ગયા હોય, મ્હોડામાંથી લાળ ઝરતી હોય, આંખે પૂરૂં દેખાતું ન હોય, છતા પણ વિષયની તૃષ્ણા છુટી શકતી નથી.

હવે શેઠની પુત્રવધુ નવરી હોવાથી ડોશીને કોઇ પુરૂષ લાવવા તેણે કહ્યુ. તે ઉપર કવિ એક સમસ્યા કહે છે—

કન્યા કાય કુમારી ઘણી, કૃપણ લચ્છી વાધે શ્યા ભણી,
ચાડી તાત કહો કેમ કરે, ત્રણ ઉત્તર દ્યો એક અક્ષરે. ૧

ઉત્તર–'નવરી' આમાં ત્રણે પ્રશ્નનો ઉત્તર સમાઇ જાય છે. કન્યાની કાયા કુમારીપણામાં નવરી હોવાથી અર્થાત્ વર વિનાની હોવાથી બહુ વધે છે, કૃપણની લક્ષ્મી પણ નવરી–વપરાયા વિનાની હોવાથી વધ્યા કરે છે અને પારકી ચાડી અથવા પારકી તાંત–નિંદાની વાતો નવરી સ્રીઓજ કરે છે.

અહીં શેઠની પુત્રવધુ નવરી, ઘરમાં ધણી વિનાની અને ધન, રૂપ તેમજ યાવનના અત્યંતપણાવાળી, મોટી હવેલી અને ભોગના સાધન શય્યા વિગેરે ઘણાં–આવાં ઘણાં કારણો હોવાથી તેણે ડોશીને કામ બતાવ્યું કે 'કોઇક સારો પુરૂષ લાવી આપો. ડોશી પ્રૌઢ વિચારવાળી હોવાથી તેણે તેના સાસરાને એકાંતે બોલાવીને તે વાત કહી, અને કહ્યું કે–'હવે વહુનું મન વશ રહેતું નથી, યૌવનવતી સ્રી નવરી રહી શકતી નથી, તે શિયળ કેમ પાળી શકે ? માટે તે સંબંધી વિચાર કરી યોગ્ય લાગે તે ઉપાય કરો.'

સાસરાએ તીવ્ર વિચાર કરી ઘરના સર્વે માણસોને બોલાવી પોતાની સ્ત્રી (શેઠાણી) ઉપર કૃત્રિમ ગુસ્સો કરીને કહ્યું કે–'અત્યારથી તમારે તમામ કામ વહુને પૂછીને કરવું. પૈસા ટકા જોઇએ તે તેની પાસેથી માંગી લેવા. બહારથી કાંઇ લાવવું હોય તો તેને પૂછીને લાવવું, આ પ્રમાણે હુકમ કરી વહુને બોલાવીને ઘરનો તમામ ભાર તેને સોંપી દીધો. બહુ નોકરચાકરવાળું અને મેમાનપરોણાવાળું શેઠનું ઘર હોવાથી વહુને એટલું બધું કામ માથે પડયું કે એક ઘડીની પણ નવરાશ મળે નહીં કાયમ કામમાં ને કામમા ઘુંચાયેલી ને ગુંથાયેલી રહે. પછી શેઠની પ્રેરણાથી પેલી ડોશીએ વહુને એકાંતમાં પૂછયું કે–'તમે કહેતા હતા તે પુરૂષને લાવુ ?' વહુ કહે કે–' અરે ડોશીમા ! એ શું બોલ્યા ? અહીં એક મીનીટની પણ ફુરસદ કયાં છે ! માટે એ વાતજ કરશો નહીં ' ડોશીએ શેઠ પાસે જઇને એ વાત કરી, એટલે શેઠને નિવૃત્તિ થઇ

આ વાતનો સાર એ છે કે–નવરા રહેવાથી મન ઠેકાણે રહેતું નથી, જયાં ત્યાં ફર્યા કરે છે, તેથી તેને કામમા ગુંથાયેલુ રાખવું. એજ પ્રમાણે શ્રાવક કે સાધુ પણ ધર્મના કાર્યમાં વળગ્યા રહે તો તેનું મન ઠામ રહે નવરા માણસ હાંસી ખેલ કુતુહળાદિ કરે અને અનેક પ્રકારની રમતો રમે, પણ જો કામમાં પરોવાયેલા હોય તો તેવું કાંઈ સુઝે નહીં; માટે કવિ ઋષભદાસ કહે છે કે–' હે ભવ્ય પ્રાણીઓ ! તમે નવરા ન રહેશો. શુભ કાર્યમાં ગુંથાયેલા રહેજો.'

આવી અપૂર્વ હિતશિક્ષા પણ જે ધ્યાન દઇને સાંભળે

તેને માટે છે; પરંતુ ગુરૂ ઉપદેશ આપે કે શિખામણ દે તે વખતે જે ઉંઘે અથવા બીજી કુથલી કરે તેને ઉપદેશ લાગે નહિ કે બુદ્ધિ આવે નહિ. ધ્યાનપૂર્વક સાંભળે તો જ બુદ્ધિ આવે.

હવે કર્ત્તા કહે છે કે–જો સંસાર સુધારવો હોય–સંસારમાં સુખ મેળવવું હોય તો સ્ત્રીને દુહવવી નહીં પાંચ પ્રકારે તેનો પ્રેમ વધી શકે છે–૧ તેના માબાપના ગુણ બોલવા, ૨ તેના વખાણ કરવા, ૩ સારા શબ્દે બોલાવવી, ૪ યથાશકિત વસ્ત્રાભૂષણાદિ આપવું ને ૫ વારંવાર મળવું. પાંચ પ્રકારે પ્રેમ ઘટે છે ૧ બહુ વખતે મળવું, ૨ બહુ વખત સુધી સાથે રહેવું, ૩ તેનાથી કાંઈ છાની વાત રાખવી, ૪ બહુ અભિમાન રાખવું અને ૫ અપમાન કરવું. પ્રેમ વધારવાના પ્રકારો વડે સુજ્ઞ પુરૂષ પ્રિયા સાથેનો પ્રેમ વધારી શકે છે, જેથી ધર્મકર્મનો સુખે સુખે નિર્વાહ થાય છે. મુનિરાજની ભક્તિ થાય છે અને પ્રાહુણાઓ જળવાય છે. કદી કોઈ વખત ઘરની સ્ત્રી અણઘટતું બોલી જાય તો તે વાત ડાહ્યો માણસ પોતે જ જાણીને બેસી રહે છે, કોઇની પાસે તે વાત કરતો નથી કદિ સ્ત્રી કાંઇ વાંકમાં આવી હોય તો યુક્તિથી તેનું નિવારણ કરે છે. રીસાણી હોય તો મનાવી લે છે દ્રવ્યાદિકની હાનિ કે વૃદ્ધિ અથવા કોઈ સાથેના વૈર વિરોધની વાત ગુપ્ત રાખે છે, સ્ત્રી પાસે પ્રગટ કરતો નથી.

સ્ત્રીના સામાન્ય વાંકથી તેનાપર રીસ ન કરવી અને એક ઉપર બીજી સ્ત્રી ન કરવી એક ઉપર બીજી સ્ત્રી કરનારની કેવી સ્થિતિ થાય છે? તે કેવું દુઃખ સહન કરે છે? તે વિષે કર્ત્તા આગળ કહે છે:—

એ સ્ત્રીના ભર્ત્તારને કેટલીક વખત ભુખ્યા તરસ્યા રહેવું પડે છે, એક બીજી વાદમાં રાંધતી પણ નથી, પાણી પીવા માગે તો આપતી નથી, પગ ધોવા પાણી મળતું નથી પહેલી કહેશે કે બીજી આપે ને બીજી કહેશે કે પહેલી આપે, તેમાં ઘણી હેરાનગતિ થાય છે. વૈરની પણ વૃદ્ધિ થાય છે. કર્ત્તા કહે છે કે—" બે સ્ત્રીના સંસર્ગમાં રહેવા કરતાં દેશાંતર જવું સારૂં, ભાખશી (અગ્નિ)માં પડવું સારૂં અને છેવટે નરકે જવું સારૂં, પણ બે સ્ત્રી સાથે રહેવું સારૂં નહીં. તેના સંસર્ગમાં રહેવાથી પારાવાર દુઃખ ને કર્મબંધ થાય છે."

કદાચિત્ પુત્રાદિકની લાલસાથી કે કોઇ પણ તેવા કારણથી બીજી સ્ત્રી કરવી પડે તો પછી બંને ઉપર સરખો રાગ રાખવો, પહેલીને કાઢી મૂકવી કે જુદી કરવી તો શેની જ હોય પણ તેનો વારો પણ લોપવો નહીં. ભોજન પણ સરખું આપવું. કદી બેમાંથી કોઇનો વાંક આવે તો તેને માટે શીખામણ દેવી, પણ પાછી તરત મનાવી લેવી; કેમકે કદાપિ ક્રોધે ચડી જાય તો સ્ત્રી જાતિને કુવે પડતાં પણ વાર લાગતી નથી, એવા બહુ દાખલા જોયા સાંભળ્યા છે. માટે એ બાબતમાં બહુ વિચારીને બોલવાનું રાખવું.

નીતિશાસ્ત્રમાં એક વાત કહી છે કે—" ચાર મોટા પંડિતો હતા. તેમાંથી એકે સવાલાખ શ્લોકનું ધર્મશાસ્ત્ર રચ્યું, એકે નીતિશાસ્ત્ર રચ્યુ, એકે વૈદ્યકશાસ્ત્ર રચ્યું, અને એકે શૃંગારશાસ્ત્ર (કામશાસ્ત્ર) રચ્યું. પછી તેઓ કોઈ રાજા પાસે ગયા અને પોતાના શાસ્ત્રો સાંભળવા વિનંતી કરી ત્યારે રાજાએ કહ્યું કે—" તમે કહો છો તેટલા પ્રમાણ-

વાળા શાસ્ત્રો સાંભળવાનો તો અમને અવકાશ નથી. પણ જો તમે તમારા ચારેના શાસ્ત્રોનો સાર એકેક પદમાં લાવી એક શ્લોક કહો તો તે સાભળવાનું બની શકે તેમ છે. તે પદમાં તમારૂં નામ પણ લાવજો." રાજાની આ પ્રમાણે આજ્ઞા થતાં ચારે પંડિતોએ એક શ્લોક બનાવ્યો.

**बृहदस्पतिरविश्वास', पांचालः स्त्रीषु मार्दवम् ॥**
**अजीर्णे भोजनत्यागः, कपिलः प्राणिनां दया ॥ १ ॥**

નીતિશાસ્ત્રકાર **બૃહસ્પતિ** નામનો પંડિત કહે છે કે—"આખા નીતિશાસ્ત્રનો સાર એ છે કે–'કોઈનો વિશ્વાસ ન કરવો. નજરે જોવાય, પૂરાવાથી સાબીત થાય તેને જ સત્ય માનવું.' શૃંગાર (કામ) શાસ્ત્રકાર **પાંચાળ** નામનો પંડિત કહે છે કે–'કામશાસ્ત્રનો સાર એ છે કે–સ્ત્રી પાસે સુકુમાળ થવું–કર્કશ ન થવું, તો ઘર સારી રીતે ચાલે અને કલેશ કંકાસ ન થાય.' વૈદકશાસ્ત્રકાર **આત્રેય** પંડિત કહે છે કે–"આખા વૈદ્યકશાસ્ત્રનો સાર એ છે કે–અજીર્ણ હોય ત્યારે પહેલું ખાધેલું પચ્યું ન હોય ત્યાંસુધી ભોજનનો ત્યાગ કરવો–ખાવું નહીં. એવી રીતે વર્તે તેને વ્યાધિ થાય નહીં અને ઔષધ ખાવું પડે નહીં.' ચોથો ધર્મશાસ્ત્રકાર **કપિલ** નામનો પંડિત કહે છે કે–'આખા ધર્મશાસ્ત્રનો સાર એ છે કે–પ્રાણી માત્ર ઉપર દયા કરવી.' સર્વ ધર્મનો સાર દયામાં આવી જાય છે. બધા ધર્મના પ્રકાર દયાના

---

* **जिर्णे भोजनमात्रेय**–એવો પણ પાઠ છે એનો અર્થ આત્રેય પંડિત કહે છે કે–પ્રથમનું ખાંધેલુ જીર્ણ થયા પછી–પચ્યા પછી બીજું ખાવું.

સંરક્ષણ માટેજ છે. સર્વથા દયા પાળવાનું ચાહનાર કોઈ પ્રકારનો અધર્મ કરીજ શકતો નથી.

આની અંદરથી આપણે પ્રસ્તુત હકીકત કામશાસ્ત્રનો સાર ગ્રહણ કરવાને લગતી છે. તેનો સાર સ્ત્રી સાથે કોમળતાથી વર્તવાનો છે; કેમકે ઘર તો ઘરણી (સ્ત્રી)થીજ શોભે છે, એમાં પુરૂષ કામ આવતો નથી. જો સ્ત્રી સાથે કલેશ કરીને પુરૂષ પોતે હાથે જમવાનો થાળ કે રાંધવાની તોલડી ધોવા બેસશે તો તે સારૂં લાગશે નહિ અને સૌ હાંસી કરશે; માટે જેમ વર્તવાથી ઘરમાં કલેશ કંકાશ બીલકુલ ન થાય તેમ વર્તવું કે જેથી સર્વ પ્રકારની ઋદ્ધિમાં વૃદ્ધિ થાય અને આબરૂ ઇજ્જત બની બની રહે.

પુરૂષ સારો બુદ્ધિશાળી હોય તેણે સ્ત્રી સાથે બહુ વિચારો કરવા નહિ. તેની સાથે તો કામ પૂરતીજ વાત કરવી. જે ઘરમાં પુરૂષનું કામ સ્ત્રી કરે છે તે ઘર વિનાશ પામે છે. આ પ્રસંગ ઉપર એક દૃષ્ટાંત છે.

ધારાનગરી કે જ્યાં અન્યાય તો નામ માત્ર થતો નહોતો, ત્યાં ભોજ રાજા રાજ્ય કરતા હતા. તે નગરીમાં એક સાત ભૂમિવાળો આવાસ હતો, તેની અંદર કોઇક ભૂતે વાસ કરેલો હતો. તે ઘરમાં જે રહેવા આવે તેને વ્યંતર કહેતો કે—'મારા ચાર પ્રશ્નોનો જે ઉત્તર આપે તે આ ઘરમાં રહે.' એટલે તેના ચાર પ્રશ્નોનો ઉત્તર ન આપી શકવાથી તે ઘરમાં કોઈ રહી શકતું નહોતું. અન્યદા તે નગરીમાં રહેવા એક શારદાકુટુંબ આવ્યું. આ કુટુંબમાં માતા, પિતા, પુત્ર, પુત્રી, પુત્રવધુ ને સેવક પણ વિદ્વાન

હતા. તેમણે નગર બહાર રહીને ભોજરાજાને કહેવરાવ્યું કે–'આપની આજ્ઞા હોય તો અમે આ નગરીમાં રહેવા આવીએ.' એટલે રાજાએ દુધથી ભરેલું કચોળું મોકલ્યું. તે ઉપરથી એમ સૂચવ્યું કે–'જેમ આ કચોળું દુધથી ભરપુર છે તેમ ધારાનગરી મનુષ્યોથી ભરપૂર છે. આ કચોળામા જેમ જરા પણ જગ્યા ખાલી નથી તેમ આ નગરીમાં પણ કોઇ મકાન કે જગ્યા ખાલી નથી, તો તમે કયાં રહેશો?' આના જવાબમાં તે દુધના ભરેલા કચોળામાં ખાંડનાં પતાસાં નાંખી તે કચોળું પાછું મોકલ્યું અને એમ સૂચવ્યું કે 'જેમ આ દુધમાં ખાંડ સમાઇ ગઈ એમ અમે નગરીમાં સમાઈ જશું" એની સાથે વિશેષમા કહેવરાવ્યું કે–

"ધારાનગરી બધા માણસોથી ભરેલી છે તેથી તેમાં જગ્યા નથી એમ કહેવરાવો છો, પણ ભોજરાજા જેવા વિદ્વાન પણ ચૂકે છે. તેના ધ્યાનમાં એવાત આવતી નથી કે સર્વ મનુષ્ય સરખા હોતા નથી મનુષ્ય મનુષ્યમાં કર્મે કરેલો પારાવાર અંતર હોય છે. પથ્થર પથ્થરમાં પણ અંતર હોય છે. એક પથ્થર[1] નિરંતર કેશરચંદનથી પૂજાય છે, તેનાથી ભરપુર રહે છે, અને એક પથ્થર ઉપર સૌ પગ મૂકે છે, એટલુ જ નહીં પણ જો તેની ઠેશ વાગે તો તેની ઉપર કષાય પણ થઈ જાય છે. હાથી હાથીમાં પણ અંતર હોય છે. એકની ઉપર ગધેડાની જેમ ભાર લાદવામાં આવે છે અને એકની ઉપર સોનાની ઘુઘરીઓવાળી કશબી ઝુલ નાખવામાં આવે છે અને ઉતારાય છે, ફુલ ચઢાવાય છે, શ્વાન શ્વાનમાં પણ અંતર હોય છે. એક શ્વાન ઘરમાં પેસતાં લાકડી ખાય છે અને એક તેના ધણી સાથે પાલ-

---

[1] તેની બનાવેલી પ્રતિમા.

ખીમાં કે ઘોડાગાડીમાં બેસે છે, ગાદીપર પણ બેસે છે. પક્ષી પક્ષીમાં પણ અંતર હોય છે. કાગડો બોલે છે ત્યારે તેને કાંકરો મારી ઉડાડાય છે અને કોયલ બોલે છે ત્યારે તે પૂજાય છે. એ તેના વચનમાત્રનો મહિમા છે. મનુષ્ય મનુષ્યમાં પણ અંતર હોય છે. એક રત્નાદિકના આભૂષણોથી અલંકૃત રહે છે અને એકના હાથમાં લોઢાની વીંટી પણ હોતી નથી. એકને સૌ પાસે બેસાડે છે અને એકનાથી સૌ છેટા રહે છે. એક રેશમી–હીરાગળ વસ્ત્રોને જ નિત્ય પહેરે છે અને એકને પહેરવા ફાટેલ ધોતીઉં પણ હોતું નથી. એકને રાજસભામાં આગ્રહથી બોલાવાય છે અને એકને ધક્કો મારીને બહાર કાઢવામાં આવે છે. એક અજાણ્યા સ્થાનમાં પણ સન્માન પામે છે અને એક જાણીતા સ્થાનમાં પણ સમાતો નથી–કોઈ રહેવા દેતું નથી. આ પ્રમાણે સર્વ જીવોમાં મોટું અંતર હોય છે, તે ભોજરાજા કેમ સમજી શકતા નથી?"

આ પ્રમાણેની કહેવરાવેલી તમામ હકીકત રાજાના માણસે ભોજરાજાને કહી અને દુધનું કચોળું પતાસા નાખેલું આગળ ધર્યું; એટલે ભોજરાજાએ શારદાકુટુંબને ધારાનગરીમાં રહેવાનો આદેશ આપ્યો. તે કુટુંબે પણ નગરમાં પ્રવેશ કર્યો. ભોજરાજાએ કહ્યું કે–'તમને જ્યાં સ્થાન મળે ત્યાં ખુશીથી નિવાસ કરો.' શારદાકુટુંબ નગરમાં મકાન જોવા માટે ફરવા લાગ્યું. તેવામાં એક બાળિકા મળી. શારદાકુટુંબે તેને પૂછ્યું કે–'બહેન! તું કોની દીકરી છે?' એટલે તે બોલી કે—

**पर्वताग्रे रथो याति, भूमौ तिष्ठति सारथि. ।**
**चलति वायुवेगेन, तस्याहं कुलबालिका ॥ १ ॥**

'પર્વત ઉપર રથ ચાલે છે ને સારથી જમીન ઉપર રહ્યો રહ્યો ચલાવે છે. રથ વાયુવેગે ચાલે છે, તે સારથીની હું પુત્રી છું.' એટલે વિદ્વાનો સમજી ગયા કે–'આ પ્રજાપતિ (કુંભાર) ની પુત્રી જણાય છે.' કુંભારનું ચક્ર અમુક પદાર્થ ઉપર ઉંચુ રાખેલું ચાલે છે, કુંભાર જમીન ઉપર ઉભો રહે છે, ચક્ર વાયુવેગે ફરે છે, તેની એ પુત્રી છે.

આગળ ચાલતા બીજી એક બાળિકા મળી. તેને પૂછતાં તે બોલી કે—

**अजीवा यत्र जीवंति निश्वसंति मृता अपि ।**

**कुटुंबकलहो यत्र, तस्याहं कुलबालिका ॥ २ ॥**

'જ્યાં જીવ વિનાના પણ જીવે છે અને મૃત્યુ પામ્યા છતાં પણ શ્વાસ લે છે, તેમજ જ્યાં કુટુંબકળહ પ્રવર્ત્યા કરે છે તેની હું પુત્રી છું.' એ લુહારની પુત્રી છે એમ શારદાકુટુંબ સમજી ગયું. તે છોડીએ જીવ વિનાના જીવે છે ને શ્વાસ લે છે એમ કહ્યું તે લુહારની ધમણને માટે કહ્યું અને કુટુંબકલહ તે લોઢા લોઢાને માટે કહ્યો–લોઢું તપે ને લોઢા ઉપર લોઢાના પ્રહાર પડે એ કુટુંબકલહ જાણવો.

આગળ ચાલતાં વળી એક બાળિકા મળી. તેને પૂછતાં તે બોલી કે—

**शिरोहीना नरा यत्र, द्विबाहु करवर्जिताः ।**

**जीवंतं नर भक्षंत, तस्याहं कुलबालिका ॥ ३ ॥**

'જ્યાં મનુષ્યો માથા વિનાના હોય છે, બે બાહુ હોય છે પણ અંદર કર [હાથ] હોતા નથી અને જીવતા નરને જે

ગળી જાય છે તેની હું પુત્રી છું.' આ ઉત્તરથી તેને દરજીની પુત્રી જાણી દરજી અંગરખા કે કોટ બનાવે છે તેમાં મસ્તક હોતું નથી—એ બાંહ્યો હોય છે પણ અંદર હાથ હોતા નથી અને જીવતા માણસો પહેરે છે, એટલે તેને કોટ ગળી જાય છે એમ સમજવું.

આગળ ચાલતાં ચોથી બાળા મળી. તેને પૂછતાં તે બોલી કે—

**जलमध्ये दीयते दानं, प्रतिग्राही न जीवति ।**
**दातारो नरकं यांति, तस्याहं कुलवालिका ॥ ४ ॥**

'પાણીમાં જે દાન દે છે, તેના લેનારા—ખાનારા જીવતાં નથી અને દાન દેનાર દાતાર નરકે જાય છે, તેની હું પુત્રી છું.' આને માછીમારની પુત્રી જાણી; કારણ કે માછીલોકો લોઢાના કાંટા સાથે લોટ વિગેરેની ગોળી ભરાવીને પાણીમાં મૂકે છે, તેને ખાવા જનાર મચ્છ તે કાંટામાં ભરાઈ જવાથી મરણ પામે છે અને એવું પાપ કરનાર માછીમાર નરકે જાય છે. એ ભાવાર્થ સમજવો.

આવી રીતે જ્યાં કુંભાર, લુહાર, દરજી ને માછીમારની પુત્રીઓ પણ વિદ્વાન હતી એવા શહેરમા ફરતાં ફરતાં તેઓ પેલા વ્યંતરવાળા ઘર પાસે આવ્યા અને તે ઘર ખાલી જોઈને તેમાં રહેવાનો વિચાર કરી અંદર પેઠા, એટલે અંદર રહેલો વ્યંતર બોલ્યો કે—'પ્રથમ મારા ચાર સવાલના જવાબ આપો. પછી અહીં રહો, નહિ તો ચાલ્યા જાઓ', આવેલ કુટુંબના મુખ્ય પુરૂષે કહ્યું કે—'કહો, તમારા ચાર સવાલ શુ છે?' વ્યંતર બોલ્યો—'જે સહુની પાસે હોય છે તે શું?'

શારદાકુટુંબના મુખ્ય પુરૂષે કહ્યું કે–'સુમતિ ને કુમતિ–એ સૌની પાસે છે. સુમતિ સુખ સંપત્ત આપનારી છે અને કુમતિ દુઃખ આપનારી છે પાણિનીય વ્યાકરણમાં જ્યાં એ પદ આવે છે ત્યાં એવો અર્થ કરેલો છે' આ અર્થ સાંભળી વ્યંતર રાજી થયો. પછી બીજો સવાલ કહ્યો.

વ્યંતર–"આખા ગોત્રમા એક પુરૂષ ભલો કહેવાય તે કેવો હોય?'

ઉત્તર–જે આખા કુટુંબનો નિર્વાહ કરે તે એક પુરૂષ આખા કુટુંબમાં શ્રેષ્ઠ ગણાય. બીજા દરિદ્રી જેવા કે જે પોતાનું પેટ પણ ભરી ન શકે, તે શા કામના? કહ્યું છે કે–

ન જોઇએ તે લાખ, જોઇએ તે એકજ નહિ;
એકે એકજ લાખ, લાખે મળે એકજ નહિ. ૧

'ન જોઇએ તેવા લાખ મળે અને જોઇએ તે એક પણ ન મળે, એક પણ એક લાખ જેવો હોય, તે એક લાખથી પણ ન મળે' વળી કહ્યું છે કે—

હંસા કેરે બેસણે, બગલા બેઠા વીશ;
જે કીરતારે બડા કિયા, તે શું કેસી રીસ? ૨

કયું કીજે અરહટ્ટડે, વહે જે બારે માસ;
જળધર વરસે એક ઘડી, પુરે જનની આશ. ૩

કોરે ન ચઢ એરંડ તું, દેખી ગિરૂઆ પન્ન;
ફળહ ધડક્કા જે ખમે, તે તો તરૂવર અન્ન. ૪

જે એક છતાં પણ લાખના પેટ ભરે છે, જે પુરૂષથી આંગણું શોભે છે, તેજ એક ભલો છે.' આ જવાબ સાભળીને વ્યંતર પ્રસન્ન થયો,

તેણે ત્રીજો પ્રશ્ન કહ્યા કે–'વૃદ્ધોએ શું ન કરવુ ? તેના ઉત્તરમા કહેવામાં અવ્યું કે–વૃદ્ધોએ પરણવુ નહીં, કારણ કે નાની આવેલી સ્ત્રી કોઈ યુવાનના પરિચયમાં આવે કે તરતજ તેની સાથે લુબ્ધ થઇ જાય છે. પછી તેને લઇને પેલો પુરૂષ ભાગી જાય છે, એટલે લોકમાં ઇજ્જત ઘટે છે માટે વૃદ્ધોએ ભૂલેચુકે પરણવાનો વિચાર કરવો નહીં' આ જવાબ સાભળી વ્યંતર ખુશી થયો પછી તેણે ચોથો પ્રશ્ન કર્યો કે–' જે ઘરમાં સ્ત્રી પુરૂષનું કામ કરે તેનુ શું થાય ?'

શારદા કુટુંબ કહે કે–' તે કુટુંબ વિનાશ પામે. જે પુરૂષ ગુહ્યની વાત સ્ત્રીને કહે તે પુરૂષનુ ઘર વિનાશ પામે.' આ પ્રસંગ ઉપર એક કોળીનું દૃષ્ટાંત છે તે આ પ્રમાણે–

કુંડળપુર નામના નગરમાં મંથર નામનો એક કોળી રહેતો હતો. તે તાણાપીંજણીનું કામ કરતો હતો એક દિવસ તે ઇંધણા લેવામાટે વનમાં ગયો, ત્યાં તેણે એક સીસમનું ઝાડ ઠીક દેખીને કાપવાનો વિચાર કર્યો, એટલે તે ઝાડ ઉપર રહેનાર વ્યંતર કંપ્યો તેણે કોળીને કહ્યું કે –'આ ઝાડ મારા નિવાસનું છે તેથી તું કાપવું રહેવા દે' પણ કોળીએ માન્યું નહીં ને એક કુહાડાનો ઘા માર્યો એટલે વ્યંતર વધારે કંપ્યો અને કહેવા લાગ્યો કે–' અરે ભાઇ ! કોઇ રીતે આ ઝાડને કાપવું રહેવા દે ને વર માગ

તું માગ તે આપું' એટલે કોળી કહે કે 'શું માગવું તે મારી સ્ત્રીને પૂછી આવું' એમ કહીને તે પોતાની સ્ત્રીને પુછવા ગયો

અહીં રાસના કર્ત્તા કહે છે કે–' નરમ રહે તેને કોઇ ગણુકારતું નથી, જ્યારે સખત થાય ત્યારેજ તેની ખબર લેવાય છે એક હાથી નરમ થઇને રખડતો હતો, એટલે તેને કોઇ કુંભાર પોતાને ઘરે લઇ ગયો ને પોતાનું ઘરકામ કરાવવા લાગ્યો છતા તેની ખાવાપીવાની સંભાળ લે નહિ. હાથી કચવાયા કરે પછી કોઇએ તે હાથીને શીખામણ દીધી કે–'ભાઇ ! આમ કોઇ સંભાળ લેશે નહિ, માટે જેવો મોટો છો તેવો મજબુત થઇ બળ બતાવ ' એટલે તણે કુંભારના ઠામ ભાગી નાખ્યા, ચાક ઉડાડી નાખ્યો ને બહાર નીકળ્યો એટલે તે રાજદરબારે હસ્તીશાળામા બંધાણો ને શેરડીઓ ખાવા મળી ,

આ હકીકત અમુક પ્રસંગે ધ્યાનમાં રાખવા યોગ્ય છે

હવે પેલો કોળી ઘરે પોતાની સ્ત્રીને પૂછવા જતો હતો, રસ્તે તેનો એક મિત્ર મળ્યો તેને કોળીએ કહ્યું–' મારી ઉપર દેવ તુષ્ટમાન થયો છે તો શું માગું ?' મિત્ર કહે–' રાજ માગજે. ' કોળી કહે–'સ્ત્રી કહેશે એમ કરીશ ' પછી ઘરે જઇ સ્ત્રીને પૂછયું અને મિત્રે રાજ્ય માગવા કહ્યુ છે તે વાત પણ કરી સ્ત્રી. કહે–' રાજ્ય ન માગશો, તમે યક્ષ પાસે બે માથા અને ચાર હાથ થાય એમ માગો, એટલે બમણું કામ થાય, તેથી લક્ષ્મી વધારે આવે. ' કોળી યક્ષ પાસે પાસે ગયો ને સ્ત્રીના કહ્યા પ્રમાણે માગ્યું તેણે ' તથાસ્તુ ' કહ્યું, એટલે ચાર હાથ ને બે માથાં થઈ ગયા

કોળી ત્યાંથી ઘરે આવવા ચાલ્યો. માર્ગમાં લોકોએ ' આ કોઈ રાક્ષસ આવે છે ' એમ જાણી તેને પથરા ને ઢેખાળાથી મારવા માંડ્યો. ઘણા માણસના મારથી તે માર્ગમાંજ પડ્યો, ને મરણ પામ્યો. કર્ત્તા કહે છે કે–' જેનામાં પોતાનામાં બુદ્ધિ નથી ને સારા મિત્રની સલાહ માનતો નથી, સ્રીના કહ્યા પ્રમાણે કરે છે, તેના આવા હાલ થાય છે.

હવે વ્યંતરને ચોથા પ્રશ્નનો જવાબ પણ મનમાન્યો મળી જવાથી તેણે શારદાકુટુંબને તે ઘરમાં રહેવા દીધું ને તે આનંદથી રહ્યું

શ્રી ઋષભદાસજી અહીં પ્રસંગોપાત કહે છે કે–'સ્રીને સલાહ ન પૂછવી એ વાત એકાંતે ન સમજવી, કારણ કે કેવળીભગવંતે કોઇ પણ વાત એકાંતે કહી નથી. કોઇ સ્રી એવી ડાહી પણ હોય છે જેની સલાહ ઉપયોગી થઇ પડે છે, ગુણકારક થાય છે. જુઓ ! વસ્તુપાળ મંત્રી જેવા મંત્રી નાનાભાઈ તેજપાળની સ્રી અનુપમાદેવીની સલાહ લેતા હતા કેમકે જે સ્રી કુળવંતી હોય આકરા વ્રતને પાળનારી હોય ને બુદ્ધિશાળી હોય તે સાચી સલાહજ આપે, વળી જૈનધર્મ ઉપર પૂરતો રાગ હોવાથી પુરૂષને મિથ્યાત્વ આચરતાં પણ વારે, એવી કુળવંતી સ્રીને ગુહ્ય કહેવું ને સલાહ પૂછવી. ' એ પ્રમાણે સ્રી સાથેનું ઉચિત જાણવું. તેને કાંઇ વ્યાધિ થયો હોય તો ઉપેક્ષા ન કરતાં તેનું સારી રીતે ઔષધ કરવું. પાસે રહીને ધર્મ કરાવવો. તે કોઇ પ્રકારનું વ્રત કરે તો તેનું ઉજમણું કરવું દાન દેવપૂજા, તીર્થયાત્રા વિગેરેમાં સાથે રાખી તેનો ઉત્સાહ વધારવો. તેને જોઇતું દ્રવ્ય આપવું–અંતરાય ન કરવો; કારણકે સ્રીના કરેલા

પુણ્યમાંથી પુરૂષને ભાગ મળે છે વળી વીરપરમાત્માએ ધર્મ કાર્ય કરે, કરાવે ને અનુમોદે ત્રણેમાં સરખું પુણ્ય કહ્યું છે. કર્ત્તા કહે છે કે–'જે ઉત્તમ પુરૂષ હોય તે સ્રીની પાસે પુણ્યકાર્ય કરાવે અને આ હિતશિક્ષા ધ્યાનમાં રાખીને સ્ત્રીનું ઉચિત યોગ્ય રીતે જાળવે.'

હવે પુત્રનું ઉચિત પણ યોગ્ય રીતે જાળવવું. તે સુજ્ઞ પુરૂષ કેવી રીતે જાળવે? તે કર્તા કહે છે–'પાંચ વરસનો થાય ત્યા સુધી લાલન પાલન કરે, પછી નિશાળે મૂકી દશ વર્ષ સુધી ભણાવે, યોગ્ય વયનો થાય એટલે પરણાવે, સોળ વરસનો થાય ત્યારથી મિત્ર સમાન ગણે, દેવગુરૂ ધર્મની ઓળખાણ પાડે, દેવપૂજા, ગુરૂભક્તિ, ધર્મક્રિયા વિગેરેમાં સાથે રાખીને જોડે. સત્પુરૂષની સંગતિ કરાવે.' સત્પુરૂષની સંગતિ પ્રાણીને બહુ હિતકારી છે. જુઓ! વલ્કલચીરીને તેથી જ લાભ થયો ધર્મવંતની સોબતથી આપત્તિ નાશ પામે. સમકિતની પ્રાપ્તિ થાય. જુઓ અભયકુમાર સાથે મિત્રાઇ કરવાની ઇચ્છા અનાર્ય દેશમાં રહેલા આર્દ્રકુમારને થઇ તો તેને સમકિતપમાડ્યું. તેની કથા આ પ્રમાણે છે–

હાલમાં એડન કહેવાય છે ત્યાં આદન નામનો રાજા હતો. તે વખતે મગધદેશમાં શ્રેણિક રાજા હતા. તે બંને રાજાઓને પોતપોતાને સ્થાને રહ્યા રહ્યા પરસ્પર પ્રીતિભાવ હતો, તેથી તેઓ એક બીજાને સારી સારી વસ્તુઓ ભેટ તરીકે મોકલતા હતા. આદન રાજાને આર્દ્રકુમાર ને શ્રેણિક-રાજાને અભયકુમાર નામે પુત્ર હતા પિતાને લઇને તેના પુત્રોને પણ પ્રીતિભાવ થયો, તેથી એકવાર આર્દ્રકુમારે પોતાના પિતાએ શ્રેણિક રાજાને ભેટ મોકલી ત્યારે પોતે

અભયકુમાર માટે કેટલીક વસ્તુઓ ભેટ તરીકે મોકલી. તે વસ્તુઓ મળ્યા પછી તે લાવનારા પાછા જવાના હતા ત્યારે શ્રેણિક રાજાએ આર્દ્રન રાજા માટે ભેટની વસ્તુઓ મોકલી. તે સાથે અભયકુમારે પણ આર્દ્રકુમાર માટે હાથી ઘોડા વિગેરે મોકલ્યું. તેની અંદર એક પેટીમાં ઋષભદેવની મૂર્ત્તિ પૂજાના ઉપકરણો સહિત મૂકીને મોકલી સેવકોને કહ્યું કે–'આ પેટી આર્દ્રકુમારને હાથોહાથ આપજો અને તે એકાંતમાં એકલા હોય ત્યારે ઉઘાડીને જુએ એમ કહેજો.' સેવકોએ તે રીતેજ કર્યું. આર્દ્રકુમારે એકાંતમાં પેટી ઉઘાડી અને પ્રતિમાજી જોઇને બહુ જ રાજી થયો. પછી 'આ આભૂષણ ક્યાં પહેરવાનું હશે?' એમ વિચારી માથે ગળે બધે લગાડી જોયું, પણ ઠીક લાગ્યું નહિ પછી સામે મૂકીને જોવા લાગ્યો તો બહુ ઠીક લાગ્યું તે વખતે તેના મનમાં વિચાર થયો કે–'મેં આવું કાંઇક જોયું છે.' ઉહાપોહ કરતાં જાતિસ્મરણ જ્ઞાન થયું. પૂર્વભવ દીઠો પૂર્વભવે ચારિત્ર વિરાધેલું તેથી અનાર્ય દેશમાં ઉત્પન્ન થયાનું સમજાણું, એટલે પછી આર્ય દેશમાં જવાની અને દીક્ષા લેવાની તીવ્ર ઇચ્છા થઇ તેના પિતા તેને આર્ય દેશમાં જવા દે તેમ ન હોવાથી છુપી રીતે નીકળી ગયો. આર્યભૂમિ પર આવી દીક્ષા લીધી. અભયકુમારને મળ્યો. પરસ્પર બહુ પ્રેમ થયો. પછી એકવાર સ્ખલના થઈ પણ પછી વિશુદ્ધ ચારિત્ર પાળી ઉગ્ર તપ કરી પ્રાંતે કેવળજ્ઞાન પામીને પાંચસો મુનિ સાથે મોક્ષે ગયા.

આ બધા સત્સંગતિનાં ફળ છે, તેથી પિતાની ખાસ ફરજ એ છે કે–પુત્રને સત્પુરૂષ સાથે જોડી દે, તેની સોબત કરાવે, એ પ્રમાણે થવાથી તે ઋદ્ધિ, રમણી, યશકિર્ત્તિ

પામે છે ને આનંદ કરે છે. ઋષભદાસજી કહે છે કે–' આ હિતશિક્ષા જે માણસ સાંભળશે કે જેને નિદ્રા થોડી હશે, અને હાંસી તથા વિકથાનો કરનારો નહીં હોય, તેમજ અભિમાનને દૂર કર્યું હશે, જેઓ ઇર્ષ્યા, માન વિગેરે તજી દઇને આવી હિતશિક્ષા સાભળે છે, તેનામાં અવશ્ય ચતુરાઇ આવે છે અને તેનું પરિણામે બહુ હિત થાય છે '

હવે પુત્રને યોગ્ય વયે પરણાવે ત્યારે સરખા રૂપરંગવાળી, સરખી વયની, સરખા કુળની કન્યા જુએ એ બધાં વાનાં સરખા હોય છે તોજ જોડું સુખી થાય છે અને જો અણમળતા હોય છે તો વિડંબના થાય છે. પ્રકૃતિ પણ બન્નેની મળે છે તોજ પરસ્પર મન મળે છે ને આનંદ થાય છે, નહિ તો બંને વ્યભિચારમા પડી આબરૂ ગુમાવે છે ને શરીરને પણ પાયમાલ કરે છે સ્ત્રી પુરૂષની અણમળતી જોડ હોય તેની કેવી સ્થિતિ થાય છે તે ઉપર એક દૃષ્ટાંત કહે છે —

ધારાનગરીમાં ભોજરાજા રાજ્ય કરતો હતો, તે બહુ ન્યાયી હોવાથી તેની બધી પ્રજા આનંદ કરતી હતી. તે નગરીમા એક ચોર હતો તે રોજ રાત્રે ખાતર દઇને ચોરી કરતો હતો એક દિવસ એક ઘરમાં ખાતર પાડીને અંદર પેઠો. તે ઘરમા સ્ત્રી ભર્તાર બંને વઢતા હતા, કોઇ કોઇનું વચન સાંખતા નહોતા પુરૂષે કહ્યું કે–' રે ભુંડી ! તું આ ઘરમાંથી ચાલી જા તો મને સુખ થાય. ' સ્ત્રી કહે છે કે –' ભુંડી તારી મા, મને ભુંડી શેની કહે છે ? ' પુરૂષ કહે છે કે–'તું બોલે છે ત્યારે બરાબર ડાકણ જેવી લાગે છે ' સ્ત્રી કહે– ' ડાકણ શેની, હજી તને તો ખાધો નથી ? ' પુરૂષ–'અરે

શંખણી ! આવું શું બોલે છે ?' સ્ત્રી–'શંખણી તારી જણનારી.' પુરૂષ–'અરે સાપણ ! સામી ગાળ કેમ દે છે?' સ્ત્રી–'તારાથી સાપે સારા હોય છે.' પુરૂષ–'રાંડ ! બોલતી બંધ થા, નહીં તો માથામાં મૂશળું મારીશ ' સ્ત્રી–'તો હું પાટલે પાટલે તારૂં માથું ફોડી નાખીશ.' આમ બોલવાથી પુરૂષને કાળ ચડ્યો. તેણે સ્ત્રીને ચોટલા વડે પકડી એટલે સ્ત્રીએ હાથ ઉપર વડચકું ભર્યું, તેથી હાથ છુટી ગયો આ પ્રમાણે વઢતાં વઢતા થાકયા ત્યારે પુરૂષે છેટે જઇને ભોંય પર સુઈ ગયો. સ્ત્રી મોટા ઘરની દીકરી હતી પણ કર્મે કદરૂપી હતી, તે ઢોલીઆ પર ચડીને સુઇ ગઈ. પછી બન્ને ઉંઘમાં ઘોરવા લાગ્યા.

આ બધું જોઇને ચોરે વિચાર્યું કે–આ તો પરમ દુ;ખી છે, તેથી આના ઘરમાંથી તો કાંઈ લેવું નહીં.' આમ વિચારી ત્યાથી નીકળી જઇ બીજે ઘરે ખાતર દીધું. તે ઘર ગણિકાનું જણાયું. તે ઘરની માલેક ગણિકા એક કોઢીઆ સાથે અનેક પ્રકારની ક્રિડા કરતી હતી ને મધુરાં વચન બોલતી હતી. તે જોઈ ચોરે વિચાર્યું કે–'આનું કોણ લે ? આ દ્રવ્યને માટે પોતાના શરીરને પણ ખરાબ કરે છે.'

ત્યાથી આગળ ચાલી ત્રીજે ઘરે ખાતર દીધું. તે ઘર બ્રાહ્મણનુ હતુ ચોર અંદર પેઠો તેવામા એક ઉદર ઉંઘતા બ્રાહ્મણની હથેળીમા મૂતર્યો, એટલે બ્રાહ્મણે સ્વસ્તિ દીધી, ચોરે વિચાર્યું કે–'આવા લોભીનું કોણ લે ? કારણકેઆનું દ્રવ્ય જશે તો ત મરવા પડશે. આ બીજાના અછતા ગુણ બોલીને દ્રવ્ય ભેગું કરે છે, મહાકૃપણને દાતાર કહે છે અને અસતીને મહાસતી કહે છે, નિર્ગુણીને ગુણવાન કહે છે અને

કાયરને શૂરવીર કહે છે, દાસીપુત્રને કુળવંત કહે છે. અને ભરડાને ભગવંત કહે છે. પૂરા સોમ (કૃપણ)ને કરણ કહે છે અને અંધને સૂર્યની ઉપમા આપે છે રંકને રાજા કહે છે અને મૂર્ખને પંડિત કહે છે આ પ્રમાણે કહી જેનું તેનું જેવું તેવું દાન મેળવી દુર્ભર પેટ ભરે છે. આવા યાચકનું દ્રવ્ય તો પાપી જ લે છે, માટે આનું તો કાંઇ ન લેવું મને પરમેશ્વર ઘણું આપશે '

આ પ્રમાણે વિચારી ત્યાંથી નીકળી જઇ ચોથે ઘેર ખાતર દીધું ત્યા પણ સ્ત્રી પુરૂષ એ વઢતા હતા તેમાં પુરૂષ મોટા શ્રીમંતનો દીકરો હતો, તેમાં પણ કુરૂપ, કૃપણને અવગુણનો ભરેલો હતો, તેમજ લક્ષણહીન હતો. તેની સ્ત્રી સામાન્ય માણસની પુત્રી હતી, પણ રૂપવંતી હતી ને ભલી હતી, તેમજ સદ્ગુણી હતી. એ બન્ને પણ વઢીને થાકયા એટલે સ્ત્રી ભોયપર જઇને સુતી અને પેલા ભાઇ ઢોલીઆ પર ચડીને સુઇ ગયા એ બન્ને પણ થાકેલા હોવાથી ઉંઘમા ઘોરવા લાગ્યા.

હવે ચોર વિચારે છે કે–' આ બન્ને જોડ મેળવવામાં વિધાતાએ ભૂલ કરી છે, પણ મારે એ ભૂલ ભાંગી નાખવી. વિધાતાએ રૂપવંતને સુંવાળા ધણીને વઢકણી સ્ત્રી આપી છે અને સુંદર સ્ત્રીને ભૂંડો ભર્ત્તાર આપ્યો છે. હું દરરોજ મારે માટે ચોરી કરી દામ મેળવું છું, પણ આજ તો પરમાર્થ કરૂં આ સ્ત્રીને પેલા ભલા ભર્તાર પાસે મૂકું અને ત્યાંથી વઢકણી સ્ત્રીને લાવીને અહીં મૂકું. ' આ પ્રમાણે વિચાર કરી બન્ને સ્ત્રીઓ પૂર ઉંઘમાં હતી તેવે વખતે તેની અદલાબદલી કરી નાખી પછી ખાતર પૂરી દઇને પોતાને સ્થાનકે ચાલ્યો ગયો.

હવે સવાર થઈ એટલે પેલી સુંદર સ્ત્રી ને સુકુમાળ પુરૂષ જાગ્યા તેમણે પરસ્પરને આનંદથી–સ્નેહથી મીઠે વચને બોલાવ્યા. બન્ને બહુજ રાજી થયા. પુરૂષ મનમાં ચિંતવે છે કે–'આ સ્ત્રી બદલાઇ શી રીતે ગઈ ? શું દવજ તુષ્ટમાન થયો જણાય છે, નહીં તો આવો ફેરફાર એકદમ શી રીતે થઇ જાય ?' સ્ત્રી પુરૂષને જોઈને વિચારે છે કે,– આ પતિ તો રૂપવંત છે, સુંદર છે, વચનો પણ વિનય ને વિવેકવાળાં બોલે છે. આવો ફેરફાર એકદમ શી રીતે થઈ ગયો હશે ? ખરેખર ! દૈવેજ આ દૂષણ ટાળ્યું જણાય છે.' આ પ્રમાણે વિચારનારા તે બન્નેનાં મન મળી ગયાં ને પરસ્પર આનંદ કરવા લાગ્યા.

હવે પેલા બે કંકાસી જાગ્યા. પુરૂષ સ્ત્રીને જોઇને બોલ્યો કે–'અરે રાંડ ! તું અહીં ક્યાંથી ? તું તો ઉજળી રીંગણા જેવી છે, કોઠી જેવી પાતળી છે અને નીચી તાડ જેવી છે.' એટલે સ્ત્રી બોલી કે–' અરે કુપાત્ર ! તું મારા ભાગ્યમાં ક્યાંથી આવ્યો ? તારૂં પેટ તો નાનું વાદળા જેવડું છે, રૂવાડા તો કાચબાની જેમ જરાય નથી, જીભ સુંવાળી દાતરડા જેવી છે અને હોઠ ઉંટ જેવા નાના છે.' એટલે વળી પુરૂષ બોલ્યો કે–' અરે ભેંશનયણી ( ભેંસ જેવા નેત્રવાળી ) ! પાણીની પખાલ જેવી ! તું ક્યાંથી આવી ? જા મારે તારો ખપ નથી. અરે ! પીંજણી જેવા પગવાળી ! ટુંકા ને વાંકા હાથવાળી ! બાવળ જેવી રૂપાળી ! તારી સાથે બાથ કોણ દેનાર છે ? અરે લાંબા દાત ને ચીબા નાકવાળી ! ત્રટકીને કડવાં વચન બોલનારી ! ટુંકી લટોવાળી ને ઘોઘરા સાદવાળી ! અહીંથી ચાલી જા ' એટલે વળી સ્ત્રી બોલી કે–' અરે રાંડના ! તું મારા અછતા અવગુણ કહે છે,

પણ તારૂં રૂપ તો જોતો નથી, કેવું વાંદરા જેવું શોભતું છે? તું છો કોણ? તને જોઇને મને તો કૌતુક થાય છે કે આ અહીં કયાંથી આવ્યો?'

આ પ્રમાણે વઢીને તે બંને રાજદરબારમાં ફરિયાદ કરવા ગયા. પ્રથમ સ્ત્રીએ રાજાને કહ્યુ કે-'હે રાજેંદ્ર! સાચેસાચું માનજો-કે આ મારો ભર્ત્તા નથી, મારો ભર્ત્તા તો મહા રૂપવંત છે.' એટલે પુરૂષ કહે-'હે ભોજ-રાજા! આ મારી સ્ત્રી નથી, મારી સ્ત્રી તો ઘણી સુંદર છે, માટે તેની ખોજ કરાવી આપો આવી સ્ત્રી તો મેં દીઠીએ નથી અને કાને સાંભળીએ નથી'

ભોજરાજા ઘણો વિચક્ષણ હતો, છતાં આ ઘુંચ કાઢી શકયો નહીં, એમાં એની નજર પહોંચી શકી નહિ એટલે તેણે સભાસમક્ષ કહ્યુ કે-'આનો ન્યાય ઉતારી આપે એવો કોઇ વિચક્ષણ પુરૂષ સભામા છે?' એટલે પેલો ચોર સભા માં આવી સારા વસ્ત્રાલંકાર સજીને બેઠો હતો તે ઉભો થઇને બોલ્યો કે-'હે રાજેંદ્ર! હુ એનો ન્યાય ઉતારી આપું; પણ મને એક વચન આપો' રાજાએ વચન (વરદાન) આપ્યું, એટલે ચોરે કહ્યું કે

राजन् मया निशींद्रेण परद्रव्यापहारिणा ।
लुप्तं विधिकृतं कर्म, रत्नं रत्नेन योजितं ॥ १ ॥

'હે રાજન્! મેં રાતના રાજા અને પારકું દ્રવ્ય હરનારા ચોરે વિધાતાનું કરેલું અઘટતું કાર્ય લોપીને રત્ન રત્નની સાથે જોડી દીધું છે વિધાતા ઘણી વાતમાં ભૂલ ખાય જાય છે, જુઓ જેવા કડવી તુંબડીને મોટાં ફળ દીધાં આંબાને ન

દીધાં કેટલી ભૂલ ? ' આ પ્રમાણે કહીને પછી રાત સંબંધી બધી હકીકત વિસ્તારથી કહી બતાવી અને છેવટે એ બંનેનો પોતે ફેરફાર કર્યો છે એમ કહીને તે ફેરફાર કરેલો કાયમ રાખવા વચન માગ્યું. રાજાએ તે ચોરની પ્રાર્થના કબુલ રાખીને ફરિયાદે આવેલા સ્ત્રી પુરૂષને રજા આપી '

આ પ્રમાણેની કથા કહીને કર્ત્તા કહે છે કે–' આ હિત-શિક્ષા સાંભળીને જે ધ્યાનમાં રાખે તે આવી ભૂલ ન કરે; પણ જે પંડિત પાસે બેસે નહીં, અને કદી બેસે તો તેની કહેલી શિખામણ ઉપર ધ્યાન આપે નહીં, તેને લાભ શી રીતે થાય ? કારણ કે કેટલાક મૂર્ખ તો ઘણું જમે ને પછી આડા પડીને આળોટયા કરે એવા હોય છે; તેથી જે એવા હોય છે તે મૂર્ખજ–નિટોળજ રહે છે, અને જે આવી હિત-શિક્ષા સાંભળે છે તેની કુમતિ કદાગ્રહ વિગેરે નાશ પામે છે, સજ્જનોની સંગતિ તો ઘણોજ લાભ આપે છે

ઉપરના પ્રસંગમાં કર્ત્તાએ એક દુહો કહ્યો છે કે–

માંચે માંકણ ઘર અહી, જિણ વન વિખની વેલિ;
રૂઠો રાય કુભારજા, એ પાચે સુતા મેલ ૧

બીજો એક શ્લોક લખ્યો છે,

कुग्रामवास कुनरेन्द्रसेवा, कुमोजनं क्रोधमुखी च भार्या।
कन्यावहुत्व च दरिद्रता च, षड्जीवलोके नरकानि सन्ति।१।

'ખાટલામા બહુ માંકડ હોય, જે ઘરમાં સર્પ હોય, જે વનમાં ઝેરની વેલ હોય, જે ગામનો રાજા રૂષ્ટમાન થયો હોય

અને સ્ત્રી કુભારજા મળી હોય–એ પાંચે વાના સુતાં મેલવાં જેવા છે અર્થાત્ તજી દેવા યોગ્ય છે

'જ્યાં હલકા લોક બહુ વસતા હોય તે કુગ્રામ કહેવાય ત્યાં નિવાસ, જે રાજા ન્યાયી ન હોય તે કુનરેંદ્ર કહેવાય તેની સેવા, સ્વાદ વિનાનું ભોજન તે કુભોજન, ક્રોધવડે ભરપૂર એવી ક્રોધમુખી સ્ત્રી, ઘણી પુત્રીઓ અને દરિદ્રતા–આ છ મનુષ્યલોકમાં પણ નરક જેવું દુઃખ આપનાર નરકો છે.'

ઉત્તમ મનુષ્યો પોતાની પુખ્ત વય થાય એટલે યોગ્ય ઉંમરમા આવેલા પુત્રને માથે ઘરનો ભાર મૂકી દઇને પોતે છુટા થાય. તેમાં પોતાને વધારે પુત્રો હોય તો જેમ પ્રસેનજિત રાજાએ પોતાના સો પુત્રોમાંથી પરીક્ષા કરીને શ્રેણિકરાજાને રાજ્ય આપ્યુ એમ યોગ્ય પુત્રને માથે ઘરનો ભાર મૂકે.

પ્રસેનજિત રાજાએ સો પુત્રોમા બુદ્ધિશાળી વિશેષ કોણ છે? તેની પરીક્ષા કરવા માટે એક મોટા ઓરડામા બધાને પુર્યા અંદર મીઠાઇ ભરીને કંડીયાઓ મૂકયા અને પાણી ભરી ઉપરથી બંધ કરીને માટીના ઘડાઓ મૂકયા તે સાથે કહ્યું કે 'આ કંડીઆના ઢાંકણા ઉઘાડીને મીઠાઈ ખાશો નહીં અને ભુખ્યા રહેશો નહીં, તેમજ આ ઘડા ઉપરથી ઉઘાડશો નહીં અને તરસ્યા રહેશો નહીં' આ પ્રમાણે આજ્ઞા કરી રાજપુત્રો થોડીવાર તો આનંદથી હર્યા ફર્યા, વાતો કરી, એવામાં ક્ષુધા લાગી. કર્ત્તા કહે છે કે—

નિત્ય નરણું ને ભવો ભુખ્યું, ઠામ ન મુકે ઠેઠ;
મોડું વહેલું માગશે, પાપી વળગ્યું પેટ. ૧

રૂધિર માંસ બળ બુદ્ધિ ગઇ, કાયા તેહજ જ્ઞાન;
એક ક્ષુધા આગે અવતાં, ગઇ લજ્જા ગયું માન. ૨

'આ પેટ રોજ સવારે નરણું થાય છે અને ભવોભવમાં ભુખ્યું થયાજ કરે છે. આપણું ઠેકાણું ઠેક સુધી છોડતું નથી. આ પાપી પેટ જે આપણને વળગેલું છે તે થોડું વહેલું પણ માગવાનું જ છે. (માગ્યા વિના રહે તેમ નથી) ૧'

'પ્રાણીને જ્યારે ક્ષુધા લાગે છે ત્યારે રૂધિર માંસ સુકાય છે, બળ ને બુદ્ધિ નાશ પામે છે, એક શરીર સંબંધીજ–તેને ખોરાક આપવા સંબંધીજ જ્ઞાન રહે છે. છેવટે લાજ ને માન બધું જાય છે–છોડવું પડે છે, અને માગીને કે બીજી રીતે પણ ખોરાક મેળવવો પડે છે. ૨'

રાજપુત્રો ભુખ્યા તો બહુ થયા પણ પિતાશ્રીની આજ્ઞા પ્રમાણે જ્યારે કંડીઆ છોડવા નહીં ત્યારે ખાવું શી રીતે? બહુ સુંઝાણા, એટલે શ્રેણિકકુમાર બુદ્ધિશાળી હોવાથી તેણે બુદ્ધી આપી કે 'મુંઝાઓ છો શાટે? આ કરંડીઆની નીચે લુગડા પાથરો ને પછી તેને ખુબ ખંખેરો, ઢંઢોળો એટલે અંદરની મીઠાઇનો ભુકો થઈ જઈને નીચે ખરવા માંડશે, તે ખાઓ ને ક્ષુધા શાંત કરો' રાજપુત્રોએ તેજ પ્રમાણે કર્યું, એટલે મીઠાઇના ભુકાના ઢગલા થયા. સૌએ નિરાંતે ખાધું. પછી તૃષા લાગી એટલે પાછા સુંઝાણા. ઘડાના મોઢા છોડ્યા સિવાય પાણી શી રીતે પીવું? શ્રેણિકે બુદ્ધિ આપી કે 'જુઓ! આ પાણીના ઘડા કાચા છે, તેમાંથી પાણી ઝમે છે, તમે તેની ફરતા વસ્ત્ર વીંટાળો, તે ભીંજાઈ જાય એટલે તેને નીચોવી નીચોવીને પીવો' રાજપુત્રોએ

તે રીતે તૃષા દૂર કરી.

એક કવિએ કહ્યુ છે કે—

**यस्य बुद्धिर्बलं तस्य, निर्बुद्धेश्च कुतो बलम् ।**
**वने सिंहो मदोन्मत्तः, शशकेन निपातित· ॥ १ ॥**

જેની બુદ્ધિ તેનું જ બળ, નિર્બુદ્ધિનુ ગમે તેટલું બળ હોય તો પણ શા કામનું ? જુઓ ! વનમાં રહેલા મદોન્મત્ત સિંહને એક સસલા માત્રે બુદ્ધિ કેળવીને કુવામાં નાખી દીધો ’

આ કથા પંચતંત્રમાં આવે છે. તેનો સાર એવો છે કે –‘ એક વનમાં એક સિંહ બહુ મદોન્મત્ત થયો હતો, તેથી ઘણા જીવોને હેરાન કરતો હતો. એટલે બધા જીવોની અરજ ઉપરથી એક સસલાએ બુદ્ધિ કેળવીને પેલા સિંહને કહ્યું કે–‘ અહીં બીજો સિંહ આવ્યો છે ’ એટલે સિંહ કહે ‘ ક્યાં છે, બતાવ. ’ સસલો કહે–‘ ચાલો, બતાવું. ’ પછી એક કુવા પાસે લઈ જઈને કહ્યું કે–‘ તમારા ભયથી આ કુવામાં સતાઇ ગયો છે, જુઓ ’ સિંહે કુવામા જોયું તો પોતાનો પડછાયો દીઠો તેને બીજો સિંહ માની તેની સામે તાડુકો કર્યો, એટલે કુવામાથી તેનો જ પડઘો પડ્યો. એમ વધારે તાડુકા થતા તેને મારવાની ઈચ્છાથી સિંહ કુવામાં કુદી પડ્યો; અને પ્રાંતે તેમાં મરણ પામ્યો આ પ્રમાણે એક સસલાની બુદ્ધિથી ઘણા પ્રાણીઓને સુખ થઇ ગયું. ’

અહીં સંધ્યાકાળે પ્રસેનજિત રાજાએ ઓરડો ઉઘાડયો, અને ‘ ભુખ્યા રહ્યા કે ખાધું ? એમ પૂછયું, એટલે સૌએ કહ્યું કે–‘ આ શ્રેણિકની બુદ્ધિથી અમે સૌએ ખાધુંએ ખરૂં

ને પાણીએ પીધું.' રાજાએ હકીકત પૂછતાં બધી હકીકત કહી બતાવી. રાજા શ્રેણિકની બુદ્ધિથી પ્રસન્ન થયા, પણ બીજાઓ તેની ઇર્ષ્યા કરે, એટલા માટે તેના વખાણ ન કરતાં ઉલટો વખોડયો કે-'એમ ખંખેરીને તે ખવાતું હશે?'

અન્યદા બધા પુત્રોને એક સાથે જમવા બેસાડયા, અને સોનાના થાળમાં ખીર ખાંડ ને ઘી પીરસ્યા. પછી સૌ તેને મેળવીને ખાવા લાગ્યા, એટલે શીકારી કુતરાઓને તેની ઉપર છોડી મુકયા સૌ થાળ મૂકી ભાગી ગયા. શ્રેણિકે તો દરેક થાળમાંથી એકેક કોળીઓ ભરીને તે થાળ કુતરાઓ તરફ ફેંકવા માંડયો; એટલે કુતરાઓ તેની નજીક ન આવ્યા અને પોતે ધરાઈ ગયો. પ્રસેનજિત રાજા તેની બુદ્ધિથી બહુ પ્રસન્ન થયા. પછી યોગ્ય અવસરે પોતાનું મુખ્ય રાજ્ય તેને આપ્યું, બીજા પુત્રોને જુદા જુદા દેશ આપ્યા અને પોતે ચારિત્ર લઈને સર્વ કલેશથી છુટા થઈ ગયા.

કર્ત્તા કહે છે કે-'ઉત્તમ પુરૂષ તો એ રીતે જેમ સાપ કાંચળી તજી દે તેમ યોગ્ય અવસરે સર્વ તજી દેજ છે; મૂર્ખ જનોજ તેમાં ને તેમાં-ભોગવિલાસમાં વળગી રહે છે અને પછી જેમ માખી પગ ઘસે છે તેમ અંતે હાથ ઘસે છે. આ પ્રાણીનું આયુષ્ય અંજળીમાં રાખેલા પાણી જેવું નિરંતર ટપકતું-ઓછું થતું જાય છે, લક્ષ્મી હાથીના કાન જેવી ચપળ છે, એક સ્થાને રહેતી જ નથી. અને યૌવન તો નદીનું પૂર વહેતું જાય તેમ શીઘ્ર ચાલ્યું જાય છે, તેથી સુજ્ઞ જનોએ સાન રાખીને ચેતવું જોઇએ. જે પ્રાણી સમયે ચેતતા નથી અને પરલોક સાધતા નથી તે પોતાના બંને

ભવનો–આ ભવનો ને આગામી ભવનો વિનાશ કરે છે. અને તેનું આયુષ્ય ફોગટ વહી જાય છે.” આ પ્રમાણે સમજીને પ્રસેનજિત રાજાએ રાજ્ય રમણી અને બધા સુખભોગ છાંડયા અને રાજ્ય શ્રેણિકકુમારને આપી પોતે સંયમના યોગને સાધ્યો. આવા શાસ્ત્રના ભેદને–પોતાના કર્તવ્યને તેજ જાણી શકે છે કે જે પંડિતોના ચરણ સેવે છે. ઋષભદાસજી કહે છે કે–‘ આ શીખામણ–હિતશિક્ષા સાંભળતા પણ સુખ ઉપજાવે તેવી છે.

હવે કર્ત્તા કહે છે કે–‘ જે પિતા પુત્રનું ઉચિત કહ્યા પ્રમાણે સાચવે છે તે સુખી થાય છે. તદુઉપરાંત બહેનનું, ભોજાઇનું, પોતાની સ્ત્રીનું ઇત્યાદિના ઉચિત પણ સાચવવા યોગ્ય છે. પોતાના ઘરનો ભાર પણ પુત્રવધુઓની પરીક્ષા કરીને જે યોગ્ય હોય તેને સોંપવા યોગ્ય છે. ધના શેઠ જેમ પુત્રવધુ આશ્રી પરીક્ષા કરી અને પછી ઘરનું કામ યોગ્યતા પ્રમાણે સોપી દીધુ તેમ બીજાઓએ પણ કરવા યોગ્ય છે.

ધનાશેઠને ચાર પુત્રવધુઓ હતી તેમાંથી કોને ઘરનો ભાર સોપવા યોગ્ય તેનો નિર્ણય કરવા માટે એક દિવસ ણે પોતાના કુટુંબને જમવા નોતર્યું. સૌની સારી રીતે ભકિત કર્યા પછી તેમની સમક્ષ પોતાની ચારે વહુઓને બોલાવીને ધનાશેઠે પાંચ પાચ શાળના દાણા આપ્યા; અને કહ્યું કે–‘ આ કણ જાળવી રાખજો અને હું માગું ત્યારે મને પાછા આપજો.’ ચારે વહુએ પાંચ પાંચ કણ લઇ પોતાને સ્થાને જવા ચાલી. માર્ગમાં મોટી વહુએ વિચાર કર્યો કે–“ ઘરડા થાય ત્યારે અક્કલ જાય એમ કહે છે તે ખોટું નથી. કહ્યું છે કે—

દાંત બત્રીશ ખરી ગયા, નયણે દિધો કાય,
કાને માંડયાં રૂસણાં, ગયો જબ જોબન રાય. ૧
ડુંગર ડુંગર હું ભમી, વન વન જાઉ માય;
જડી [૧] એક ન પાઇએ, જેણે જોબન થીર થાય. ૨
આણંદ કહે પરમાણંદને, નર નમીયાં તે કાંય,
જેણે વાટે જોબન ગયું, પગલાં નિહાળે ત્યાંય. ૩
આવી સોહાગણ લક્કડી, હમ તુમ થયો પીયાર;
જો કુછ થા સો ચલ ગયા, તુમ શિર દિના ભાર ૪
આવી સોહાગણ લક્કડી, તુઝવીણ આગળ શૂન્ય;
જે દહાડા તુજ વીણ ગયા, તે વાસર[૨] સુજધન્યં ૫
જરા ધુતારી ધોબણી, ધોયા દેશ વિદેશ;
વિણ પાણી વીણ પથ્થરે; ઉજ્વળ કીધા કેશ ૬

જ્યારે કેશ ધોળા થાય છે ત્યારે જરા આવે છે ને યૌવન જાય છે; તે સાથે ગતિ, મતિ, બળ અને જ્ઞાન પણ ઓછું થાય છે, અને સાન ને વાન બંન્ને જાય છે તે વખતે પ્રાય ઘરે બેસી રહેવું પડે છે. લોકો અને બાળકો હાંસી કરે છે, પ્રાયે કોઇ તેનું કહેતું માનતું નથી અને હાથ પગ તેમજ માથું ધ્રુજે છે. આ પ્રમાણેના જરાનાં બધા લક્ષણુ મારા સાસરામાં પણ આવ્યા છે જુઓ? આખું કુટુંબ તેડાવી મોટું ડોળ કરીને બધાની સમક્ષ પાંચ પાંચ કણુ જાળવી રાખવા આપ્યા. આપણા ઘરમા તો શાળની કોઠીઓ ભરી

૧ ઔષધ—જડીબુટી ૨

છે, જ્યારે માગશે ત્યારે તેમાંથી લઇને આપશું. આ કોણ જાળવી રાખે?" આમ વિચારી તેણીએ દાણા નાખી દીધા.

હવે બીજી વહુએ માર્ગે જતાં વિચાર કર્યો કે–'હેત કરીને આ પાંચ દાણા જાળવવા આપ્યા છે પણ એને જાળવી કોણ રાખે? જ્યારે માગે ત્યારે દેવાના ક્યાં નથી? પરંતુ વડીલના આપેલા દાણા નાખી ન દેવાય' એમ વિચારી ફોલીને ખાઈ ગઈ

ત્રીજી વહુએ વિચાર્યું કે–'ગમે તે કારણથી સાસરાએ જાળવવા માટે આપણને પાંચ દાણા આપ્યા તો તે જાળવી રાખવાની આપણી ફરજ છે.' એમ વિચારીને તેણે સ્થાનમાં જઈ ઘરેણાના ડાબલામાં મુકી છાંડયા.

ચોથી વહુ બહુ ડાહી હતી. તેણે વિચાર્યું કે–"સાસરાજીએ આપેલ દાણાની આપણે વૃદ્ધિ કરવી જોઈએ.' એમ વિચારી તેણીએ તે દાણા પોતાને પીયર મોકલાવી પોતાના ભાઇને કહેવરાવ્યું કે 'આ પાંચ દાણા એક જુદો ક્યારો કરીને તેમાં વાવજો, પેલે વર્ષે જેટલા થાય તેટલા બીજે વર્ષે વાવજો, એમ હું પાછા ન મંગાવું ત્યાં સુધી કર્યા કરજો' તેના ભાઈએ તે પ્રમાણે કર્યું, એટલે પેલે વર્ષે અર્ધી પાલી થયા, બીજે વર્ષે આઠ દસ પાલી થયા, ત્રીજે વર્ષે તેથી વધ્યા, ચોથે વર્ષે તેથી વધ્યા, અને પાંચમે વર્ષે તો કોઠાર ભરાણો એણે પોતાની બહેનને દર વર્ષે ખબર આપ્યા કર્યા.

અહી પાંચ વર્ષ પૂરા થયા પછી ધના શેઠે કુટુંબને બોલાવી તેની સમક્ષ પોતાની ચારે વહુઓ પાસે પાંચ પાંચ

દાણા આપેલા માગ્યા. પહેલી વહુએ ઘરમાં ઘણા હતા તેમાંથી લઈને આપ્યા. સાસરાએ કહ્યું કે 'આ મારા આપેલા દાણા નથી.' પછી બહુ આગ્રહથી સોગન દઈને પૂછ્યું ત્યારે તેણે કબુલ કર્યું કે–'આ એ દાણા નથી.' શેઠે પૂછ્યું કે–'મારા દાણાનું શું કર્યું હતું? 'વહુએ ફેંકી દીધાનું કહ્યું એટલે શેઠને દુઃખ લાગ્યું, અને તે ખીજ્યા અને તેને ઘરમાંથી ફેંકી દેવાનું–કચરો કાઢવાનું કામ સોંપ્યું.

પછી બીજી વહુને તેડાવી તેની પાસે દાણા માગ્યા, તેણે નવા લાવીને દીધા. શેઠે કહ્યું–'આ મારા દાણા નહીં.' એટલે તે તરતજ માની ગઈ કે 'તે દાણા હું ખાઈ ગઈ હતી' એટલે શેઠ તેના પર ખીજાણા તો ખરા, પણ પહેલી વહુ કરતાં તેને સારી માનીને તેને ખાવાનું–રાંધવાનું–રસોડાનું કામ સોંપ્યું.

પછી ત્રીજી વહુને બોલાવી. તેણે ઘરેણાના ડાબલામાંથી લાવી ગાંઠ છોડીને આપ્યા. શેઠે તેને વખાણી અને ઘરની તમામ વસ્તુઓ જાળવી રાખવાનું કામ તેને સોંપ્યું.

પછી ચોથી વહુને બોલાવીને દાણા માગ્યા. તેણે કહ્યું કે–'એ દાણા એમ ન આવે, તેને માટે તો ગાડાં મોકલો.' એટલે શેઠે ગાડાં મોકલીને મંગાવ્યા. તે વહુના ઘણા વખાણ કર્યા અને ઘરની કુલ માલેક તેને બનાવી. આ કથા શ્રી ઓઘનિર્યુક્તિમાં છે. ત્યાં શ્રી જિનેશ્વરે આ કથા કહીને શિષ્યોને ઉપદેશ આપ્યો છે. તેનો ઉપનય આ પ્રમાણે છે શેઠને સ્થાને ગુરૂ સમજવા. કુટુંબ સ્થાને શ્રી સંઘ સમજવો વહુને સ્થાને શિષ્યો જાણવા, અને પાંચ દાણા તે પાંચ મહાવ્રત સમજવા. તે પાંચ મહાવ્રતોને જેણે વધાર્યાં તે ગીતાર્થ

થયા. જેણે જાળવી રાખ્યા તે શુદ્ધ મુનિ–સ્થવિરાદિ જાણવા. ખાઇ ગયા તેને વેષધારી યતિ જેવા સમજવા, કારણ કે તેણે માત્ર ખાવા માટેજ મુનિના વેષ રાખેલો હોય છે. જેણે દાણા નાખી દીધા તે મહાવ્રત તજીતે પતીત થયેલા સમજવા. તેવા જીવો સંસારમાં અત્યંત દુઃખી થાય છે.'

પેલી ચાર વહુમાં નાખી દેનારી તે ઉજ્ઝિતા, ખાઇ ગઇ તે ભક્ષિતા, રાખી મુકયો તે રક્ષિતા અને વધાર્યા તે રોહિણી સમજવી. ચોથી વહુ તુલ્ય આચાર્ય મહારાજ સમજવા કે જે ગચ્છમાં વૃદ્ધિ કરે છે આ દૃષ્ટાંત લક્ષમાં લઇને ઉત્તમ જનોએ ચોથી વહુ જેવું વર્તન રાખવું અને ઘરનો ભાર ધનાશેઠની જેમ પરીક્ષા કરીને યોગ્યને સોંપવો

પ્રથમ કહી ગયા પ્રમાણે પુત્રની તેમજ પુત્રવધુની પરીક્ષા કરીને ઘરનો ભાર તેને સોંપવો અને પોતે તેમાંથી છુટા થઈ ધર્મસાધન વિશેષ કરવું.

પુત્રની કે શિષ્યની પોતાને મોઢે પ્રશંસા ન કરવી, કારણ કે એની પ્રશંસા કરવાથી તેને અભિમાન આવે છે. આ સંબંધમાં કહ્યું છે કે—

શ્રી દેવ ગુરૂની મુખે સ્તુતિ કિજે, મિત્ર ભાઇની પુઠે;
સેવકની મુખ ઉપર કીજે, સુતની ન કરે જુઠે ”

‘ શ્રી દેવગુરૂની તેને મોઢે–તેમની સમીપે સ્તુતિ કરવી, મિત્રની ને બંધુઓની તેમની પાછળ સ્તુતિ કરવી, સેવક કોઈ કામ કરી આવ્યો હોય તો તેની પ્રશંસા તેને મોઢે કરવી અને પુત્રની જૂઠી પણ ન કરવી, અર્થાત્ ન જ

કરવી.' ત્યાર પછી કહે છે કે 'સ્ત્રીની સ્તુતિ તેની વાંસે કરવી કે જેથી તે તેના પતિની ભક્તિ સારી રીતે કરે.' આ વાત પતિ સિવાય બીજા સ્તુતિ પ્રશંસા કરનાર માટે સમજવી. તેના પતિએ તો પોતાની સ્ત્રીની સ્તુતિ ન જ કરવી. પતિએ તો તેના અભાવે જ તેની પ્રશંસા જો ગુણ હોય તો કરવી, એમ અન્યત્ર કહ્યુ છે.

હવે પુત્રને પ્રવીણ કરવા માટે પિતા રાજદરબારે જાય તો પુત્રને સાથે લઈ જાય, તેને દેશવિદેશની વાતો સંભળાવે, પોતેજાણતો હોય તે તમામ પ્રકારની વિદ્યા પુત્રને શિખવે અને બીજા પાસે પણ શીખવા મોકલે, જેથી પુત્ર પ્રવીણ થાય અને કોઇથી છેતરાઈ ન જાય.

હવે સગાસંબંધીના ઉચિત માટે કહે છે કે–સગાઓનું ઉચિત ચોગ્ય રીતે સાચવવું તેને પોતાને ઘરે દરેક અવસરે તેડવા બોલાવવા, પ્રણામ વ્યવહાર રાખવો, સન્માન આપવું, દૂરથી પાસે બોલાવવા, પોતે સર્વ રીતે સુખી હોય ને પોતાના સ્વજનો દુ:ખી હોય તો તેને સુખી કરવા, જો તેમ ન કરે તો તેની હલકાઈ થાય છે લોકમાં તેનું નામ લજાય છે. લોકો નિંદા પણ કરે છે અહિ દેવવિમાન જેવા ઉંચા જિનપ્રસાદ ઉપર રહેલી ધ્વજાને અંગે અન્યોકિત કહે છે એ સ્થાનકે રહેલી ધ્વજાને નાચતી ને કુદતી જોઇને કવિ કહે છે કે—'રે ધ્વજા! રે ભુંડી! તું શેની આટલી બધી કુદે છે? તારા વંશ ઉપર તો છાંય કરતી નથી? અન્ય જનોને પોતાની ઋદ્ધિ દેખાડે છે, છાયા કરે છે; પણ પોતાનો વંશ દંડ તો છાયા વિનાનો રહે છે.' આનો જવાબ ધ્વજા દઈ શકતી નથી.

આ અન્યોક્તિ ઉપરથી સાર એ લેવાનો છે કે-જે માણુસ બીજાઓને પોતાની ઋદ્ધિ દેખાડે, મોજ માણે, પણ પોતાના કુટુંબીઓની સામું ન જુએ, તે દુઃખી હોય છતાં તેની સંભાળ ન લે, આવા મનુષ્યોની ઋદ્ધિ શોભા માટે થતી નથી સ્વજન એને કહે છે કે જે દુર્ભિક્ષ વખતે, કષ્ટમાં પડેલ હઇએ ત્યારે ત્યારે, શત્રુ તરફના સંકટમાં આવી પડેલ હઈએ ત્યારે, અને રાજદરબારમાં લઈ ગયા હોય-પકડી ગયા હોય ત્યારે સ્મશાનમાં સાથે રહે આ વાત હિતશિક્ષાના ઇચ્છકે ખાસ ખ્યાલમા રાખવા યોગ્ય છે.

સુજ્ઞજનોએ પોતાને લક્ષ્મી મળી હોય તો તેના પ્રમાણમા પોતાના કુટુંબીઓનો અવશ્ય ઉદ્ધાર કરવો અને તે પોતાનો ઉદ્ધાર જ સમજવો લક્ષ્મીને તો અરઘટ્ટના ઘડા અથવા લોટકા જેવી માનવી, તે તો ભરાય છે ને ઠલવાય છે જેમ તે ભરાતાં કે ઠલવાતાં વાર લાગતી નથી, તેમ લક્ષ્મીને પણ આવતા કે જતા વાર લાગતી નથી. તે કાંઇ આપણી રોકી રાખી રહેતી નથી. આપણે સારા વખતમાં કોઈનો ઉદ્ધાર કર્યો હોય તો આપણા નબળા વખતમાં તે પણ આપણો ઉદ્ધાર કરે. દૈવકૃપાએ તેવો વખત ન જ આવે તો ઘણુ શ્રેષ્ઠ, પણ તેવો નિરધાર તો નથી. જુઓ ! પાંડવ કૃષ્ણ રામચંદ્ર કેવા મહાપુરૂષો હતા ? પણ એક વખત તેમને પણ વનવાસાદિના મહા કષ્ટ ભોગવવા પડ્યા. નિરંતર-કાયમ એક સરખો સારો વખત તો કોઇ પુન્યશાળીનો જ જાય છે, તેથી તેવું અવિચ્છિન્ન પુણ્ય બાંધવા પ્રયત્ન કરવો.

હવે કર્ત્તા કહે છે કે-' સુજ્ઞ મનુષ્ય જે કાંઇ નવું કાર્ય કરે તે પાંચ માણુસને-સજ્જનોને પૂછીને કરે જો વગર

પૂછે કરે તો કોઈવાર પસ્તાવાનો વખત આવે, આ પ્રસંગ ઉપર પાંચ આગળીનું દૃષ્ટાંત આપે છે. એક વખત તર્જની (અંગુઠા પાસેની) આગળી કહે કે–'હું સૌમાં શ્રેષ્ઠ છું; કારણ કે મને લખવામાં, ચિત્રકળામાં તેમજ અનેક કાર્યોમાં આગળ કરવામાં આવે છે' ત્યારે મધ્યમા કહે કે 'હું સાચી શ્રેષ્ઠ છું, કારણ કે હું સૌથી મોટી છું.' અનામિકા (ટચલી પાસેની) કહે કે–'તું તો લોકોને ટકોરા મારનારી છે, તારામાં કાંઇ મોટાપણું નથી, મોટી તો હું છું કે પૂજા કરવામાં, નંદાવર્તાદિ કરવામા અને બીજા પણ શુભ કાર્યમાં કામે લાગુ છું, વાસક્ષેપ પાણી વિગેરે હું મંત્રી આપું છું.' ત્યારે કનિષ્ઠ ટચલી કહે કે 'વધારે બોલતી બંધ થા, તું કાંઇ બધા કાર્યમાં કામમાં લાગતી નથી. જ્યાં સુક્ષ્મ ઝીણું કામ હોય છે ત્યાં તો હું કામે લાગું છું, જાપ કરૂં છું. કાન હું ખણું છું અને ખરા કષ્ટ વખતે મારા લોહીનું ટીપું કામ આવે છે તે વખતે ચારે આગળીઓ એક સાથે બોલી કે આપણે પરસ્પર વાદ શા માટે કરવો પડે, આપણે ચારે બહેનો છીએ, તેથી મળીને કામ કરવુ.'

તે સાંભળી અંગુઠો ખીજાણો બોલ્યો કે–'તમે ચારે તો મારી સ્ત્રીઓ છો, હું તમારો સ્વામી છું અને પુરૂષ વિના આ સંસાર સૂનો છે. ઘણી સ્ત્રીઓ ભેળી થાય પણ તેનાથી કાંઈ કામ થતું નથી. એક પુરૂષ હોય તો બધું કામ પાર પાડી શકે છે. પુરૂષની બધે શરમ પડે છે, સ્ત્રીની પડતી નથી. વળી હું બીજી પણ બહુ રીતે શ્રેષ્ઠ છું. સંઘપતિને તિલક હું કરૂં છું, તીર્થંકરો મને ધાવે છે. રાજ્યાભિષેક હું કરૂં છું, ગૌતમસ્વામીની ક્ષીરમાં વૃદ્ધિ કરી દઈને મેં

તેમની લાજ રાખી છે. ૧૫૦૩ તાપસોને એકપાત્ર પૂરતી ક્ષીરથી મેં પારણા કરાવ્યા છે. મારા ઉપર નવકારવાળી રાખીને ગણતાં મુક્તિની પ્રાપ્તિ થાય છે પશલી ભરવી, કોળીઓ ભરવો, મઠી વાળવી, કોઇની ઉપર વાસક્ષેપ કરવો કે રજ નાખવી તે હું હઉં તોજ થાય છે શસ્ત્ર પકડવું, કાટો કાઢવો, ગાંઠ વાળવી એ બધામાં મારૂં કામ પડે છે. જુઓ ૬૪૦૦૦ અંતેઉરી અને ૧૨૮૦૦૦ વારાંગના કુલ ૧૯૨૦૦૦ તેનો સ્વામી ચક્રી હોય છે, ઇદ્રને પણ ઇદ્રાણીઓ અનેક હોય છે. હજાર હાથિણીઓમાં એક હાથી સ્વામી તરીકે હોય છે, તેમ તમે મારી સ્ત્રીઓ છો, ને હું તમારો સ્વામી છું ”

આ પ્રમાણેનું અંગુઠાનું કથન સાંભળીને ચારે આંગળીઓ બોલી કે–‘ આપણે ફોગટ વાદ શા માટે કરવો જોઇએ ? એકલાથી કોઇથી કાંઈ કામ થઈ શકતુ નથી, આપણે પાંચ મળીને રહીએ ત્યારે પોંચા તરીકે આપણી શોભા થાય છે અને દરેક કામ થઈ શકે છે, માટે સંપીને રહેવું ’

આ દૃષ્ટાંત ઉપરથી વાંચનારા બંધુઓએ પણ સાર એ ગ્રહણ કરવો કે–‘ શાભા ને કાર્યસિદ્ધિ સંપમા રહેલી છે, તેથી જે કાર્ય કરવું તે સંપીને–પરસ્પર વિચારો મેળવીને કરવું કે જેથી પાછળ પસ્તાવું ન પડે. ’

હવે કર્ત્તા ગુરૂમહારાજનું ઉચિત સાંભળવા સંબંધી કહે છે·– ગુરૂ મહારાજને ત્રણ કાળ વંદના કરવી સ્તવના કરવી તેમની પાસે બેસીને ધર્મકથા સાભળવી પ્રતિક્રમણ ગુરૂમહારાજાની સાથે કરવું તેમની આજ્ઞા માન્ય કરવી.

તેમને બહુમાન દેવું. કોઇ મિથ્યાત્વી ગુરૂની અવગણુના કે અપમાન કરતા હોય તો તેને પોતાની શકિતનો ઉપયોગ કરીને વારવો.

કુમારસંભવ કાવ્યમાં કહ્યુ છે કે–" એકદા ઇશ્વર વનમાં જઈ ધ્યાનમાં બેઠા હતાં. તે વખતે પાર્વતી તેને શોધવા લાગ્યા કે–શિવ ક્યાં ગયા? ખોળતા ખોળતાં વનમાં આવ્યા, ત્યા શંકરને ધ્યાનમાં બેઠેલા દીઠા, એટલે તેણે વસંત ઋતુ વિકુર્વી શંકરે જોયું કે આ કોઇ મને ચળાવવા આવેલ જણાય છે. ત્યાં તો પાર્વતીને દીઠા. શંકર તેને મળવા ઉભા થયા, એટલે પાર્વતી ચાલ્યા ગયા. ઇશ્વરે વિચાર્યું કે 'હું જોઉં તો ખરો કે પાર્વતીનો મારી ઉપર કેવો રાગ છે?' એમ વિચારીને તેણે એક બટુકનું રૂપ કર્યું અને પાર્વતી પાસે ઘેર જઇને શંકરનું વાંકું બોલવા માંડયું. એટલે પાર્વતીએ તેને વાર્યો કે–'શીવ તો પ્રભુ કહેવાય, તેનું વાંકુ ન બોલીએ.' તે છતાં તે વાર્યો ન રહ્યો, એટલે પાર્વતીએ ઘરમાં જતાં રહીને દાસીને મોકલી કે 'પેલો બહાર ઉભો છે તે બટુક શંકરની નિંદા કરે છે, તેને કાઢી મૂક નિંદા કરવાથી તેને પાપ લાગે, પરંતુ આપણને સાભળતાં પણ પાપ લાગે' દાસીએ જઇને બટુકને રજા આપી. બટુક રૂપે આવેલા શંકર પાર્વતીનો સાચો પ્રેમ જાણી પ્રસન્ન થયા.

આ પ્રમાણે કોઇ પણ માણસે ગુરૂના અવર્ણવાદ સાંભળવા નહીં. ગુરૂનાં છિદ્ર જોવા નહીં. ગુરૂને સુખે સુખ ને દુઃખે દુઃખ માનવું. ગુરૂનું કહ્યું કરવું. આ પ્રમાણે જે ગુરૂનું ઉચિત જાળવે તે સંસારસમુદ્ર સહેલાઇથી તરે.

ઉત્તમ મનુષ્યોએ સાધુઓના કે મોટાના પ્રત્યનિકને અનેક રીતે પરાસ્ત કરવો પ્રવચનના પ્રત્યનિકનું નિવારણ કરવાથી બહુ પુણ્ય પ્રાપ્ત થાય છે. પૂર્વે જેમ સગરચક્રીના જીવે સાઠ હજાર યાત્રાળુઓના સંઘને લુંટવા આવેલા ચોરોનું નિવારણ કર્યું હતું તેમ કરવુ. તે ભવમાં તે એક કુંભાર હતો. તેણે ચોરોની સંકેતની વાત જાણી સંઘને ચેતવ્યો, અને પોતે ઘણા માણસો સાથે લઇને ચોરોના નિવારણનો પ્રયત્ન કર્યો, જેથી સંઘે સુખે યાત્રા કરી આ કાર્યથી તેણે પુષ્કળ પુણ્ય ઉપાર્જન કર્યું. તેમ અન્ય જીવોએ પણ શાસનના કે ગુરૂના પ્રત્યનિકને નિવારીને પુણ્ય ઉપાર્જન કરવું.

રાજા પાસે અર્થાત્ રાજદરબારમાં જવાનું થાય તો દશ માણસે મળી એક વિચાર કરીને જવું, કોઇ માણસ જો એકલો જાય અને બીજાઓના વિચારો મેળવ્યા વિના જાય તો રાજ્યનું કષ્ટ તેને એકલાને સહેવું પડે. રાક પણ ઘણા એકઠા થઇને કોઇ કામ કરવું ધારે છે તો તે કરી શકે છે. જુઓ ! તરણા ઘણા મળીને દોરડુ થાય છે, તો તે મોટા હાથીના જુથને બાધી શકે છે સંપ વિના કોઇ જગ્યાએ કાર્યસિદ્ધિ થતી નથી તેની ઉપર ભારંડ પક્ષીનું પણ દષ્ટાંત છે

ભારંડ પક્ષીને પેટ એક હોય છે. માથાં બે હોય છે તથા જીવ પણ બે હોય છે પગ ત્રણ હોય છે બન્નેને કોઈ પણ ફળાદિક ખાવાની ઇચ્છા થાય તો તેમાંથી એક માથું ચાલે, તેની પાછળ બીજું માથું પણ અવળે મોઢે ચાલે છે. એ પ્રમાણે એક ચિત્તે જ્યાંસુધી કામ કરે છે ત્યાં

સુધી તે જીવે છે. જ્યારે  બન્નેના વિચાર જુદા પડે છે અને બન્નેને જુદી જુદી બાજુ જવાનું મન થવાથી જુદું જોર કરે છે ત્યારે તેનું મૃત્યુ થાય છે. આ દૃષ્ટાંતથી સર્વત્ર સંપમાં જ સુખ છે એમ સમજવું.

ઉત્તમ જનોએ કોઈના મર્મ પ્રકાશવા નહીં, કોઇની ગુપ્ત વાત કાંઈ જાણવામાં આવી હોય તો તે પ્રકાશિત કરવી નહિ કે જેથી તેને દુઃખ થાય. એવી હકીકતને પરિણામે કોઈ વખત મૃત્યુ પણ થાય છે પારકા મર્મ ખોલવાથી રાફડાના ને પેટના સર્પની જેમ બન્નેનો અંત આવે છે. તે દૃષ્ટાંત આ પ્રમાણે—

વસંતપુર નગરમાં વાલ્મિકી નામે રાજા હતો તેને પાણી પીતાં તેમા નાનો સર્પ આવી ગયો તે પેટમાં ગયો અને વધવા માંડ્યો, તેથી તે રાજાનું પેટ પણ વધવા માંડ્યું અને ઘણી પીડા થવા માંડી. તે રાજાથી અન્ન ખવાય નહિ, અન્ન ખાય તો બહુ પીડા થાય અને દુધ સાકર પીવે તો સાજા રહે; કારણ કે તે અંદરના સર્પને પ્રિય હતું. અંદરનો સર્પ વધારે મોટો થવાથી રાજાને પીડા વધી પડી, એટલે છેવટ કાયર થઇને રાજા મરવા ચાલ્યો. રાણી પણ સાથે ચાલી. ચાલતાં ચાલતાં નગર બહાર એક જગ્યાએ રાત્રિ પડી, એટલે એક ઝાડની નીચે રાત્રિવાસો રહ્યા ત્યા રાજા ઉંઘી ગયો અને રાણી જાગતી હતી, તેવામાં રાજાના પેટનો સર્પ રાજાના મોઢાવાટે બહાર નીકળ્યો. તે ઝાડ નીચે એક બીજો સર્પ આવ્યો, તે બન્ને મળ્યા. બહારના સર્પે ઉદરના સર્પને કહ્યુ કે—'તું આ રાજાને શા માટે દુઃખી કરે છે? હવે તેના ઉદરમાં પેસવું રહેવા દે.' એટલે

તે બોલ્યો કે–' ત્યાં દુધ સાકર પીવાના મળે છે, તેથી શું કામ ન રહું ? ' બહારનો સર્પ કહે કે–' તારો સદ્ગુરુ કોઈ મળ્યો નથી, બાકી જો કોઈ મળે અને ઝેરકોચરા ઉકાળીને પાય તો તું અંદરને અંદર કોહી ને મુંઠ વાટે બહાર નીકળી જાય ' એ પ્રમાણે સાંભળી પેટનો સર્પ બોલ્યો કે 'તું આવો ડાહ્યો થાય છે. પણ નકામો દ્રવ્યને વિંટાઈ રહ્યો છે, તો બીજાને લઈ જવા કેમ દેતો નથી ? તારો પણ કોઈ સદ્ગુરુ મળે ને તારા બીલમાં ઉનું પાણી રેડે તો તું મરી જાય અને તેને બધું દ્રવ્ય મળે. '

આ પ્રમાણે બંને સર્પે વાત કરી તે બધી રાણીએ સાંભળી. પછી બીલનો સર્પ બીલમાં પેસી ગયો અને પેટનો સર્પ મુખદ્વારા રાજાના મોઢામાં પેસી ગયો. સવારે રાણીએ રાજાને મરવા જવાની ના કહી, અને કાંઈક ઉપચાર કરવો છે એમ કહ્યું. પછી રાજાને ઘરે લઈ જઈ બીજા સર્પે કહ્યા પ્રમાણે ઉપચાર કર્યો, એટલે રાજા નિરોગી થયો. પછી રાણી પેલા બીલમાં ઉનુ પાણી રેડીને ત્યાંથી દ્રવ્ય પણ લઈ આવી. રાજાએ 'આ ઉપાય ક્યાંથી જાણ્યો ?' એમ આગ્રહથી પૂછ્યું. એટલે રાણએ બધી વાત કરી. રાજાએ કહ્યું કે–' પેલા આપણા ઉપગારી સર્પને શું કામ માર્યો ? આપણે દ્રવ્યની ક્યાં કમી હતી ? પણ એમ બને તેમાં કાંઈ નવાઈ નથી, કારણ કે જે પારકા મર્મ પ્રકાશે છે, તે પોતે પણ પરિણામે દુઃખી થાય જ છે થવો જ જોઈએ. '

આ દૃષ્ટાંત ઉપરથી સુજ્ઞ જનોએ કોઈના પણ મર્મ પ્રકાશવા નહિ

રાસના કર્તા ઋષભદાસજી કહે છે કે–' સંપમાં જ સુખ રહ્યું છે. સંપથી જ આપણી વૃદ્ધિ અને પ્રગતિ થઈ શકે છે; તેથી સંપના ઈચ્છકે પોતાના વર્ગમાં કોઈ નબળું પાતળું હોય તો પણ તેનો સંગ ન છોડવો–તેને તજી ન દેવો. આપણી પાસે દ્રવ્ય વિશેષ હોય અને બીજા નિર્ધન હોય તો તેનો નિરાદાર ન કરવો, તેને ઘટિત સહાય આપવી.' એક વખત ચોખાએ અભિમાન લાવીને ફોતરાનું અપમાન કર્યું અને કહ્યું કે–" તમે નિઃસાર છો, તમારામાં શું છે? માટે તમે મને મૂકીને ચાલ્યા જાઓ. તમે મારી સાથે હોવાથી મારી શોભામાં ખામી આવે છે અને તમારા જવાથી મારી શોભામાં વધારો થાય છે, વરરાજા પણ મને કપાળે ચોડે છે, જિનેશ્વર આગળ મને ધરવામા આવે છે, મારો સ્વસ્તિક કરે છે, ગુરૂ પાસે મારાવડે ગહુંળી કરે છે, મને હાથમાં લઇને આવનારના શુકન જોવાય છે. મને બળીદાન તરીકે થાળમાં ભરીને દેવ પાસે લઈ જાય છે અને સજ્જનો પણ મારાવડે પોતાનું પોષણ કરે છે. આ બધી વાત તમારા ગયા પછી બને છે, તેથી તમે ફોતરા ચાલ્યા જાઓ."

આ પ્રમાણેની ચોખાનો અભિમાન યુક્ત વાણી સાભળીને ફોતરા બોલ્યા કે–" રે ચોખા! સાંભળ. અમે તારી રક્ષા કરીએ છીએ. અમારાથી જુદા પડશો તો પછી મુશળે ખંડાશો, ઘંટીમાં દળાશો, ચુલે ચડીને રંધાશો અને કેટલાક કાચા ને કાચા પાણીમાં પલાળશે કે ખાઇ જશે. અમને તજવાથી તમને પ્રાયે દુઃખ જ થશે."

ચોખા કહે છે કે ' તમે વધારે પંચાત શા માટે કરો છો? તમે તમારે માર્ગે ચાલ્યા જાઓ.' એટલે ફોતરા

બહુ ખીજાઈ ચોખાને શ્રાપ દઈને ચાલ્યા ગયા કે–' તમારૂં નખોદ જજો, તમે નસંતાન થજો ' આમ કહીને ફોતરા તો ગયા, પણ તેના શ્રાપની અસર પૂરેપૂરી ચોખા ઉપર થઇ; કેમકે ફોતરા જવાથી તે વવાતા ને ઉગતા અટકયા.

આ દ્દષ્ટાંત ઉપરથી સમજવાનું એ છે કે–' સુખ સંપી-ને રહેવામાં છે. પોતાના વર્ગને જે તજી દે છે, તે ચોખાની જેમ કુટાય છે જો પાણી સંપ કરે છે તો તે મોટા પર્વતોને અને પૃથ્વીને ફાડી નાખે છે, પર્વતમાંથી માર્ગ કરે છે અને પૃથ્વીના પેટમાં પેસે છે. મજબૂત પાળ બાંધી હોય તો તેને તોડી નાખે છે. આ બધો સંપનો પ્રતાપ છે વળી જુઓ ! તરણા પણ બહુ એકઠા મળે છે અને સંપ કરે છે. તો આવા જળના પ્રવાહને પણ રોકી રાખે છે " આ દ્દષ્ટાંત હૃદયમાં ધારણ કરીને શ્રાવકવર્ગે એકઠા રહેવું, સંપીને રહેવું, અંદર અંદર કલેશ કંકાસ ન કરવો અને આ પ્રમાણે સ્વજનનું ઉચિત સાચવવું.

હવે અન્ય દર્શની સાથે ઉચિત જાળવવાને અંગે કહે છે કે–' તેને યોગ્ય સમયે દ્રવ્યાદિક આપવું. રાજમાન્ય હોય તો વિશેષ દ્રવ્યાદિક આપવું. ઘટિત સત્કાર કરવો તેને નમસ્કાર ન કરવો તેનો પક્ષ ન કરવો. તેના કાર્યને અનુમોદન ન આપવું. તેના ગુણાનુવાદ ન કરવા પોતાને ઘરે આવે તો આસન આપવું. ઘટિત સન્માન કરવું ' આ પ્રમાણેની હકીકત સાંભળી શિષ્ય પ્રશ્ન કરે છે કે–' શુદ્ધ શ્રાવક એ પ્રમાણે શા માટે અન્ય દર્શનીનું સન્માનાદિ કરે ?' ગુરૂ કહે છે કે–' એમ કર્યા વિના છુટકો નહીં તે એટલો પણ વિવેક ન કરે તો તે જૈનધર્મની સામો થઈ

હાનિ કરે; તેથી સમકિત દૃષ્ટિ પણ પોતાનું ઘર જાળવીને તેનું ઉચિત સાચવે '

હવે શ્રાવકનાં ચોમાસાનાં કૃત્ય કહે છે–શ્રાવક ચોમાસામાં આળસ તજીને ધર્મકરણી વિશેષ કરે, દરરોજ અષ્ટપ્રકારી પૂજા કરે, નિત્ય નવા નવા નૈવેદ્ય પ્રભુ આગળ ધરે, પ્રભુ પાસે ધર્યા વિનાની વસ્તુ પોતે ન ખાય. પ્રભુ પાસે દીપક વિગેરે કરે, અષ્ટમંગલની રચના કરે, દરરોજ મુનિરાજને વહોરાવે અને બનતા સુધી મુનિ વહોરે તે વસ્તુ જ પોતે ખાય પર્વ દિવસે તો જરૂર એ પ્રમાણે કરે વર્ષમાં અમુક દિવસે તે પ્રમાણે કરવાનો નિયમ કરે ટુંકામાં દેવ ગુરૂની સારી રીતે ભક્તિ કરીને પછી પોતે આહાર લે

બનતા સુધી શ્રાવક રોજ સ્નાત્ર ભણાવે. દરમહિને તો જરૂર ભણાવે. દરવર્ષે મોટું સ્નાત્ર–વિશેષ વિધિ વિધાન સહિત ભણાવે. જિનમંદિર પર ધ્વજા ચઢાવે બનતા સુધી નિત્ય પ્રાસાદપૂજા કરે; અર્થાત્ જિનપ્રાસાદની સંભાળ કરે, ચોમાસામાં તો જરૂર કરે વર્ષમાં અમુક દિવસોએ ચૈત્ય પૂજા કરે અને તે રીતે ભવનો પાર પામે.

દરવર્ષે દરેક જિનચૈત્યે અથવા એક જિનચૈત્યે વાળાકુંચી, અંગલુહણા વિગેરે ઉપગરણો મૂકે અને તો નિરંતર દીપક કરે, ધૂપાદિક પૂજાના પદાર્થો મૂકે, તેમજ પોસહશાળાએ, ઉપાશ્રયે દરવર્ષ નવકારવાળી, ચરવળા, કટાસણા વિગેરે ચારિત્રના ઉપગરણો મૂકે, પાટ પાટલા કરાવીને ધર્મસ્થાનકે વાપરવા મૂકે, પ્રભાવના કરે, સ્વામીવત્સલ કરે, કાયોત્સર્ગ કરે, તપ કરે, સ્વાધ્યાય કરે, પચ્ચખ્ખાણ દરરોજ કરે, બનતાં સુધી સચિત્ત તજે, સર્વથા ન તજી

શકે તો તેની સંખ્યા વિગેરેનું પ્રમાણ કરે.

હવે સચિત્ત પદાર્થો કયા કયા છે તે કહે છે. ધાણા, જીરૂં, અજમા, રાઈ, સુવા, ખસખસ, લીલાં ફળ, પાન, લૂણ, રાતો ને ખારો સિંધવ, સંચળ, કાચી માટી, ખડી, લીલાં દાતણ–એ સર્વ સચિત્ત છે. તેમજ ઘઉં, મગ, ચણા વિગેરે આખા ધાન્ય સચિત્ત છે. મગ ને ચણાની દાળ પણ અમુક વખત સુધી મિશ્ર રહે છે. લવણાદિકને પટ દઇને ઉકાળવાથી તે અચિત્ત થાય છે; અથવા ગરમ રેતીમાં શેકવાથી સચિત્ત થાય છે ઓળા, ઉંબી, વાલોળીઆ એ સચિત્ત છે. શેકેલ પાપડ અને શેકેલ મગફળી વિગેરે લૂણ સાથે મેળવવાથી અચિત્ત થાય છે. ચિભડાં પ્રમુખ બહુબીજવાળા પદાર્થ વધારવાથી મરીયાતાં કે રાઇતાં કરવાથી અને મીઠું દેવાથી પણ મિશ્ર રહે છે, તે સચિત્તત્યાગીએ લેવા ઘટતા નથી બીજ તદ્દન કાઢી નાખ્યા હોય અને પછી તેને અગ્નિ લવણાદિકને સંસ્કાર થયેલ હોય તો તે અચિત થાય છે.

ઋષભદાસજી કહે છે કે—'આ હિતશિક્ષા શ્રાવકજન માટે કહી છે. વળી બીજો પણ ઉપદેશ આપું છું. બાકી સુખીને તો ઉપદેશની શી જરૂર છે? કેમકે તેને તો જોઇએ તે મળ્યું છે.' કર્ત્તા કહે છે કે–"ભાઇઓ? કોઈ ખાસ કારણ વિના પરદેશ–દૂરદેશ ન જશો, કેમકે દૂરદેશ જવાથી ધર્મ ને કામ બંને વર્ગ સીદાશે અને અર્થનો પણ સંદેહ રહેશે. જો અહીં પોતાના સ્થાનમાં ઉદ્યોગ ન સૂઝે–આજીવિકા પૂરતું પણ નજ મળે તો પરદેશ જવું, પરંતુ એવી રીતે જનારે પણ પરદેશમાં બહુ રહેવું નહીં. બનતા સુધી

ચોમાસામાં ઘરે આવવું. કદિ ન અવાય તોપણ ચોમાસામાં ઘરે આવવું. કદિ ન અવાય તો પણ ચોમાસામા શ્રાવકે એકસ્થાનકેજ રહેવું, ગામે ગામ ફરવું નહિ, કેમકે ચોમાસામાં ફરવાથી જીવવિરાધના વિશેષ થાય છે. પોતાને શરીરે પણ કષ્ટ વધારે પડે, વૃષ્ટિ લાગે, પવનના ઝપાટા લાગે, ટાઢે હાડ ખડખડે, જોરાવર પવન હોય તો મુશ્કેલી થઈ પડે, નદી ઉતરતાં પૂર આવવાનો ભય રહે, વખતે પૂરમાં તણાઇ જવાનું થાય તો ધર્મને ધન બન્નેથી ચૂકે—બન્ને જાય, તેથી મુસાફરી કરવી કે ફરવુ હરવું તે શેષકાળે આઠ મહિનામા રાખવું. ”

પરદેશ જતી વખતે ચંદ્ર ને વાર જોઈને જવું ગુરૂવારે દક્ષિણ દિશા તરફ ન જવું; બુધવારે ને મંગળવારે ઉત્તર તરફ ન જવું અને શુક્રવારે ને રવિવારે પશ્ચિમ તરફ ન જવું. તે દિશાએ તે તે વારે દિશા શૂળ હોય છે, તેથી કાર્યસિદ્ધિ થતી નથી. તેમ છતાં જવાની જરૂરિયાતજ હોય તો તેનો ઉપાય બતાવે છે. રવિવારે સુખડનું, સોમવારે દહીંનું, મંગળે માટીનું, બુધે ઘીનું, ગુરૂવારે લોટનું, શુક્રવારે તેલનું અને શનિવારે ખળનું કપાળમાં ટીલું કરીને જવું. વળી પરદેશે જવું ત્યારે ચંદ્રમંડળની સામે ચાલવું અથવા ચંદ્ર જમણો રાખવો. તે જમણો રહે તો બહુ સુખકારી થાય છે. ચંદ્રનું મંડળ કઈ રાશીમાં કઈ દિશાએ હોય તે કહે છે—મેષ, સિંહ ને ધન રાશી હોય ત્યારે ચંદ્રમંડળ પૂર્વમાં હોય. વૃષ, કન્યા ને મકરરાશીમાં દક્ષિણ દિશામાં હોય. મિથુન, તુલાને કુંભ રાશીમાં પશ્ચિમ દિશામાં હોય અને કર્ક, વૃશ્ચિક ને મીન રાશીમાં ઉત્તર દિશામાં હોય તેથી તેની સામું ગમન કરવું અથવા તેને જમણો રાખવો,

ડાબો કે પુંઠનો ન રાખવો, કેમકે તે સુખકારી થતો નથી. શનિ શુક્ર ને સોમવારે તેની સામે સાડા આઠ પગલાં ભરવાં, ને પછી ગમન કરવું રવિવારે ૧૧ પગલાં, બુધવારે ૮ પગલાં, મંગળવારે ૯ પગલાં ને ગુરૂવારે ૭ા પગલાં ભરવાં, ને પછી ગમન કરવું.

વળી સારૂં ચોઘડીયું જોવું, જોગિણીચક્ર જોવું, તેમજ દહીંનું ભોજન કરીને ચાલવું. શ્રી દેવગુરૂને વંદન કરીને તેમજ યાચક જનને કાંઈક આપીને ચાલવું; કારણ કે દાનથી દારિદ્રય નાશ પામે છે.

માર્ગમાં ભોજન કરવા સારૂં સ્થાન જોઈને બેસવું. પ્રથમ કાંઈક પુણ્યકાર્ય કરવું, અર્થાત્ સુપાત્રે કે અનુકંપાએ દાન આપીને પછી જમવું. દીન દુઃખીને જોઈને તેને થોડું પણ જરૂર આપવું. ઉત્તમ આહારની જોગવાઈ હોય તો શુભ સ્થાનકે જિનમંદિરોમાં મોકલવો, કેમકે તે એક મુક્તિનો માર્ગ છે દીન, ક્ષીણ, જોગી, સંન્યાસી, કડી, કાપડી, મઠવાસી વિગેરેને યથાયોગ્ય આપવું તેમાં કુળ, જાતિ, તપ, વિદ્યા વિગેરે કાંઈ ન જોવું. આ માર્ગ ભોજનવિધિનો સમજવો.

પરદેશમાં રાત્રીએ અજાણ્યા મકાનમાં ન સુવું; ખાત્રી કર્યા પછી સુવું. પરદેશમાં વ્યાપાર ભલા માણસ સાથે કરવો, નાદાન સાથે ન કરવો, અને યથાયોગ્ય પેદા કરી વહેલાં ઘરે આવવું.

હવે પરચુરણ શિખામણ આપે છેઃ–ઇંદ્રિયોને બહુ દુઃખ ન દેવું, તેમ તેને બહુ લાલચ પણ ન આપવી. જ્યાં ધર્મ અર્થ કે કામની સિદ્ધિ ન હોય તે કામ કરવું નહીં.

વિષમ આસનપર બેસવું નહીં. સભામાં કુચેષ્ટા કરવી નહીં. માથે બહુ ભાર ઉપાડવો નહીં, સાંજે દહીંનો આહાર કરવો નહીં. સૂર્ય ચંદ્રનું ગ્રહણ જોવું નહીં; કેમકે તે વખતે વ્યંતરાદિક છળે છે. ગર્ભવંતી સ્ત્રીએ તો બીલકુલ જોવું નહીં, કેમકે તે જોવાથી બાળક ગ્રહણઘેલું થાય છે. પોતાના પગે પગ દાબવા નહીં, ભોંય ખોતરવી નહીં, પગવડે ધૂળ ઉડાડવી નહીં, કારણ એ બધા અપલક્ષણ ગણાય છે. સવારે મૈથુન સેવવું નહીં, પ્રભાતે ઉંઘવું નહીં, મોટે સ્વરે ભણવું નહીં, અને સંધ્યાકાળે આહાર કરવો નહીં. એ ચાર કાર્ય કરતાં શું હાનિ થાય? તે કહે છે. પ્રાતઃકાળે મૈથુન સેવતાં ગર્ભ રહે તો તે ગર્ભ ક્રુર થાય છે, પ્રભાતે ઉંઘવાથી લક્ષ્મીનો નાશ થાય પ્રભાતે ઉંચે સ્વરે ભણતાં વ્યંતરાદિ છળે છે અને મૃત્યુનો ભય પ્રાપ્ત થાય છે, સંધ્યાકાળે જમવાથી રોગની ઉત્પત્તિ થાય છે, તેથી તે ચારે વાનાં ન કરવાં.

શ્રાવકે સંધ્યાકાળે ગુરૂ સમીપે જઇને પડિક્કમણુ કરવું આખા દિવસમાં લાગેલાં પાપ આળોવી–ધોઇ નાખી શુદ્ધ થવું. એવી રીતે કરવાથી પાપનો નાશ થાય છે અને પુણ્યનો બંધ થાય છે. પ્રતિક્રમણ ન થાય તો બે ઘડી પ્રમાણ સામાયિક કરી શુભ ધ્યાન કરવું. ત્રણે મુદ્રા વિગેરેના ભેદ સમજવા. અંગમાંથી આળસ દૂર કરવું. પંચાંગ ખમાસણ ગુરૂમહારાજાને દેવા. પ્રતિક્રમણમાં રજોહરણ અવશ્ય રાખવો, ઉજ્જવળ મુહપત્તિ મોઢા પાસેજ રાખવી; દૂર ન કરવી. પહેરવાનું વસ્ત્ર પણ ઉજ્જવળ રાખવું; મેલું કે સાંધેલું અથવા ફાટેલું ન રાખવું. પ્રથમ વસ્ત્રાદિકની પડિલેહણા કરીને પછી પ્રતિક્રમણ કરવું. તેમાં બોલાતા

સુત્રોના અર્થ મનમાં ચિંતવતા જવાં. સ્તવન પોતે કહેવું અથવા બીજા કહે તે ધ્યાનપૂર્વક સાંભળવું, જો તેમાં લય લાગી જાય તો પાપ નાશ પામે છે, અને કહેતાં કે સાંભળતાં જો કાંઇ પણ કષાય થાય તો ઉલટાં પાપ બાંધીને ઘેર જવાનું થાય છે પ્રતિક્રમણમાં પ્રાંતે શાંતિ કહેવી અથવા સાભળવી. પછી સજઝાય ધ્યાન કરવું. છેવટે ગુરૂમહારાજ પોરિસી ભણાવે તે સાંભળીને શ્રાવકે ઘરે જવું. આ પ્રમાણે સંધ્યાવિધિ જાણુવો.

શ્રાવક સંધ્યા સમય થાય એટલે ઘરમાં દીપક કરે એ એક માંગળિકનું ચિન્હ છે રાત્રિએ દાન, સ્નાન, દેવપૂજા અને ભોજન એટલાં વાનાં વર્જ્ય છે, તેથી શ્રાવક તે કરે નહીં.

રાત્રીએ સુવા માટે ખાટલો વાપરે, પણ તે ભાંગેલો ન હોવો જોઇએ, ટુંકો ન હોવો જોઇએ, માંકડ કે જુવાળો ન જોઇએ, સુંજનો ભરેલો ન જોઇએ. આ પ્રસંગમાં કહ્યું છે કે—

રૂઠ્યો રાય કુભારજા, ઘરે અહી વિષવેલ;
જેહ માંચે માંકડ ભર્યા, નર તેહને તું મેલ. ૧

આ દુહામાં કહેલી હકીકત ધ્યાનમાં રાખવાની છે.

બહુ મેલવાળા ( મલિન ) કે વાંસના ખાટલામાં સુવું નહીં. બળેલો, સળેલો, કે કાથાનો ભરેલો હોય તે પણ વર્જવો. તેમજ તુટેલો, ઝોળો પડેલો પાંગત વિનાનો પણ વર્જવો. તેવા દોષ વિનાના ખાટલા ઉપર પણ કાંઇક પાથર્યા વિના ન સુવું. ભાગ્યવાન પુરૂષને માટે તો સોનેરી પલંગો

તેમજ ચંદનના કાષ્ટના સુગંધી ઢોલીઆ હોય છે. સામાન્ય માણસ માટે સીસમના કે સાગના હોય છે. ઉત્તમ મનુષ્ય માટે હીરની રેશમી પાટીનો ભરેલો પલંગ હોય છે. તેની ઉપર કેશ, રૂ કે હીરની (રેશમની) ભરેલી ગોદડી અથવા તળાઈ હોય છે. અતલસનું લાલ ઓશીકું હોય છે. પગના તળીઆ પાસે પણ તકીઓ હોય છે, સુગંધી ફુલ બીછાવેલા હોય છે. ધૂપવડે સુગંધી કરેલો હોય છે. રેશમી ગાલમસુરીઆ હોય છે. આ બધાં પુણ્યનાં ફળ છે. તેથી પુણ્યવાન જીવોને તેવી જોગવાઈ પ્રાપ્ત થાય છે. મોરપીંછના વીંજણાવડે વીંજાય છે. ચામર ઢોળાય છે. સુંદર સ્ત્રીઓ ગાથા શ્લોક વિગેરે બોલી આનંદ આપે છે. ઉત્તમ સ્ત્રી પગચંપી કરે છે. ચારે દિશાએથી મંદ મંદ પવન આવ્યા કરે છે. પહેરવાનાં વસ્ત્રો પણ બહુ સુંદર અને સુકોમળ હોય છે. સવારમાં પીવા માટે દુધ સાકર નાખીને કઢાય છે. ચંદનના વિલેપન થાય પીવા માટે શીતળ જળ ધરવામાં આવે છે. આવી બધી સગવડ ઉષ્ણઋતુ માટે કરવામાં આવેલી હોય છે.

સોનાના પ્યાલા, કાચના કુપા, સુંદર અરીસા, રૂપાના થાળ, ખાવા માટે કેશરપાક, બદામપાક વિગેની સગવડ–એ બધું શીતઋતુમાં હોય છે. વર્ષાઋતુમાં તેને અનુકૂળ સામગ્રી કરેલી હોય છે.

પુન્યશાળી મનુષ્યો ભોંય ઉપર પગ મૂકતા નથી. શય્યા ઉપર અને બીજા આસનો ઉપર બેસી આનંદમાં કાળ વ્યતિત કરે છે. પલંગ ઉપર રેશમી ચંદરવા બાધેલા હોય છે બંને બાજુ દિવાની જ્યોત ઝળકી રહેલી હોય છે. મનુષ્યલોકમાં પણ દેવના સુખ પુણ્યશાળી જીવો ભોગવે

છે. શીતઋતુમાં અગરના કાષ્ટવડે તાપણી કરેલી હોય છે, તેનાવડે તાપે છે, ચુઆ તેલ ને ધૂપેલ માથામાં નાખે છે. રેશમી વસ્ત્રો પહેરે છે. આ બધા પુણ્યના ખેલ છે. કહ્યું છે કે

તેલ તળાઈ તાપવું, તખ્ત આહાર તંબોળ;
તડકો તરૂણી શીતકાળ, સાત તતે કલ્લોલ. ૧

શીતકાળમાં આ સાત તત્તા આનંદ આપે છે.

ચંદ ચીર ચંછક ચરણુ, ચંદન ચતુર દુવાર;
ચતુરા સ્ત્રી ગ્રીષ્મ ઋતે, સાત ચચ્ચા જગ સાર. ૨

ગ્રીષ્મઋતુમાં આ સાત ચચા આનંદ આપે છે.

પય પિતાંબર પાદુકા, પત્ર પૂર્ણ પુરાણુ;
પાક ચોમાસે પામીએ, પુણ્યતણું એંધાણુ.

ચોમાસાની ઋતુમાં આ સાત પપા આનંદ આપે છે.

આવાં સુખ કોણ પામે છે કે જેણે પાચે અંગુળીએ જિનેશ્વરને પૂજ્યા હોય છે, તેમના ગુણનું ગાન કરેલું હોય છે અને સુપાત્રદાન તેમજ અનુકંપાદાન દીધેલ હોય છે. તેઓ ઉપર જણાવ્યા પ્રમાણેની સુખશય્યા ને તેને લગતાં બીજાં સુખ મેળવે છે

જે જીવોએ જીવયતના કરી નથી, પારકી નિંદા કરી છે અને દાન દીધાં નથી, તેઓ તો પરઘરે દાસપણું કરે છે, ઝાંખરા વાઢે છે, ઉઘાડે પગે ફરે છે. દિધા વિના મળતું નથી એ ચોક્સ છે. એવા માણસને એક હાથની ખાટલી પણ સુખે સુવા મળતી નથી, ભોંય પર લોટવું પડે છે.

સારી શય્યા ઘણાં દોષને ટાળે છે, વાત, પીત્ત ને કફના દોષ હરે છે, ખાધેલુ અન્ન પચે છે, શરીર નિર્મળ થાય છે, અને થાક ઉતરી જાય છે.

સુવાના સંબંધમાં કહ્યું છે કે–ખાટલાની ઘોડી ઉપર પગ રાખીને સુવું નહીં, પગ નીચે લટકતા રહે એમ સુતું નહીં, નગ્ન સુવું નહીં. નગ્ન સુનાર મૂર્ખ કહેવાય છે ને દરિદ્રી થાય છે. સુતી વખત માથું પૂર્વ દિશામા અથવા દક્ષિણ દિશામાં કરવું. વિદિશા તો ચારે પરિહરવી. પૂર્વ દિશાએ મસ્તક કરવાથી વિદ્યાની પ્રાપ્તિ થાય છે, દક્ષિણ દિશામાં મસ્તક કરવાથી ધનની પ્રાપ્તિ થાય છે, પશ્ચિમ દિશામાં મસ્તક કરવાથી ચિંતા ઉદ્ભવે છે અને ઉત્તર દિશામાં મસ્તક કરવાથી અનેક પ્રકારની હાનિ થાય છે. તેથી તેવી રીતે ન સુવું.

ઉપર જણાવ્યા પ્રમાણેની શય્યામાં સુવું, તે પણ પ્રથમ પ્રહર પછી જ સુવું. સુતી વખતે પ્રથમ નવકાર ગણવા, અઢાર પાપસ્થાનક આળોવવા, સર્વ જીવને ખમાવવા, ચાર શરણ કરવા, ચૌદ નિયમ સંખેપવા અને ચાર આહારનો ત્યાગ કરવો. પર્વના દિવસોએ અવશ્ય શિયળ પાળવું, મહિનામાં બાર તિથિ પાળવી, જે પ્રાણી બહુ કામી હોય છે તે દેહને ખુવે છે અને પાપનો ભાગીદાર થાય છે એક વાર વિષય સેવન કરતાં ઘણા બે ઇંદ્રિજીવોનો વિનાશ થાય છે, નવ લાખ તો ગર્ભ જ પંચેદ્રી હણાય છે, અસખ્યાત સંમૂર્છિમ પંચેદ્રિનો વિનાશ થાય છે, તેથી વિશેષ કામસેવન ન કરવું અને જ્યારે કરવું ત્યારે પણ અત્યંત આસક્તિ ન ધરાવવી નિરાગીપણું રાખવાથી અલ્પ પાપ બંધાય છે; તીવ્ર રાગ કરવાથી બહુ કર્મ બંધાય છે.

ઉત્તમ જીવો તે વખતે અશુચિ ભાવના ભાવે. તે વિચારે છે કે–'તું પણ આવા અપવિત્ર સ્થાનમાં ઉપજેલો છે, ચર્મ હાડ ને માંસની વચ્ચે વસેલો છે, રક્તનો આહાર કરેલો છે, ઘોર અંધારામાં ઉંધે મસ્તકે ટીંગાઈ રહેલો છે અને ઘણી વેદના સહન કરી છે.' આવા સદ્વિચાર આવવાથી ભોગની આસકિત ઓછી થાય છે. જે જીવો બ્રહ્મચર્યને પાળનાર છે તેઓ નેમિકુમાર, જંબૂસ્વામી અને ગજસુકુમાળ જેવાની પંકિતમાં ગણવા યોગ્ય છે. આ પ્રમાણેની હિતશિક્ષા ઋષભદાસજી આપે છે. હવે ઉંઘ લઇને જાગે ત્યારે શ્રાવક શું કરે તે કહે છે—

સુઇને ઉઠતાં જ પરમાત્માનું નામ લેતો ઉઠે. ઉત્તમ પુરૂષોના નામોનું સ્મરણ કરે. ઉત્તમ પુરૂષો બ્રાહ્મ મુહૂર્તે ચાર ઘડી રાત્રિ હોય ત્યારે જાગૃત થાય. પછી શય્યા તજી દઈ પવિત્ર વસ્ત્ર પહેરીને પ્રથમ પડિક્કમણું કરે. તેમાં રાત્રિ સંબંધી પાપને આળોવે. પ્રારંભમાં સામાયિક લઇને રાત્રિસંબંધી પાપના નિવારણ નિમિત્તે જ ચાર લોગસ્સનો કાઉસગ્ગ કરે. તેમાં દુઃખસ્વપ્ન કુસ્વપ્ન સંબંધી પાપને પણ આળોવે.

સ્વપ્ન સંબંધમાં એમ કહેલું છે કે અનુભવેલું, સાંભળેલુ, જોયેલું, રોગીપણે આવેલું, ચિંતાથી આવેલું સ્વપ્ન ફળદાયક થતું નથી; અને દેવે આપેલું, પુણ્ય પ્રભાવે આવેલું તેમજ કર્માદિ પાપે આવેલું એ ફળદાયક થાય છે. એમ સ્વપ્ન આવવાથી જે દોષ લાગ્યો હોય તે પ્રારંભનો કાયોત્સર્ગ કરતાં ધોવાય છે.

પ્રતિક્રમણ કર્યા પછી (તેની અંદર જ) શ્રાવક પચ્ચખ્ખાણ કરે તેમાં નવકારશીના પચ્ચખ્ખાણના બે આગાર

છે, પોરસી સાઢપોરસીના છ છે, પુરિમઢ્ઢના સાત છે, ગંઠસહિ વિગેરે અભિગ્રહ પ્રત્યાખ્યાનના ચાર છે, નીવીના નવ છે, એકાસણા બેસણાના આઠ છે, આયંબિલના પણ આઠ છે, ઉપવાસના પાંચ છે, પાણસ્સાના છ છે, દેસાવગાસિકના ( નિયમ ધારે છે તેના ) ચાર આગાર છે આ પ્રમાણે આગાર સમજીને જે પચ્ચખાણ કરે છે તે પ્રાણી વહેલો ભવના પારને પામે છે

મનુષ્યોએ જેમ જેમ વૃદ્ધાવસ્થા થતી જાય તેમ તેમ પાપનાં કારણો ત્યજતાં જવાં જોઇએ બીજા કામ છોડીને તેણે તો ગુરૂમહારાજ પાસે ઉપદેશ સાંભળવા દરરોજ જવું જોઇએ ગુરૂમહારાજની મધુરી વાણી સાંભળીને ઉત્તમ જીવે ક્રોધ, માન, માયા ને લોભ તજવા જીવઘાત, અસત્ય વચન, ચોરી, મૈથુન અને પરિગ્રહ એ પાંચ અવ્રત ત્યજવા.

ચારે દિશાએ જવા આવવાનું પ્રમાણ કરવું. બાવીશ અભક્ષ્ય વર્જવા, બત્રીશ અનંતકાયનો ત્યાગ કરવો, ચૌદ નિયમ નિત્ય ધારવા, પંદર કર્માદાનનો ત્યાગ કરવો કે જેથી પ્રાપ્ત થયેલો અમૂલ્ય મનુષ્યભવ હારી ન જવાય. અનર્થદંડ લાગે તેવાં પાપ ત્યજવાં, હાસ્ય કુતૂહળ ત્યજી દેવા, શસ્ત્રાદિક માગ્યા ન આપવા. સતી બળતી હોય કે કોઇને ફાંસીએ અથવા શૂળીએ દેતા હોય તો તે જોવા જવું નહીં. દરરોજ સામાયિક કરવું. દેશાવગાસિક કરીને પ્રથમ કરેલા દિશી પ્રમાણનો સંક્ષેપ કરવો આઠમ ચૌદશનો પોસહ કરવો અને બીજે દિવસે પોસહ પારીને અતિથિસંવિભાગ કરવું, અર્થાત્ મુનિરાજને દાન દેવું. જ્ઞાન લખાવીને મુનિરાજને વહોરાવવું, સમક્તિ શુદ્ધ રાખવું, તેમાં દૂષણ લાગવા ન દેવું, નિરંતર સવારે ને સાંજે પચ્ચખ્ખાણ

કરવું. સાત ક્ષેત્રમાં યથાશક્તિ દ્રવ્ય વાપરવું. દીન જનોનો ઉદ્ધાર કરવો, પરોપકારપરાયણ થવુ, કોઈને લાભ થાય તેવાં વચન જ મોઢેથી બોલવાં. અસાર વચન બોલવાં જ નહી, પારકી નિંદા કરવી નહિ, કોઇની ચાડી ખાવી નહીં, રાગ દ્વેષ જેમ બને તેમ ઘટાડવા, આ મનુષ્યનો ભવને તેમા પણ શ્રાવકપણું પામ્યો છું તે પૂરેપૂરા પુન્યના ઉદયથી લાખો ભવમાં ભમતાં ભમતાં માંડ માંડ પામ્યો છું, તેથી તેને જેમ બને તેમ સફળ કરવા પ્રયત્ન કરવો.

ગુરૂમહારાજની વાણી હરરોજ સાંભળવી અને પછી ગુરૂમહારાજની સભાળ લેવી, ઔષધાદિ જે કાંઈ જોઇતું હોય તે લાવી દેવુ ખાસ આમંત્રણ કરીને ઘરે આવવું અને ઘી, ખાંડ અને ક્ષીર વિગેરે પદાર્થો તૈયાર રાખી સારી રીતે વહોરાવવા. મુનિદાનનો લાભ લેવો.

આ પ્રમાણેની હિતશિક્ષા આપીને ઋષભદાસજી કહે છે કે–હે ભવ્ય પ્રાણી! વૃદ્ધાવસ્થા આવે ત્યારે જો મન ચાલે તો સ્ત્રી ને ધન વિગેરે ત્યજી દઇને દીક્ષા લેવી–ચારિત્ર ગ્રહણ કરવું તે ન બની શકે તો શ્રાવક ધર્મનું સારી રીતે આરાધન કરવું તેમા પણ અંતસમયે આરાધના અવશ્ય કરવી સલેખણા કરવી અને ચારે આહારનો ત્યાગ કરી ચાર શરણ અગીકાર કરવા આ ખરા વખતે કોઈ પ્રકારની ગફલતમા રહેવુ નહિ હવે આયુષ્ય કેટલું છે તે જાણવાનો ઉપાય કહે છે.—

પોતાનું આયુષ્ય કેટલું છે તે જાણવા માટે એક કુંડી નિર્મળ પાણીથી ભરવી. પછી તેમા સૂર્યનુ પ્રતિબિબ પડે તેમ તે મૂકવી અને તેમા જોવું, જો સૂર્યનું દક્ષિણ પાસું

ખાંડું દેખાય તો છ મહિનાનું આયુષ્ય સમજવું, પશ્ચિમ પાસું ખાંડું દેખાય તો ત્રણ માસનું આયુષ્ય સમજવું, ઉત્તર પાસું ખાંડું દેખાય તો બે મહિનાનું સમજવું, અને પૂર્વ પાસું ખાંડું દેખાય તો એક માસનું આયુષ્ય સમજવું, મધ્યમાં છિદ્ર દેખાય તો દશ દિવસનું આયુષ્ય સૂર્ય ધુમાડાવાળો દેખાય તો એક દિવસનું આયુષ્ય સમજવું. સ્વપ્નથી કે બીજા નિમિત્તથી, પ્રકૃતિ ફરી જવાથી કે આહાર ઘટી જવાથી જ્યારે શ્રાવક પોતાનુ અલ્પ આયુષ્ય, જાણે ત્યારે તે અવશ્ય અણુસણ કરે કે જેથી જન્મ મરણ ઘટી જાય. આ કાળને આશ્રીને બએ કે ચાર ચાર પહોરનું સાગારી અણુસણ કરે.

ઉત્કૃષ્ટ રીતે મુનિ મરણ પામે છે તેનું પંડિતમરણ કહેવાય છે તેને સકામ મરણ પણ કહે છે અને તેવા મરણે મુક્તિ આપી શકાય છે. જે પ્રાણી પંડિતમરણથી મરે તે વધારેમાં વધારે સાત આઠ ભવે તો મુક્તિ પામે જ, જન્મ મરણનું દુઃખ તેનું નાશ પામે.

જે શ્રાવક જિનેશ્વરાદિકના શરણ કરીને મરણ પામે તેનું બાળપંડિત મરણ કહ્યું છે અને જે વ્રતાદિક વિના મરણ પામે છે તેનું બાળમરણ કહેલું છે. દેવોને પણ બાળમરણ હોય છે અને બાળમરણવાળા મનુષ્યાદિ દેવગતિ પામી શકે છે; મુક્તિ પામતા નથી મુક્તિ તો પંડિતમરણવાળા જીવો જ મેળવી શકે છે. આ પ્રમાણેની હિતશિક્ષા ઋષભદાસજીએ ભવ્ય જીવોને ચેતવવા માટે આપી છે.

કર્ત્તા રાસની સમાપ્તિ કરતાં કહે છે કે—આ હિતશિક્ષાનો રાસ કહેવાથી મારા મનની આશા પૂરી થઈ છે.

આ રાસ વાંચવા સાંભળવાથી મંદિરમાં લક્ષ્મીનો વાસો થાય છે અને બારે માસ ઉત્સવ વર્ત્યા કરે છે. સાંભળનારને અનેક પ્રકારના સુખ પ્રાપ્ત થાય છે. મોટા રાજાઓ પણ તેને માન આપે છે. ઘરમાં સંપની વૃદ્ધિ થાય છે, હય ગય વૃષભ ને ગાય વિગેરે પશુઓનો લાભ થાય છે. પુત્રો વિનીત થાય છે. વહુઓ શીળવતી થાય છે. સંકટ પ્રાપ્ત થતું નથી અને સર્વત્ર કીર્ત્તિ થાય છે. આ રાસ ચિત્ત રાખીને સાભળનારને ઘણો ઉલ્લાસ આપનાર છે.

આ રાસ ખંભાતમાં બનાવ્યો છે, તેનું બીજું નામ ત્રંબાવતી છે જ્યાં ઘણા લોકોનો નિવાસ છે. સર્વ દેશોમાં ગુર્જર દેશ શૃંગારભૂત છે, જ્યાં ઘણા પંડિતો વસે છે. તે દેશમાં બધા નગરને જીતે તેવું ખંભાગત નગર છે. જ્યાં વિવેક વિચારવાળા અઢારે વર્ણ વસે છે. સાધુ પુરૂષના ચરણને સેવનારા ઘણા મનુષ્યો ત્યાં વસે છે. ઘણા શ્રીમંતોનો નિવાસ છે પુરૂષો પણ પટોળા પહેરે છે અને કેડમાં ત્રણ આંગુળ પહોળા એવા સોનાના કંદોરા શોભી રહ્યા છે. બીજા પણ યોગ્ય આભૂષણો ધારણ કરે છે. મોટા વ્યવહારીઆઓ દાતાર છે, અને તે પાંત્રીસ ગજ લાંબી રેશમી પાઘડી માથે બાંધે છે, બીજા પણ સુશોભિત અને કિંમતી વસ્ત્રો ધારણ કરે છે. રેશમી કબાઓ પહેરે છે, તે સો સો રૂપીઆની થાય છે સુગંધી જળથી સ્નાન કરે છે, સુગંધી વિલેપન કરે છે અને સુગંધી તેલનો માથામાં ઉપયોગ કરે છે જ્યાં પુરૂષો આવા શોભાવાળા વસતા હોય ત્યાં સ્ત્રીની શોભાનું તો શું કહેવું ? તેમનાં વસ્ત્રો તથા આભરણની શોભા તો પુરૂષ કરતાં વધારે હોય જ છે

એવા ખંભાયત નગરને દરીઆની લહેરો સ્પર્શ કર્યા

કરે છે, દરીઆની અંદર ઘણા વહાણો ફરે છે કીનારા ઉપર પુષ્કળ માલની વખારો છે ત્યાં વ્યાપાર પણ પુષ્કળ ચાલે છે. તે નગરી ફરતો કોટ છે. આગળ ત્રિપોળીઓ છે શહેરના મધ્યમાં માણેકચોક છે. જ્યાં ઘણા માણસો એકઠા મળે છે. તે નગરમાં અનેક પ્રકારના સુખભોગને ભોગવનારા ભોગી મનુષ્યો વસે છે.

તે નગરીમાં ૮૫ જિન પ્રાસાદ છે, કે જે ઇંદ્રપુરી સાથે વાદ કરે એવા છે. અનેક પૌષધશાળાઓ છે, કે જ્યા મુનિરાજ વ્યાખ્યાન કરે છે. પુણ્યવંત શ્રાવકો પૌષધ ગ્રહણ કરે છે. સ્વામીવત્સલો થયા કરે છે. તે નગરીમાં જહાંગીર બાદશાહ રાજ્ય કરે છે. ત્યાં રહીને સંવત ૧૬૮૨ ના માઘમાસની શુદિ ૫ ને ગુરૂવારે આ રાસ કર્ત્તા કહે છે કે મેં પૂર્ણ કર્યો છે. ગુરૂમહારાજના નામથી મને આનંદ થયો છે અને બ્રહ્મસુતા (સરસ્વતી) એ મારી આશા પૂરી છે.

કર્ત્તા પોતાના ગુરૂ શ્રી વિજયસેન સુરિને નમસ્કાર કરે છે. તે તપગચ્છના નાયક ઓસવાહ વંશમાં કમાકુળ શાહ અને કોડમદેના પુત્ર છે. જેણે ચારિત્ર લઇને જિનશાસનને દીપાવ્યું છે. એ ગુરૂના નામથી મારી આશા પૂર્ણ થઇ છે, ને હું આ હિતશિક્ષાનો રાસ રચી શકયો છું.

પ્રાગ્વંશમાં મહિરાજ નામે સંઘવી થઇ ગયા છે. જેમણે જિનશાસનનાં ઘણા કામો કરેલા છે. અને સંઘપતિ તિલક ધરાવી શત્રુંજયની યાત્રાનો લાભ લઇ અવતાર સફળ કર્યો છે. તે સમકિત યુકત બાર વ્રતના ધારણ કરનાર હતા. નિરંતર જિનપૂજા કરતા હતા. દાન, દયા ને ધર્મ ઉપર પૂર્ણ રાગ હતો. તેના પુત્ર સાંગણ નામે સંઘવી થયા તે પણ બાર વ્રતધારી હતા, અને નિરંતર પાર્શ્વનાથની ભક્તિ

કરતા હતા. તેનો પુત્ર હું ઋષભ તેણે આ હિતશિક્ષાનો રાસ બનાવ્યો છે. કર્ત્તા પોતાની પ્રવૃત્તિ કહી બતાવે છે કે–હું પ્રભાતમાં ઉઠી વીરપરમાત્માને સંભારી પ્રતિક્રમણ કરૂં છું, સમકિત સહિત બાર વ્રત ગ્રહણ કર્યા છે, દરરોજ બેઆસણાનુ પ્રત્યાખ્યાન કરૂં છું, દરરોજ ચૌદ નિયમ ધારૂ છું ને સંખેપું છું. ગુરૂમહારાજની સેવા કરવાથી શાસ્ત્રબોધ થયો છે. નિરંતર દશ દેહરે દર્શન કરવાનો નિયમ છે. ત્યાં ક્ષતાદિ ધરીને આત્માને આનંદ આપું છું. આઠમ પાખી પૌષધ કરૂં છું. તે દિવસે આઠે પહોર સઝાયધ્યાન કરૂં છુ, ને વીર પરમાત્માની વાણી સાંભળું સંભળાવુ છું પ્રાયે વનસ્પતિ ચુંટવાનો ત્યાગ છે. મૃષા બોલતો નથી અદત્ત લેતો નથી મન વચન કાયાથી શીળ પાળું છું પાપરૂપ પરિગ્રહ મેળવતો નથી. દિશાઓનું પરિમાણ કર્યું છે બાવીશ અભક્ષ્યનો ત્યાગ કર્યો છે. પંદર કર્માદાન તજી દીધા છે. અનર્થદંડે દંડાતો નથી. શસ્ત્રાદિક મેળવી રાખતો નથી. દરરોજ સામયિક કરૂં છું. દેશાવગાસિક, પૌષધ ને અતિથિસંવિભાગ પણ યોગ્ય અવસરે કર્યા કરૂં છું યથાશકિત સાત ક્ષેત્રને પોસું છું વધારે કહેવાથી લઘુતા થાય માટે કહેતો નથી. આટલું પણ એટલા માટે કહ્યુ છે કે મારી પ્રવૃત્તિની હકીકત જાણી અન્ય જીવો જો તેનુ અનુકરણ કરે તો હું તેના પુણ્યબંધનો કારણિક થાઉં. આ બધી હકીકત ઋષભદાસજીએ પરઉપગાર માટે જ કહી છે અને આનંદમંગળ સાથે આ રાસ સમાપ્ત કર્યો છે. શ્રી સંઘની આશા પણ પૂર્ણ થઈ છે.

**सर्वमंगलमांगल्यं, सर्वकल्याणकारणं ।**
**प्रधानं सर्वधर्माणां, जैनं जयति शासनम् ॥ १ ॥**